# પાટીદાર



સ્થાપકઃ સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

તંત્રી

ઈશ્વર પેટલીકર

માગશર – ૨૦૦૫

આ અંકની વિવિધ લેખનસામગ્રી



વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩, વિદેશમાં શિ. ૬.
માસિક દર મહિનાની તા. ૨૫ મીએ પ્રગટ થાય છે.
'પાટીદાર' કાર્યાલય, આણંદ

લાયબ્રેરીઓ માટે લવાજમમાં રાહત

## દાદાભાઈ નવરોજજી વાંચનાલયોના મંત્રીઓને

તમારૂં વર્ષ તા. ૩૧ મી ડીસેમ્બરે પુરૂં થાય છે તો ૧૯૪૯ની સાલ માટે આપની પસંદગી 'ખેડા વર્તમાન' ઉપર ઉતારી આપનું નામ તાકીદે ચરોતર પુસ્તકાલય પ્રવૃતિના સંચાલકને આણંદ સરનામે મોકલી આપો

## ગુજરાતનું જુનામાં જુનું ૮૯ વર્ષનું અજોડ

## ★ રાષ્ટ્રીય સાપ્તાહિક પત્ર ★




દા. ન. વાંચનાલયની લાયબ્રેરીઓને ખાસ ઉત્તેજન આપવા સારૂ વાર્ષિક લવાજમ રૂા. ૫-૦-૦ને બદલે રૂા. ૪-૮-૦ રાખ્યું છે ત્યા વધૂમાં નવા થનાર તમામ ગ્રાહકોને સંવત ૨૦૦૪ નો દિપોત્સવી અંક પણ ભેટ આપવામાં આવશે તો, આપની પસંદગી ગુજરાતના જુનામાં જુના ૮૯ વર્ષના રાષ્ટ્રીય સાપ્તાહિક પત્ર "ખેડા વર્તમાન" ઉપર અવશ્ય ઉતારી તુરતજ નામ મોકલશો એવી આશા.

પાછળ વાંચો

# આફ્રિકાના ગ્રાહકો જરૂર વાંચે

આફ્રિકામાં લવાજમની મુશ્કેલી ઘણી જ છે. નીચેનાં સ્થળોએ સેવાભાવે જે ભાઇઓ લવાજમ વસૂલ કરે છે, તેમને માટે ભાગે ફરજ સમજી લવાજમ પહોંચાડાતું નથી. છતાં એવડી મોટી વસ્તીમાં તેઓ ઉઘરાણી કરીને તે વસૂલ કરવા પ્રયત્ન કરે છે, તે બદલ તેમનો આભાર માનવો રહ્યો.

જે ગ્રાહકો ગામડામાં છે એ તો પોસ્ટલ ઓર્ડર મોકલે તો જ બને. પણ તેય આળસ કરે છે. એક ભાઇએ હમણાં લવાજમ મોકલતાં લખ્યું છે કે, દર વર્ષે પોસ્ટલ ઓર્ડર રજીસ્ટર્ડથી મોકલતાં દોઢ શિલિંગ ખર્ચ થાય એટલે સામાન્ય રીતે બે ત્રણ વર્ષે સામટું મોકલવાનું દરેકનું દિલ થાય. માટે લવાજમ બાકી પડે છતાં માસિક બંધ ન કરવું. માનું છું કે આ વૃત્તિ સામાન્યપણે હશે. એ કારણે જ માસિક બંધ ન કરતાં આ પ્રમાણે વારેવારે વિનંતી કરવી પડે છે. તો ગામડે રહેતા ભાઇઓને કહેવાનું કે, તેઓ લવાજમ બાકી પડતાં બે ત્રણ વર્ષનું આગળથી મોકલે જેથી અહીં મુશ્કેલી ઊભી ન થાય.

જ્યાં લવાજમ વસૂલ થાય છે તે સ્થળોના ગ્રાહકભાઇઓને એટલી વિનંતિ કે એટલી બહોળી વસ્તીમાં લવાજમ ઘેર જઇને વસૂલ કરવું મુશ્કેલ પડે, તે કરતાં વરસમાં અવારનવાર સભાસંમેલન કે મેળાવડામાં ભેગા થવાનો પ્રસંગ મળે ત્યારે જે તે લવાજમ આપી દે તો કામ સરળ થાય.

આશા છે કે નવા વરસનું અને બાકી પડતું હોય તે પાછલું લવાજમ નીચેનાં સ્થળે ભરવાની પોતાની ફરજ સમજીને આપશે તેવી વિનંતિ છે.

(૧) **મોમ્બાસા**—શ્રી. રણછોડભાઇ એમ. દેસાઇ, જનરલ પો. ઑફિસ.
શ્રી. હરમાનભાઇ ઝવેરભાઇ પટેલ. એચ. એમ. કસ્ટમ્સ

(૨) **નાઇરોબી**—શ્રી. ગવજીભાઇ એમ. પટેલ, લાયબ્રેરિયન, પટેલ બ્રધર હુડ

(૩) **કંપાલા**—શ્રી. સોમાભાઇ આર. પટેલ, લેસ્લી એન્ડ એન્ડર્સન લિ. પો. બો. ૩૨૪

(૪) **દારેસલામ**—શ્રી. ડાહ્યાભાઇ એમ. પટેલ, કસ્ટમ્સ ઑફિસ.

(૫) **નકુરૂ**—શ્રી. નારણભાઇ એમ. પટેલ, કોલોનિયલ સ્ટોર્સ, પો. બો. ૧૦૨

(૬) **જિંજા**—શ્રી. રાવજીભાઇ સી. પટેલ, પો. બો. ૧૪૩

(૭) **ટાન્ગા**—શ્રી. મહીજીભાઇ કે. પટેલ, પો બો. ૧૩૨

(૮) **કેરીચો**—શ્રી. રણછોડભાઇ જી. પટેલ, પો. બો. ૪૦

(૯) **કિસુમુ**—શ્રી. નારણભાઇ બી. પટેલ, સનસાઇન સ્ટુડિયો, પો. બો. ૧૭૦

(૧૦) **મ્બાલે**—શ્રી. ધનજીભાઇ એલ. પટેલ, પો. બો. ૧૧૧

(૧૧) **એલ્ડોરેટ**—શ્રી. અંબાલાલ એસ. પટેલ, પો. બો. ૧૫૦.

(૧૨) **મસાકા**—શ્રી. ડાહ્યાભાઇ જેઠાભાઇ પટેલ, પો. બો.

[illegible]

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

માગશર સં. ૨૦૦૫ | નવેમ્બર–'૪૮ | વર્ષ • ૨૬ અંક • ૨

# સુધારો

વાત વાતમાં આપણે સૌ કહેતા હોઇએ છીએ કે સમાજમાં સુધારો થવાની જરૂર છે. એ રીતે સુધારો કરવાની બાબતમાં આપણે સૌ એકમત છીએ. પણ એક કદમનું આગળ વધી, સુધારો કોને કહેવો એ મુદ્દા ઉપર આવીએ છીએ ત્યારે આપણે સૌ જુદી જુદી છાવણીમાં વહેંચાઇ જઇએ છીએ.

કોઈ કહે છે, નાના નાના ગોળ–વાડા જવા જોઇએ અને સમગ્ર જ્ઞાતિ એક થવી જોઇએ. બીજો કહે છે, નાતની વાત છોડો. નાતજાત જવી જ જોઇએ. સમગ્ર હિંદુસમાજ એક થવો જોઇએ. વળી ત્રીજો કહે છે, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે ધર્મના ભેદ ભૂલી સમગ્ર માનવસમાજની દૃષ્ટિએ જુઓ. આમ વિવિધ સૂર સુધારાની જુદી જુદી છાવણીઓમાંથી નીકળતાં આપણે સાંભળીએ છીએ.

સામી બાજુ, એ સુધારાની છાવણીઓ ઉપર પણ સુધારાને નામે બીજા હલ્લા કરતા હોય છે! એ કહે છે, માનવસમાજની વિશાળતાની વાત છોડો. એ કદી શક્ય નથી. એવો સમાજ રચાય તો માણસ ઉપર આજે આબરૂને નામે સમાજની જે બીક છે તે દૂર થઇ જાય, પ્રજા સ્વચ્છંદી બની જાય, અને સુધારાને બદલે કુધારો થાય. વિશાળ સમાજને કારણે જ પશ્ચિમમાં સ્વેચ્છાચાર ચાલી રહ્યો છે. માટે નાતજાતનું જે બંધારણ છે તે સારું છે. એથી માણસ ઉપર એક જાતનું દબાણ રહે છે અને એ સ્વચ્છંદી બનતો અટકે છે. દરેક નાતજાતમાં આજે જે કુરિવાજો છે તે સુધારવાની જરૂર છે.

નાતજાતના કુરિવાજોને પકડી રાખનાર કહે છે, આ આજકાલના

હાલી નીકળેલા સુધારો કરનાર ને જોયા હોય તો! શું ઘડિયા ગાંડા હતા તે એમણે એવા રિવાજો કર્યા હશે?

આવા સામસામી વિરોધી સૂરમાં સામાન્ય માણસને સમજ નથી પડતી કે સુધારો કોને કહેવો. એક પક્ષ જેને સુધારો કહેતો હોય છે, તેને જ સામો પક્ષ કુધારો કહેતો હોય છે. અને બન્ને પક્ષે વજન પડે તવા માણસો પણ હોય છે. એટલે અદનો માણસ જ્યાં હોય છે ત્યાં જ ઊભો રહે છે. અને પૂછે છે, ભલા ભાઇ! અમને સુધારો માપવાનો કોઇ ચોક્કસ ગજ આપશો કે જેથી કોઇના પક્ષે ન તણાતાં અમે જાતે નિર્ણય કરી શકીએ કે આ તે સુધારો છે કે કુધારો?

હા, સુધારો માપવાનો ચોક્કસ ગજ છે દુનિયાના કોઇ છેડે એ ગજથી માપી જોતાં એકસરખું માપ ઉતરે છે. દરેક સૌ સૌના ગજે માપે છે એટલે વિવિધ મતભેદ ઊભા થાય છે. પણ આ ચોક્કસ ગજે માપતાં અદનામાં અદનો માણસ પોતાની જાતે નિર્ણય કરી શકે છે, કે આ સુધારો, અને આ નહિ.

સુધારો આપણે શા માટે ઝંખીએ છીએ? સમાજ માટે. સમાજ એટલે કોણ? માણસો. માણસો એટલે કોણ? સ્ત્રી અને પુરુષ. પણ સ્ત્રી અને પુરુષ એટલે કોણ? આ જવાબમાં જ સુધારો પારખવાનો ચોક્કસ ગજ છે.

સ્ત્રી અને પુરુષ, એ કેવળ સ્ત્રી અને પુરુષ નથી. સ્ત્રી એ પત્ની છે, માતા છે. પુરુષ એ પતિ છે, પિતા છે. અપવાદ રૂપ જે કોઇ પાંચદસ ટકા સ્ત્રીપુરુષ આ જાતના સંબંધથી અળગાં હશે, તેમને પણ માબાપ તો છે જ.

મતલબ કે, સ્ત્રી અને પુરુષે બાળક તરીકે જન્મવાનું છે, માનું ધાવણ ધાવી ઉછરવાનું છે, મોટાં થતાં પરણવાનું છે, પરણીને નવાં બાળક જન્માવવાનાં છે.

એટલે સમાજસુધારાનો ચોક્કસ ગજ એ છે કે, સુધારાને પરિણામે પુરુષ સારો પતિ થવો જોઇએ, સારો પિતા થવો જોઇએ. સ્ત્રી સારી પત્ની થવી જોઇએ, સારી માતા થવી જોઇએ. જે જાતની વ્યવસ્થામાંથી આ પરિણામ આવે તે સુધારો. ન આવે તો માનવું કે એ સુધારો નથી પણ કુધારો છે.

# નવાજૂની

ઈશ્વર પેટલીકર

ગામડાં એટલે સુખ, ભોળપણ ને નર્યો પ્રકાશ એમ આપણી માન્યતા લગભગ દૃઢ થઇ ગઇ હતી તેને સાહિત્યક્ષેત્રે શ્રી. ઉમાશંકર, શ્રી. પન્નાલાલ પટેલ ને શ્રી. પેટલીકરે સુધારી. સાચી રીતે ગામડું શું છે ને તે આજે ક્યાં ઊભું છે તેનું લેખકે અહીં વાર્તારૂપે યથાતથ આલેખન કર્યું છે–

તંત્રી – અખંડ આનંદ

મુંબઇથી હું ઘેર આવવાનો હોઉં તે સમાચાર, મારો પત્ર થાને મળે કે તરત એ જેનેતેને જણાવવા માંડે. તેમાંય મારા એત્રણ મિત્રોને ખાસ હીંડીચાલીને કહી આવે–રવિવારે રમણ આવવાનો છે.

એટલે ગાડીએથી હું આવી પહોંચું, તે પહેલાં મારા એ મિત્રો મારી રાહ જોતા મારા ઘરને ઓટલે બેઠા હોય જ. વળી સામાન્ય રીતે હું વરસમાં એક વખત, દિવાળી ઉપર ઘેર આવું, એટલે અમે બધા એકબીજાને મળવા પરસ્પર ઉત્સુક હોઇએ એ સ્વાભાવિક કહેવાય.

તેમાંય આજે ગાડી ખાસ્સી દોઢ કલાક મોડી હતી, એટલે મારી રાહ જોઇને તેમની ધીરજ ખૂટી ગઇ હતી. પરંતુ ગાડીઓની આ કુટેવથી હવે આપણે ટેવાઇ ગયા છીએ એટલે એમને આસનકેદની જે શિક્ષા થઇ તે સર્વેએ સહર્ષ સહન કરી લીધી હતી.

એ બધાને મળતાં જ, ટેવાઇ ગયેલી જીભે પહેલો સવાલ કર્યો: 'કેમ બધા મઝામાં ને? ગામમાં શી નવાજૂની છે?'

અમારા બધામાં મોહન બહુ બોલકણો, અને એનો સાદ પણ પહાડી. મારા પ્રશ્ન સાથે જ એણે મોટા સૂરે કહ્યું: 'અહીં ગામડામાં શી નવાજૂની હોય! નવાજૂની બધી શહેરોમાં. તમે બધા શહેરમાં રહેનારા દેવ, અને અમે ગામડાનાં તો ઢોર. પછી અહીં શાની નવાજૂની?'

ગઇ કાલે જ, મારા પાડોશીમિત્ર, મનહરભાઈ સાથે મારે ગામડાં અંગે ચર્ચા થઇ હતી. એ મૂળ સુરતના વતની હતા. એલએલ. બી. થઇ વકીલાત પણ હાઈકોર્ટમાં એ કરતા હતા. ગામડાનું જીવન એ જીવ્યા નહોતા એટલે ગ્રામજીવનનાં એમને ઘણાં સ્વપ્ન આવતાં હતાં. હું ઘેર આવતો હતો એ નિમિત્તે જ અમારે ગામડાની ચર્ચા નીકળી હતી.

મોહનનો જવાબ સાંભળતાં મને મનહરભાઇના શબ્દો સાંભરી આવ્યા. એ બોલેલા: 'શહેર તો ન છૂટકાનું છે અને આશાસ્પદ નથી. વર્તમાનયુગનું આવી પડેલું પાપ છે એટલે નભાવી લેવાનું અને બને તેટલું વહેલું વિખેરી નાખવાનું રહ્યું.'

એટલે હસતાંહસતાં મેં મોહનને પ્રત્યુત્તર વાળ્યોઃ 'શહેર એ તો આવી પડેલું પાપ છે. ગામડાં એ જ દેશનું સાચુ ધન છે.'

બાગ મિત્રોમાંથી કોઇ કંઇ બોલે તે પહેલાં મારાં બા બોલી ઊઠયાં: 'ગામની તો તું હવે વાત જ ન કરીશ. દા'ડે દા'ડે એવું બગડતું જાય છે કે અહીં રહેવા જેવું જ નથી રહ્યું. પરમ દા'ડે જેઠાભાઇને ગામ વચ્ચે થઇને હાથકડી કરીને લઇ ગયા તે જાણીને મારા પેટમાં કોળિયો ધાન ગયું નહિ' અને એના સ્મરણમાત્રથી બાની આંખમાં પાણી ભરાઇ આવ્યું.

મેં ઉત્સુકતાપૂર્વક પૂછ્યું: 'જેઠાભાઇ મનોરભાઇને?' બાનામાં હવે બોલવાની શક્તિ ન હતી. સાડલાના છેડા વતી એ આંસુ લૂછતાં હતાં.

મોહને કહ્યું: 'હા. એ વગર બીજા જેઠાકાકા ગામમાં કયા છે, જેમને હાથકડી થતાં નાથીકાકીની આંખમાં આંસુ આવી જાય?'

બા સ્વસ્થ થતાં બોલ્યાં: 'મોહન! ભાઈ! મારું દિલ તો એવું છે, કે ખોટું મારાથી સહેવાતું નથી...' બાને આગળ બોલવા દીધા વગર મેં પૂછ્યું: 'કાળાબજારમાં ઝડપાઈ ગયા કે શું?'

રણછોડ બોલ્યો. 'રમણ! તું તારે એક વખત ખાઈ લે. દોઢ વાગ્યો છે એટલે રાંધેલું ય ટાઢું થઇ ગયું હશે. એ લાંબી વાત છે એટલે પછી નિરાંતે થશે. ગામની એવી નવાજૂની સાંભળવા તો તારી દસ દિવસની રજાઓ પૂરી થઇ જશે તો ય પાર નહિ આવે.'

રણછોડનું કહેવું ય ખોટું ન હતું. અમારા ગામમાં રોજ કંઇ ને કંઇ ઊંધુંચત્તું ન થાય ત્યારે થઇ રહ્યું! છતાં જેઠાકાકા જેવા ગામના પ્રથમ નંબરના પૈસાદાર, સરકારમાં લાગવગવાળા અને બધી વાતે પહોંચતા નાગરિકને ગામ વચ્ચેથી હાથકડી કરીને લઇ જાય તે ઓછો કુતૂહલનો વિષય ન હતો, કે એ જાણ્યા વગર પેટમાં અન્ન પેસે!

મેં કહ્યું: 'આપણા ગામનો હું અજાણ્યો નથી. પરંતુ કારણ તો કહો કે જેઠાકાકાનો ગુનો શો?'

મારા કુતૂહલને પ્રદીપ્ત કરતાં મોહને બનાવટી સૂરે ધીમા અવાજમાં કહ્યું: 'ચોરીનો ગુનો...'

'શાની ચોરી?'

'નાગરથી એક બારૈયાની ઘોડી ચોરી લાવ્યા છેલ્લા.'

મને થયું, મોહન ટીખળ કરે છે. જેઠાકાકાનો કાળાબજારનો ધંધો હતો એટલે એમાં સપડાય, તે સાચું માન્યામાં આવે. પરંતુ સાવ ગામગરો, એક બારૈયાને ઘેરથી, જેઠાકાકાં ઘોડી ચોરી લાવ્યા! '

મેં કહ્યું: 'મોહન! રાંડ ગાંડી પણ રાંડનાં લુગડાંય ગાંડાં? કહના દીવાના મગર સૂનતા બી દીવાના?'

વચ્ચે પાછાં બા બોલ્યાં: 'ખરું છે, ભાઈ! ઘોડીની ચોરીનું આળ મૂકીને જ હાથકડી કરી!'

હું તો મોં ફાડીને વકાસી જ રહ્યો.

મોહન વિજયનું હાસ્ય કરતાં બોલ્યો: 'રમણ! રાંડ ગાંડી તો જગતમાં બધે હોય છે; પણ આપણા ગામમાં તો રાંડનાં લુગડાંય ગાંડાં છે.

અત્યાર સુધી આ ચર્ચામાં કંઈ ન બોલેલા ચતુર તરફ દૃષ્ટિ કરતાં મેં પૂછ્યું: 'અલ્યા, આ બધું શું છે? કંઈ સમજાય તેમ તો વાત કરો.'

ચતુર બોલ્યો: 'એક વાર તું જમી લેને. દુ:ખે પેટ અને કૂટે કપાળ, એના એ બધી લાંબી વાત છે. નિરાંતે પછી થશે'

હવે તો કુતૂહલ ઉપર કાબૂ રાખ્યે જ છૂટકો હતો એટલે મેં રસોડામાં જવા પગ ઉપાડ્યો.

બાએ મને પીરસતાં કહ્યું: 'ભાઈ! અહીં તો હવે રહેવા જેવું નથી રહ્યું. લોક એવા અદેખા થઈ ગયા છે કે સામાનું સારું ખમાતું નથી. દા'ડે દા'ડે લોકો નઠારા આવા કેમ થતા જાય છે એ જ મને સમજાતું નથી.'

હું હાથ ધોઈને બહાર આવ્યો. વાત માંડીને સાંભળવી પડશે માની મેં કહ્યું: 'ચાલો ત્યારે મેડે નિરાંતે બેસીએ.'

અમે મેડે ગયા એટલે અત્યાર સુધી એ વાતમાં મૌન રહેલા ચતુરે શરૂ કર્યું: 'રમણ! એ બધો છીંડી વાળો છે. જેઠાકાકા પણ લોભિયા પૂરા એટલે ભૂખના નફા સારુ ભીખા સાથે ભૂંડાશ કરે. પણ એમ ન સમજે કે જેટલા ઉમરા ઘાલીશું એટલા ઓળંગવા પડશે. તેમાં આપણા ગામના કાનજીભા એટલે હદ! વાંદરાને નિસરણી મળી એવો ઘાટ આમાં થયો છે.'

વાતને ગોળગોળ ફેરવતા જોઈ હું હસ્યો. બોલ્યો: 'તમે બધા વાર્તાની કળા પૂરેપૂરી શીખી ગયા લાગો છો. આમ કુતૂહલ જાગતી રાખવા વાર્તાને ક્યાં સુધી લંબાવ્યા કરશો?'

મોહન ખરાડી ઊઠચો : 'કળા, કુતૂહલ અને વાર્તા–એ બધું તમને શહેરવાળાંને સોંપ્યું. અહીં તો આવી રોજની રામાયણ છે.'

ચતુર બોલ્યો: 'જેઠાકાકાને તું ઓળખે કે. મૂળ જરા હોદ્દાલા તો ખરા, તેમાં આ લડાઇમાં કાળાધોળાં કરીને કમાયા એટલે પૂરા ડાહ્યા થયા; ને લોભનો પાર નહિ એટલે દુશ્મન વધાર્યા અમલદારોને લાંચ આપીને કંટ્રોલનો વેપાર ચોમેરનાં ગામોનો કબજે કર્યો. કપાસિયા, ગોળ, ખાંડ, ઘાસતેલ, બધાનો ઇજારો એમનો. ઉપર લાગવગ ન હોત તો આપણા લોકોએ તેમને ક્યારના ખરાબ કર્યા હોત. પરંતુ એમાં કંઇ વળે તેવું ન હતું એટલે દાંત કચકચાવીને બધા બેસી રહ્યા હતા. તેમાં આવા વખતમાં એક શીશો ઘાસતેલ કે શેરબશેર ખાંડ વધારાની માગ્યા છતાં ન અપાઇ હોય, તે પણ દરેકના પેટમાં દુખતું હોય.'

ચતુર અટક્યો, પણ વાતની ગંભીરતા જાળવતાં વચ્ચે કોઇ કંઇ ન બોલ્યું એટલે એણે આગળ શરૂઆત કરી: 'આપણા ગામના લોકોનો સ્વભાવ તો તું જાણે છે. સામાનું સારું દેખ્યું ન ખમાય, એ પણ ઊંડેઊંડે ખર્યા. જેઠાકાકાએ અમદાવાદમાં ઘર ખરીદ્યું. બૈરાંછોકરાં ત્યાં રહેતાં થયાં. ચંદુ બી. એ. થયો અને સામી બી એ. થયેલી શહેરની વહુ મળી. આ બધું ગામના કાવશિયાઓથી શી રીતે વેઠ્યું જાય?'

બધાનાં મોં મલકી ગયાં.

ચતુરે વાત આગળ ચલાવી : 'આપણા ગામના કાવશિયાઓને કુહાડીનો હાથો મળી ગયો એટલે પછી ઘા કરવાનું ચૂકે ? વાગરમાં પહેલેથી ખાંડ–ઘાસતેલ –કાપડનું ચોરખાતું ત્રિભુવન ઠક્કર ચલાવતો. છેલ્લા બે મહિનાથી જેઠાકાકાએ ચાંપ કરીને, એની સામે અરજી ગામલોકોએ કરી હતી તેનો લાભ લઇને પોતાના હાથમાં લઇ લીધું. એમાં કામ શું ? મહિનામાં બે ચાર દિવસમાં માલ લાવીને ઊંચે મૂકી દેવાનું. ત્યાંનો એક માણસ રોક્યો છે તે એ બધું પતાવે છે. પરંતુ પરમ દિવસે એ ત્યાં ગયા હશે. ગયા પછી તાવ આવ્યો. છીતો બારૈયો એમનો આસામી છે. એણે પોતાને ઘેર મડદાલ ઘોડું હતું તે બેસવા આપ્યું. જેઠાકાકા ઉપર બેસીને ઘેર આવ્યા.'

મોહન અને રણછોડ પણ આ સંગથી અજાણ હોય તેમ મારી જેમ એકધ્યાને સાંભળી રહ્યા હતા.

ચતુરને વાત કહેવામાંથી પૂરતો રસ આવી રહેતો હતો, એટલે એ અટક્યા વગર કહે જતો હતો : 'ગામમાંથી ઘોડે બેસીને એ ગયા તે ત્રિભુ-

વન ઠક્કરે પોતાની દુકાનમાં બેડાંબેડાં જોયું. એ સાથે એને પોતાનું વેર વાળવાનો ગુક્કો સૂઝી આવ્યો. દુકાનેથી ઊઠીને એ સીધો છીતા બારૈયાને ઘેર ગયો. એને ઘેર સહેલા પેટે જેઠાકાકા એક વખત જપ્તી લઇ ગયેલા, એ ભુલાઇ ગયેલું વેર ઠક્કરે તાજું કર્યું અને ઠક્કરના કુહાડાનો હાથો છીતો બન્યો. એની પાસે તરત ચોરામાં જઇ ફરિયાદ કરાવી, કે માલપરના જેઠાભાઇ મનોરભાઇ હું ના કહેતો રહ્યો ને મારે ખીલેથી ઘોડી ચોરી ગયા! મારી પાસે બસો રૂપિયા માગે કે તેની ઉઘરાણીએ આવ્યા હતા, અને તે પેટે:ઘોડી છોડી જાઉં છું એમ બહાનું કાઢી મારી ના કહેવા છતાં ચોરી ગયા!

'પોલીસપટેલે એ જાતની ફરિયાદ નોંધી તરત થાણે ફોજદાર ઉપર રવાના કરી. જો કે ત્રિભુવન ઠક્કર પણ ગયા. ફોજદારને આગળપાછળની હકીકત કહી રોકડા રૂપિયા પચ્ચાસ, દસદસની પાંચ નોટ, આપી દીધી. શરત એટલી, કે એક વખત જેઠાભાઇને ગામમાંથી હાથકડી કરીને થાણે લાવવા!'

હું વચ્ચે બોલી ઊઠ્યો: 'પણ બે ગામ વચ્ચે ગાઉનો મામલો એટલે ત્યાં સુધીમાં ઘોડી જેઠાકાકાએ પાછી મોકલાવી દીધી હશે ને?'

રણછોડે ટાપસી પૂરી: 'શાહુકારની બે તો ચોરની ચાર આંખો હોય છે. ઠક્કરની ધ્યાન બહાર એ હોય?'

ચતુરે આગળ ચલાવ્યું: 'ઘોડી તરત એ પાછી મોકલશે એ અગાઉથી જાણતો હોવાથી છીતા બારૈયાને માલપરને રસ્તે રવાના કર્યો હતો. જેઠાકાકાએ પોતાના માણસ દ્વારા પાછી રવાના કરેલી ઘોડી રસ્તામાંજ છીતા બારૈયાને મળી. એને ઘોડી સોંપી માણસ પાછો વળ્યો. આગળના ઠરાવ પ્રમાણે છીતાએ ઘોડી ત્યાંથી નજીક આવેલા જેઠાકાકાના ખેતરમાં દોરી અને ત્યાં જઇ એમના ખેતરના શેઢે બાંધી!'

'આ બાજુ સાંજના ચાર વાગતાં ઠક્કર ફોજદારને લઇને આપણા ચોરામાં આવી પહોંચ્યો. જેઠાકાકા શરીર નરમ છતાં ફોજદારના બોલાવ્યાથી ચોરામાં આવ્યા. ફોજદારની વાત સાંભળી એ આભા બની ગયા, પરંતુ ત્રિભુવન ઠક્કરને જોતાં એ બધું કારસ્તાન પામી ગયા. પણ ગામડામાં કાવશિયા જેમ ધણીરણી તેમ ફોજદાર મોટો સત્તાધારી. જેઠાકાકા સામે અદાલતમાં ચોરી સાબિત થાય તેમ નથી, એ નાનું છોકરું ય સમજે તેવી વાત હતી. છીતો બારૈયો વચગાળે આમાં પિસાઇ જવાનો હતો એ સૌ સમજતા હતા. પરંતુ ત્રિભુવન ઠક્કરનું, ફોજદારનું કે આપણા કાવશિયાઓનું

વચ્ચે શું જવાનું હતું ? દાંત પડે તો કૂતરાના અને ચામડું તૂટે તો ગધેડાનું, એવો ઘાટ હતો.'

મેં સ્વાભાવિક સવાલ કર્યો : 'જેઠાકાકાની અંગત વાત જવા દઈએ, પણ પારકા ગામનો એક જૂઠો બારૈયો અને બંધો ઠક્કર આપણા ગામમાં આવી આપણા ભાઈને ખોટી રીતે હાથકડી કરાવે, તેમાં જેઠાકાકાની કરતાં આપણા ગામની આબરૂનો સવાલ નથી ?'

મોહને જોરથી કહ્યું : 'એટલો ઊંડો વિચાર હોય તો કોની મગદૂર છે, કે ગામ વચ્ચે હાથકડી કરીને લઈ જાય ! એ કંઈ ચોર–લૂંટારા હતા કે એમને એમ લઈ જતાં નાસી જવાના હતા ?'

ચતુરે આગળ ચલાવતાં પૂરું કર્યું : 'આપણા કાવશિયાએ ઉપર રહીને હાથકડી કગાવી અને મોકો પણ એવો આવ્યો, કે પાંચ વાગ્યા હતા એટલે નિશાળ છૂટી જેઠાકાકાને હાથકડી કરીને ગામ વચ્ચેથી લીધા ત્યારે એ છોકરાં પાસે તાળીઓ પડાવી !'

કીનાઈનની કડવાશથી મોં કડવું થઈ જાય તેમ મારું અંતર વાત સાંભળી રહેતાં ખિન્ન થઈ ગયું.

શું બોલવું તેનો વિચાર નહોતો સૂઝતો ત્યાં બા દાદરે ચડી, પગથિયે ઊભા રહીને 'ચા મૂકું ને હવે ?' એમ પૂછવા આવ્યાં હતાં, તે છેલ્લો અંત સાંભળતા વળી બોલ્યાં: 'મેં ના કહ્યું. હવે આ ગામમાં રહેવા જેવું રહ્યું નથી.'

રણછોડ એને ટેકો આપતાં બોલ્યો: 'તમે તો નાથીકાકી અમસ્તાં અહીં પડી રહ્યાં છો. મઝાનું રમણ જોડે મુંબઈ રહેવાનું છે અને જાણીને દુઃખ વેઠો છો ?'

બા મારા આગ્રહથી એક વખત મહાપરાણે મુંબઈ આવ્યાં હતાં, પરંતુ દસ દિવસ ગાળતાં મારું મન જાણે છે ! ત્યાંની રહેણીકરણી, છૂટછાટ, સંકડાશ, ધમાલ ઘણાંઘણાં કારણો તેમને મુંબઈ વિરુદ્ધ રજૂ કરવાનાં હતાં.

એટલે એમણે તરત જવાબ આપ્યો : 'ના, ભાઈ ના. માલપરમાં આખી જિંદગી ગઈ એટલે મને બીજે ન ગોઠે !'

મને બાના એ શબ્દો સાથે મનહરભાઈ યાદ આવ્યા. શહેરને પાપ કહેતા હતા, છતાં દર વખત હું એમને મારી સાથે ગામડે આવવા આગ્રહ કરતો, ત્યારે એક જ જવાબ આપતા : 'જવા દો ને, અરે ભાઈ ! હું ગામડાથી ટેવાયેલો નહિ એટલે નાહક હેરાન થઈ જઈશ !'

બંને ચિત્રોના વિરોધાભાસની કરુણતા વિચારતાં હું મૂંગો બની ગયો.

[ અખંડ આનંદ ]

મધમાખીનો ઉછેર અને મધ ઉત્પાદનનો ધંધો આપણાં ગામડાંઓમાં બહુ જાણીતો થયો નથી. ખેડૂત અને તેનાં બાળબચ્ચાં આખા દિવસમાં માત્ર એક દોઢ કલાક ફુરસદ પાડી મધ પાડી શકે છે. આમ તેઓ પોતાની આમદાની વધારી શકે છે. આ લેખમાં લેખક મધ ઉત્પાદનનો ધંધો કેટલો સહેલો છે તે સમજાવે છે.

# મધમાખનો ઉછેર

એસ. કે. કાલાપુર

આપણા દેશમાં મધમાખ, મધ અને મધપૂડો એ ત્રણે, હજારો વર્ષથી જાણીતાં છે. પરંતુ મધમાખને ઘરમાં પાળી મધ ઉત્પન્ન કરી શકાય એ તો આપણા માટે તદ્દન આધુનિક વિષય છે. પણ મધમાખીને ઘરમાં રાખી મધ પાડી શકાય છે તે રીતથી થોડી સદીઓ પહેલાં જ જાણતા થયા હોઇએ એમ લાગે છે.

એમ કહેવામાં આવે છે કે લગભગ બે સદી પહેલાં વાયવ્ય સરહદ પ્રાંતના જંગલમાં રહેનારાઓ, ઉત્તર કાનડાના જિલ્લાના વતનીઓ, પંજાબીઓ, માઇસુર અને કુર્ગના રહેવાસીઓ, માટીનાં વાસણમાં ચાસણી અથવા મીણ ચોપડી મધમાખને તેમાં આકર્ષી ઉછેરતા અને મધનું ઉત્પાદન કરાવતા; પરંતુ આધુનિક ઢબે લાકડાંની પેટીઓમા મધમાખીને ઉછેરવાની પદ્ધતિ તો આપણા જાણવામાં તાજેતરમાં જ આવી, એમ કહીએ તો ખોટું નથી.

ચાલતી આવેલી પરંપરાગત પ્રથા પ્રમાણે જો મધપૂડામાંથી મધ મેળવવું હોય તો મધપૂડામાંથી મધમાખને ભગાડી મૂકવા માટે મધપૂડા નીચે તાપણી-ધૂણી કરવામાં આવે છે. આમ મધમાખીઓ ઊડી ગયા પછી મધપૂડામાંથી કાચું અને પાકું મધ નીચોવી લેવામાં આવે છે. આ વખતે મધ ઉપરાંત તેમાંથી પરાગ, મધમાખનાં ઇંડાંઓનું રસાયણિક સત્ત્વ, ઝીણાં ઝીણાં મધમાખનાં બચ્ચાંઓ અને નાની નાની મધમાખો વગેરે પણ મળી આવે છે.

સામાન્ય રીતે મધમાખોની ચાર જાતો ગણાય છે. ૧. જંગલી મધમાખ, (જેને કયારેક પહાડી મધમાખ પણ કહે છે); ૨. હિંદી મધમાખ; ૩. ફૂલોની મધમાખ (જેને કેટલીક વેળા નાની મધમાખ કહેવામાં આવે છે); અને ૪. ડામર મધમાખ. આમાંની છેલ્લી બે મધ એકઠું કરવામાં ખૂબ જ

નબળી છે. તે આખા વરસમાં ભાગ્યે જ થોડા પ્યાલા ભરી શકાય એટલું મધ એકઠું કરી શકતી હશે એટલે ધંધાર્થી મધમાખ ઉછેર માટે એ બહુ મહત્ત્વની ગણાતી નથી. પહેલા પ્રકારની પહાડી મધમાખ તો રખડુ હોય છે. એક ઠેકાણે નિરાંતે વસવાટ કરવો એને રૂચતો નથી. એક સ્થળે એકી સાથે બહુ બહુ તો ત્રણ મહિના રહે છે. વળી એ સ્વભાવની બહુ તીખી હોય છે. તેની નજીક જો કોઇ માનવી કે પ્રાણી જઇ પહોંચે તો તેને તે પૂરના રોષથી ડંખે છે, અને ડંખ ઘણા જ અસહ્ય અને ત્રાસજનક હોય છે કહે છે કે આવી એકસો મધમાખો એક હાથીનો જાન લઇ શકે છે.

આ પહાડી મધમાખો પોતાના મધપૂડા એકાંતમાં, કોઇ ઝાડની ટોચ પર કે પહાડી પર બાંધે છે. આ મધપૂડા ક્યારેક તો પાંચ ફૂટ લાંબા અને ૭ ફૂટ પહોળા હોય છે. આ મધમાખ મધ એકઠું કરવામાં પણ જબરી હોય છે. તેનો વાર્ષિક સંઘરો ૫૦ થી ૧૦૦ રતલ જેટલો થાય છે. તે ખાસ કરીને જંગલી ઝાડોનાં ફૂલો અને તે જે જે પ્રદેશમાં ખોરાકની શોધમાં ફરે છે તે પ્રદેશમાંના પાકમાંથી પણ પરાગ ચૂસી લે છે. આપણાં જંગલોની સમૃદ્ધિ પણ તેમને જ આભારી છે. આમ છતાં આપણે ત્યાં મધ મેળવવા માટેની જે રીતો છે, તેનાં પરિણામે આ મહત્ત્વની મધમાખ રફતે રફતે નાશ પામી રહી છે, અને અત્યારે એમ કહી શકાય કે જો આ જાતિના રક્ષણ માટે પૂરતી વિચારણા અને ઉપચારો નહિ થાય તો, દહેશત છે કે આ ઉપયોગી પ્રાણીનો આપણે વહેલો અંત જોઇશું.

બીજી તરફ હિંદી મધમાખ તો એકદમ સાદી અને પાળી શકાય એવી હોય છે. આ મધમાખો કેટલીક વેળા તો એક જ સ્થળે એકી સાથે દાયકાઓ સુધી રહી હોવાના દાખલાઓ મળે છે. તે પોતાના આત્મરક્ષણ સિવાય ક્યારે ય ડંખ મારતી નથી. તેને માણસ અને પાળેલાં પશુઓના સહવાસની ટેવ પાડી શકાય છે. થોડોક અનુભવ મળતાં જ સામાન્ય માણસ તેની સાથે આસાનીથી કામ લઇ શકે છે. આ મધમાખોની ટેવ, કુટેવ અને રહેણીકરણીનો અભ્યાસ પણ કરી શકાય છે. એમ કહેવાય છે કે દક્ષિણ હિંદમાં આવી મધમાખોનો એક મધપૂડો તેમની સારી એવી સંભાળ રાખવામાં આવે તો, આશરે ૬૦ રતલ મધ આપે છે અને હિમાલયના પ્રદેશમાં તો આનાથી બેવડું ઉત્પાદન પ્રાપ્ત કરી શકાય છે. મધમાખોને અમે ત્યાં રાખી શકાય છે એટલે હાલમાં આપણાં જે જે ગામોમાં કુદરતી

સવલતો શક્ય છે ત્યાં ત્યાં આ મધમાખોને ઉછેરવી એ મહત્ત્વનો ઉદ્યોગ બની રહ્યો છે.

બૃહદ્ વિસ્તારમાં આ મધમાખો ઝાડોના થડોનાં પોલાણમાં અગર ઉજ્જડ મકાનોની દિવાલોમાં પોતાના મધપૂડા બનાવી રહે છે. તેના મધપૂડામાં સમાંતરે અને નજીક નજીક એક એકમાં સાતસાત ખાનાંઓ બનાવે છે. આ ખાનાંઓમાં રાણી–મધમાખી પોતાનાં ઈંડાં મૂકે છે, જ્યારે, 'કામદાર' મધમાખી 'રાણી'નાં બચ્ચાંઓની જિંદગી જરૂરનું અમૃત–રસાયણ અને પરાગ લઈ આવે છે. આ પછી આગલાં ખાનાંઓ ઉપર એક ઈંચને આંતરે બીજાં એવી જ જાતનાં ખાનાં બનાવે છે. આ ખાનાંમાં વસંત ઋતુમાં પુષ્પપરાગો સંઘરવામાં આવે છે. આ ઉપલા પડમાં માખી–રાણી આવતી નથી, કામદાર મધમાખો ઇંડાં મૂકતી નથી અહીં તો માત્ર મધ ભર્યું હોય છે! ખાનાંઓ પરિપક્વ થયે મધમાખો એનાં મોં બંધ કરી નાખે છે, એટલે જેઓ મધમાખોના જીવનના અભ્યાસી છે, તેઓ આ ઉપલાં પડને જ ઊંચકી લે છે અને તેમાંથી મધ ખેંચી લે છે.

મધમાખોને ઉછેરવાની નવી પદ્ધતિમાં આટલી વસ્તુ આવી જાય છે: ૧. જંગલ જેવા વાતાવરણમાં મધમાખો રહેતી હોય તેવા વાતાવરણમાં મધમાખીને રહેવા માટે લાકડાનાં ખોખાં બનાવવાં. આ ખોખાં પણ સાત સાત ખાનાંવાળાં બે પડનાં બનેલાં હોય છે. તેના નીચલા પડમાં માદા–મધમાખ રહી શકે અને બહારનાં પડમાં તો તેને આવવાનું હોતું જ નથી. મધમાખના પેલાં જંગલ–ઘરમાં અને આ લાકડાનાં ઘરોમાં ફરક માત્ર એટલો જ છે કે, આમાં ફેરવી શકાય એવી ઢાંકણી છે, જેમાં મધમાખો પોતાનો મધપૂડો રચી શકે છે, અને તેમને એવી તાલીમ આપવામાં આવે છે કે તેઓ પેલા ખોખાનો ખાનામાં જ મધપૂડો બનાવે છે. લાકડાનાં ખોખાનું આ ઘર સંકારી શકાય એવું હોય છે. એનું કોઇપણ ખાનું ગમે ત્યારે છૂટું પાડી શકાય અને તપાસી શકાય એવું હોય છે એટલે મધમાખનો ઉછેરનારો માળી ઘરની ગમે ત્યારે તપાસ કરી શકે છે. આ તપાસ ખાસ કરીને મધ પાકી ગયું છે કે કેમ અને તેને નીચોવી શકાય એવી સ્થિતિમાં છે કે કેમ તે જોવા માટે હોઇ શકે.

આ લાકડાનાં ખોખાનો બીજો પણ એક ફાયદો છે. આ ખોખાને ગોળ ફરતા યંત્રમાં મૂકી શકાય છે, અને તે એ પ્રમાણે ચાલુ થાય

ત્યારે માત્ર મધ જ બહાર નીકળી આવે છે. પેલા મધપૂડાને કશી જ હાનિ પહોંચતી નથી, તે તો જેમનો તેમ સાબૂત રહે છે કે જેથી મધમાખ તેનો તુરત જ ઉપયોગ કરી શકે. એટલે મધમાખને નવો મધપૂડો તૈયાર કરવાની મહેનત કરવી પડતી નથી. તેને તો મધપૂડાનું ખોખું તૈયાર મળી જ જાય છે, જેમા ફરીથી મધ મૂકવાનું શરૂ કરી શકાય વળી મધમાખોને તેઓ કુદરતી વાતાવરણમાં જેમ એક જથામાં રહેતી હોય તે જ રીતે રહેવાની પૂરેપૂરી તક મળે છે. વળી આ યંત્રના સંચાલન વખતે કે બીજા કોઇ પણ પ્રસંગે એક પણ મધમાખ દબાતી ચંપાતી નથી. આ રીતે મેળવવામાં આવતું મધ તદ્દન ચોખ્ખું હોય છે.

મધમાખ ઉછેર માટેની ૨૦ પેટીઓ ધરાવનાર માણસો લગભગ ૭૦૦ રૂપિયાની કિંમતનું ૬૦૦ રતલ મધ પેદા કરી શકે આ માટે તેને પેટીઓ, મધ કાઢવાનાં સાધનો અને બીજાં સાધનો માટે રૂ. ૧૫૦ રોકવા પડે.

મધમાખ ઉછેરનારાઓની સહકારી સંસ્થા તરફથી તમામ સાધનો ખરીદ-વેચાણ પદ્ધતિએ લઇ પૂરાં પાડવામાં આવે છે. આ નાણાં સભાસદે મધ ઉત્પાદન શરૂ થાય ત્યારથી હપ્તાઓમાં આપવાનાં હોય છે અને હપ્તાઓ ભરવાનું પાંચ વરસ સુધી ચાલુ રહે છે.

કાનડા જિલ્લાના ગામમાં ખાસ કરીને કિનારાના પ્રદેશમાં આખું જ વરસ, એક કે બીજી જાતનાં ઝાડો ફાલેલાં જ રહે છે. ત્યાં કોઇ જાતનું કૃત્રિમ પોષણ મધમાખોને આપવાની જરૂર નથી.

અગાઉ કહેવાઇ ગયું તેમ આ જિલ્લામાં સાધારણ કાળજી રાખવાથી ૫૦ રતલ જેટલું મધ સહજમાં ઉત્પન્ન થઇ શકે છે. સાજાં, સારાં કે નબળાં સ્ત્રીપુરુષો, બાળકો અગર વૃદ્ધો કોઇ પણ વ્યક્તિ આ ઉદ્યોગને હાથ ધરી શકે છે. મધમાખીના ઉછેરનારાઓને પોતાના કામ માટે બહાર જવાની જરૂર નથી. તેને તો દિવસ દરમિયાન જ્યારે બની શકે ત્યારે બને. તેટલું લક્ષ આપવાનું હોય છે. તેને ખુલ્લા મેદાનોમાં સૃષ્ટિસૌન્દર્ય વચ્ચે કામ કરવાનું હોય છે. આ ઉદ્યોગ માટે કોઇ ભારે ખર્ચનાં મકાનો ચણાવવાની જરૂર નથી. મધમાખીની પેટીઓને ઘરના વંડામાં કે ઝાડોની નીચે પણ મૂકી શકાય. મધમાખીના ઉછેરનારાને પોતાની બુદ્ધિ શક્તિને બીજે રોકવાની તમામ તકો મળે છે. જે મહત્ત્વનું છે તે એ કે મધમાખીઓ વાડામાંનાં ફળઝાડની ઉત્પાદન શક્તિમાં તેમજ બગીચ માંનાં શાકભાજીની ઉત્પાદન શક્તિ વધારી મૂકે છે.

[ મોહન બંધુ ]

# અગસ્ત્યનો વાયદો

ઈશ્વર પેટલીકર

લગ્ન અંગેની લેવડદેવડ લોકો સમજીને બંધ નહિ કરે, એમ આજ સુધીનો અનુભવ આપણને કહે છે. જ્યારે લગ્ન અંગેના ગોળ, વાડા તૂટે અને લગ્નસંબંધ એકબીજાની સ્વેચ્છાથી સહવાસ પછી નક્કી થશે ત્યારે લેવડદેવડનો પ્રશ્ન નહિ હોય. પણ આજે એ સ્થિતિ અગસ્ત્યના વાયદા જેવી લાગે છે. કારણ કે, એ અંગેનો આજ સુધીનો અનુભવ કહે છે કે વાડા તોડો કહેનાર પણ પ્રસંગ આવે છે ત્યારે એના એ વાડામાં ભરાય છે અને એ જ રિવાજને નાને મોટે અંશે તાબે થાય છે. પછી વાડા તૂટે શી રીતે?

ભૂતકાળની આ સ્થિતિ ચાલુ રહેવાની હોત તો જરૂર આ વાડા ક્યારે તૂટત એ કહી ન શકાત. પણ આવતી કાલ તરફ નજર કરનારને જરૂર લાગશે કે ભૂતકાળની સ્થિતિ ચાલુ રહેવાની નથી. વડીલો પાસે ચાલુ ચીલો કપાવવાની આશા મોટે ભાગે આજ સુધી વ્યર્થ ગઈ છે, અને તેય સુધારક કહેવાતા વર્ગ પાસેથી પણ. એનું એક કારણ એ લાગે છે કે જુવાનીનું જોમ હોય છે ત્યાં સુધી માણસ મોટે ભાગે સાહસપ્રિય હોય છે. શું ધંધામાં, શું વ્યવહારમાં. પરંતુ જેમ જેમ એની જુવાની ઓસરતી જાય છે તેમ તેમ સાહસ ઘટતું જાય છે અને સહીસલામતી શોધવાની વૃત્તિ જોર પકડતી જાય છે. એટલે જુવાનીમાં સુધારાની વાત કરનાર પુરુષો દીકરાદીકરીનાં લગ્ન આવતી વખતે જુવાની વટાવી ગયા હોઈ ચાલુ ચીલામાંથી નીકળવાની વૃત્તિ બતાવતા નથી. નવે રસ્તે જતાં, ચાલુ સમાજથી જુદા પડતાં, દીકરા-દીકરી દુઃખી થયાં તો? એના કરતાં ધોરી રસ્તે જવું શું ખોટું? એટલે ધોરી રસ્તે જે ભય હોય છે તેથી ચેતતા રહી, પથ્થર તળે આવેલો હાથ કળે કળે કાઢી લેવાની વૃત્તિ દરેક રાખે છે અને દરેક વ્યવહારિયા બની જાય છે.

સુધારાની વાતો કરનાર મોટા ભાગે બધા આજ સુધી આમ વર્ત્યા છે એટલે જુવાનીમાં તેમનું બોલવું દંભ હતો એમ સૌને માટે કહેવા કરતાં, જુવાનીનું લોહી ઓસરી જતાં ચીલો કાપવાની શક્તિ જતી રહે છે એમ માનવું તે વાજબી લાગે છે. અને દીકરાદીકરીનાં લગ્ન માબાપની જુવાની વીત્યા પછી આવવાનાં એટલે આ રીતે જોતાં વડીલો નવો ચીલો કાપે તેવી આશા લાગતી નથી.

હવે રહ્યાં પરણનાર યુવકયુવતી. આજના સમાજમાં યુવકયુવતી એક-બીજાના પરિચયમાં આવે તેવી સ્થિતિ નથી. એટલે માબાપ ગોઠવે તેમાં એકબીજાને જોઇને સંમતિ આપવાની હોય છે. એકબીજાને પરિચય નથી એટલે સ્નેહ નથી. પરિણામે બહારનો દેખાવ, ભણતર અને લેવડદેવડના લાભાલાભ જોઇને સોદા પતે છે. વગર પરસેવો પાડયે કમાવાની સૌની વૃત્તિ છે. એટલે લગ્ન દ્વારા મળતો પૈસો જતો કરવાની યુવક પણ ઇચ્છા બતાવતો નથી. પરિણામે દુઃખી થાય છે દીકરી. લેવડદેવડને લીધે માબાપ પોતાની શક્તિ પ્રમાણે જમાઈ શોધે છે. દીકરીને પણ બીજો ઉપાય હોતો નથી એટલે અનેચ્છાએ પણ પોતાને લાયક નહિ, પણ માબાપ જે ખરીદી શકે તેવો વર સ્વીકારવો પડે છે.

આ સ્થિતિમાં જો કોઇને અન્યાય થતો હોય તો તે દીકરીને. જ્યાં સુધી એ જાગ્રત ન થાય ત્યાં સુધી વાડા ન તૂટે. જાગ્રત થવા માટે કેળવણીની જરૂર છે. પરંતુ સમાજમાં છોકરીઓને કેળવણી મળી તેથી એ જાગ્રત તો થઇ પણ પોતાના દુઃખ સામે થવાની હિંમત તેમાંના મોટા ભાગે બતાવી નહિ. કેળવણી ઉપરાંત સ્ત્રીને બહારનું ક્ષેત્ર મળે તો જ તેનામાં હિંમત આવે. આજે સ્ત્રીની પાસે જે ઘરનું કામ છે તેમાં મુશ્કેલી, આફત કે ઘર્ષણ જેવું નહિવત્ છે. જે વર્ગને મુશ્કેલીઓનો સામનો કરવાનો હોય છે તેનામાં હિંમત આવે છે. સ્ત્રી કેળવાય પણ એને બહારનું ક્ષેત્ર ન મળે તો એની સ્થિતિની જાગ્રતિ આવે છતાં સમાજ સામે બંડ કરવાની શક્તિ આવવી મુશ્કેલ છે. જે વ્યક્તિ પોતાના પગ ઉપર ઊભી રહે છે તે જ હિંમત બતાવી શકે છે. એટલે છોકરીઓની આજની સ્થિતિ આવતી કાલે જ્યારે એક ડગલું આગળ વધશે ત્યારે એ આજની જેમ અસહાય બનીને મૂગી બેસી નહિ રહે.

આજે કન્યાને સંસ્કાર માટે કે વર મેળવવામાં સુગમતા પડે તે માટે કેળવણી અપાય છે. આવતી કાલે એથી આગળ વધી એ કમાણી કરી શકે તે માટે કેળવણી આપવી પડશે. સરકાર બેઠાખાઉ વર્ગને મૂડીવાદી પદ્ધતિ નાબૂદ કરી નાબૂદ કરવા માગે છે. એટલે કુટુંબનાં પાંચ છ માણસનું જીવનધોરણ ઊંચું રાખવું હશે તો સ્ત્રીએ પણ પુરુષની કમાણીમાં સહાયભૂત થવું પડશે.

એ સ્થિતિ સરકાર ઇચ્છે છે એટલે જેમ સ્ત્રી માટે, સરકારી બધી સંસ્થાઓ પુરુષના દરજ્જે નોકરી કરવા ખુલ્લી જાહેર કરી છે. આજની ભણેલી છોકરીઓ અભ્યાસ પૂરો કરી, લગ્ન થતાં ઘરની ચાર દીવાલોમાં

પૂરાઈ જાય છે, તેને બદલે આવતી કાલની છોકરી કેળવણી પૂરી કરી કમાણીના ક્ષેત્રમાં પડશે. પરિણામ એ આવશે કે એનામાં જાગ્રતિની સાથે સ્વતંત્ર પગલું ભરવાની હિંમત આવશે. એ કમાતી હશે એટલે સ્વતંત્ર પગલાને લીધે આવી પડનાર આર્થિક જવાબદારીની એને ચિંતા નહિ હોય. વળી આમ, બંને કમાતાં યુવકયુવતી પરિચય અને સ્નેહ પછી લગનથી જોડાતાં હોય ત્યારે એમને સમાજના વિરોધની ચિંતા સતાવે નહિ એ સ્વાભાવિક છે.

જ્યાં સુધી છોકરીઓને કેળવણી મળ્યા પછી સ્વતંત્ર કાર્યક્ષેત્ર ન મળે ત્યાં સુધી કેવળ જાગ્રતિ એના દુઃખમાં ઝાઝી મદદરૂપ નહિ બને. આજે માની લઇએ કે કોઈ ભણેલી છોકરી સ્વતંત્ર રીતે પગલું ભરવા તૈયાર હોય, છતાં જ્યાં સુધી એને વિશ્વાસ બેસે તેવા લાયક યુવકના પરિચયમાં ન આવી હોય ત્યાં સુધી એ શું પગલું ભરી શકે? વળી પરિચયમાં હોય છે ત્યારેય માબાપની વિરુદ્ધના પગલામાં ભવિષ્યમાં દુઃખી થવાયું તો, એ સંશયે એ પગલું ભરતાં અચકાય છે. પરંતુ જો એનામાં પોતાના પગ ઉપર ઊભા રહેવાની શકિત હોય તો એ સંશય ટળી જાય અને પગલું ભરવાની હિંમત આવે.

એટલે સ્ત્રીમાં કેળવણી, જાગ્રતિ અને હિંમત આવે ત્યાં સુધી ગોળ તૂટવાની, પરણુ બંધ થવાની અને નાતો ભૂંસાવાની વાતો સફળ થવી શકય નથી. તે દિવસ નવી પેઢીમાં આવવાનો છે એટલે લાંબી રાહ જોવી પડવાની નથી. વળી વર્ષોથી પાંજરામાં પૂરાયેલા પક્ષીને છૂટું મૂકવામાં આવે તો પણ એની બંધાઇ ગયેલી પાંખો છૂટી ન થાય ત્યાં સુધી એ ઊડી ન શકે. એના જેવું સ્ત્રીનું છે. હજારો વર્ષોથી સ્ત્રી ગુલામ છે. ઘરમાં પૂરાયેલી છે. તેનામાં કેળવણી અને જાગ્રતિ આવે તો પણ હિંમતની પાંખો ન આવે ત્યાં સુધી એ સ્વતંત્ર પગલું ભરી ન શકે. આપણે સ્ત્રી પાસે ઓચિંતી કોઇ આશા રાખીએ તે પણ શકય નથી. ગઇ પેઢીની સ્ત્રી અભણ હતી, આજની પેઢીની સ્ત્રીમાં કેળવણી અને જાગ્રતિ આવી છે – આવે છે. અને આવતી પેઢીની સ્ત્રીમાં પાંખો આવવાની છે એ પણ એટલું જ સ્વાભાવિક છે.

વળી હિંદુ કોડમાં મોટા ફેરફાર કરવાની સરકારની જે આશા છે અને જે આવતી કાલે સફળ થવાની છે તેથી પણ સ્ત્રીની એ દિશામાં ઝડપી ગતિ થવાની છે. માબાપની મિલકતમાં પુત્રની માફક પુત્રીના હિસ્સાનો પણ સ્વીકાર કરવો એમ નવા હિંદુ કોડમાં નક્કી કર્યું છે. એ બિલને નવી ચૂંટણી સુધી મુલતવી રાખવાની ઝુંબેશ અત્યારે તો સફળ થયેલી લાગે છે,

છતાં નવી ચૂંટણી પછી ય એ પસાર થશે એવી શકયતા મોટી છે. વારસાહક નાબૂદીની કલમ પણ એવી છે.

પરિણામે, કુટુંબમાં દીકરીનો દરજ્જો દીકરા જેવો સમાન થશે. એ સરખી કેળવણી લેઇ શકશે. આમ દીકરીને કેળવણી આપવી પડશે અને ભાગ આપવો પડશે એટલે એની પાછળ પરણના કે બીજી લેવડદેવડના ખર્ચને પહોંચાશે નહિ. સામી બાજુ, આજે જેમ વર કન્યાનું ભણતર માગે છે, તેમ આવતી કાલે આગળ વધી ધંધો શો કરે છે તે પૂછશે. એથી માબાપને ફરજિયાત દીકરીને ધંધાદારી કેળવણી આપવી પડશે. કોઇને આ શેખચલ્લીનાં સ્વપ્નાં લાગશે, કે બહુ વરસો લાગશે આ નવો તમાસો આવતાં, એમ ઉપેક્ષાવૃત્તિ કરવા જેવું લાગશે; તો કોઇને થશે કે જે તમાસા થવાના હશે તે શહેરોમાં થવાના, ગામડાંમાં તો જેમ ચાલતું હશે તેમ જ ચાલ્યા કરશે.

તો એ સવાલોના જવાબમાં એટલું જ કહેવાનું કે, આ કંઇ સ્વપ્નાં નથી. આજે જે સ્થિતિ છે તે ઉપરથી આવતી કાલની થઇ રહેલી સ્પષ્ટ સ્થિતિનું ચિત્ર છે. એ સ્થિતિ આવતાં વરસો લાગશે એનો જવાબ તો આગળના લેખમાં આપેલો છે. સમાજનું જીવન બ્રહ્માના વરસ, દિવસ અને સૈકા જેવું છે. એટલે મનુષ્યના આયુષ્યના અલ્પજીવી માપે સમાજ સુધરે નહિ; પરંતુ અહીં એટલું જ કહેવાનું કે આ સ્થિતિ એક પેઢીમાં આવી જવાની. કારણ કે લોકોની ઇચ્છા નહિ હોય તો પણ સરકારના કાયદા એની ઝડપ વધારી મૂકશે પરિણામે, ગઈ પેઢીની ગતિ કરતાં નવી પેઢીમાં ઝડપ અનેકગણી હશે તો પણ વધવાની છે.

હવે રહ્યો છેલ્લો સવાલ. ગામડાંમાં એની અસર નહિ આવે તેમ માનવાનું કારણ નથી. આજનાં શહેર ગામડાની પ્રજામાંથી વસ્યાં છે. આજે શહેરોમાં રહેતા માનવીમાંથી ૯૦ ટકા વર્ગને ગામડાં સાથે વ્યવહાર છે—કોઇ ને કોઈ રીતે. એટલે શહેરના બનાવની અસર ગામડાં ઉપર નહિ થાય તેમ, માનવાનું કારણ નથી. શહેરમાં જ્યાં રિવાજનું ભંગાણ પડ્યું કે એના પડઘા ગામડામાં પડવાના છે. કારણ કે શહેરના લોકોના સંબંધીઓ ગામડામાં પણ ગૂંથાયેલા છે. વળી ગામડાં અને શહેર વચ્ચેનું આજનું અંતર દિવસે દિવસે ઓછું થવાનું છે., એટલે ગામડાંમાં સ્થિતિ નહિ બદલાય તેમ માનવાનું કારણ નથી.

આમ લગ્ન અંગેની લેવડદેવડ બંધ થવાનો અગસ્ત્યના વાયદા જેવો લાગતો અસરકારક આ રસ્તો નજીકની પેઢીમાં જ ઉકલશે એવી આશા જન્મે છે.

# ચીંઢાનાં મૂળ

અરવિંદ પટેલ

## [૧]

### 'બાપુજી! તમે શંડવા છો?'

પત્નીનું શરીર નરમ હતું એટલે ઘરકામ મારે માથે આવ્યું હતું. સાવરણી લેઇ મને ઝાડું કાઢતો જોઇ સાડાત્રણ વર્ષનો મારો બાબો બોલી ઊઠ્યો: 'બાપુજી! તમે શંડવા છો!'

હું એના સામું જોઇ હસી પડ્યો. પણ હાથમાંની સાવરણી ત્યાં જ અટકી ગઇ. વિચારમાં પડ્યો કે આટલા નાના બાળકને શી ખબર કે ઘરકામ, ઝાડું, કાઢવાનું કામ, પુરુષનું નહિ પણ સ્ત્રીનું છે? અને જે પુરુષ તે કામ કરે તેને શંડવો કહેવાય!

થોડો વિચાર કરતાં એનો જવાબ મને મળી ગયો. બાળક જ્યારથી ફરતુંહરતું થાય છે ત્યારથી એ કંઇ ને કંઇ પ્રવૃત્તિ કરવા માંડે છે. એ પ્રવૃત્તિમાં એને એ કાળે મોટાંની નકલ કરવાની હોય છે એટલે ઘરમાં ચાલતી પ્રવૃત્તિની એ સ્વાભાવિક નકલ કરે છે. પુરુષનું કામ ઘરની બહાર છે, ઘરમાં કામ કરતાં એ માને જુએ છે. એટલે માના કામની એ નકલ કરવા લાગે છે, સાવરણી લઇ એ ઝાડું કાઢવા પ્રયત્ન કરે છે. તે વખતે એને જવાબ મળે છે, તું છોકરી છે? છોકરી હોય તે એમ કરે. બાળક એમાં કંઇ સમજતું નથી, પણ અજ્ઞાનપણે આ સંસ્કારની છાપ એના મગજ ઉપર પડે છે.

ખૂણામાં પડેલી ઘંટીનો ખીલડો ઝાલી એ ફેરવવાની રમત કરવા જાય છે ત્યારે પણ એને જવાબ મળે છે—તું કંઇ શંડવો છે? દળવાનું કામ તો છોકરીનું!

આમ માના કામની નકલ કરવા જતાં પગલે પગલે એના ઉપર શબ્દો પડવા લાગે છે—આ છોકરીનું કામ, શંડવાનું કામ!

મને થયું, નાનપણના આ સંસ્કારનાં ઊંડાં મૂળ શા રીતે નીકળે? મોટો થશે ત્યારે કેળવણીથી, બુદ્ધિથી અને ન્યાયાન્યાયથી એ માનતો થશે કે સ્ત્રીપુરુષ સમાન છે, છતાં એના હૈયામાં પડેલા આ સંસ્કાર ભૂંસાશે?

મારી જ વાત કરું. આજે ઘરકામ કરવું એમ હું માનું છું. કરવાનો

પ્રસંગ આવે છે ત્યારે કરું છું પણ ખરો. છતાં જ્યારે જ્યારે પત્નીનાં કપડાં ધોતો હોઉં છું ત્યારે, એ સ્ત્રીનાં કપડાં છે એમ સભાન હોઉં છું.

સ્વાભાવિક, મારું રોજનું કામ કરતાં જે અભાનપણું હોય છે તે એમાં નથી હોતું. કારણ કે નાનપણમાં પડેલાં ઊંડાં મૂળ મને સભાન રાખે છે.

અટકી ગયેલી સાવરણીને ચાલુ કરતાં મેં હસીને બાબાને કહ્યું: 'ઝાડું કાઢે, ઘરનું કામ કરે એ રાંડવો ન કહેવાય, પણ જે એમ કરતાં શરમાય, ન કરવામાં પુરુષપણું માને તે રાંડવો કહેવાય!'

એમાં બાબો કેટલું સમજ્યો એ હું શું કહી શકું? પણ એણે લાંબો હાથ કરતાં કહ્યું: 'લાવો બાપુજી, હું વાળું.'

મેં આનાકાની કર્યા વગર એના હાથમાં સાવરણી આપી એ ઉમંગથી મારી નકલ કરવા લાગ્યો!

[૨]

## 'બાપુજી પાણી સુદ્ધાંય પીતા નથી!'

ઊર્મિલાબહેનને અને મારે નવો પરિચય હતો. એમના પિતાનું નામ તો નાનપણથી સાંભળેલું. બહુ મોટા માણસ છે. ધંધામાં જાણીતા, રાજકારણમાં જાણીતા અને સમાજકારણમાં પણ એટલાજ જાણીતા છે. મોટા થતાં એમનાં ભાષણો પણ મેં સાંભળેલાં. પણ અંગત પરિચય બિલકુલ નહિ.

તેમાં ઊર્મિલાબહેનનો પરિચય થતાં એ એટલાં સ્મરણો પિતાનાં કહેતાં કે મને પોતાને વર્ષોનો એમનો પરિચય હોય તેવો ભાસ થતો હતો. અંગત સંપર્ક સાધવા દિલ ઝંખતું પણ હતું. એ મોકો અચાનક મળી ગયો.

રવિવાર હતો. હું, ઊર્મિલાબહેન અને બચુભાઇ એમને ઘેર બપોરે બેઠાં હતાં. ટેબલ ઉપર ચા અને નાસ્તો મૂકાયો હતો અને ટનનન્ કરતી ઘંટડી વાગી. બારણું ઉઘાડવા ઊર્મિલાબહેન ગયાં.

'બાપુજી! આમ અચાનક ક્યાંથી?' કહેતાં ઊર્મિલાબહેન પિતાને જોતાં હર્ષઘેલાં થઇ ગયાં. હું અને બચુભાઈ ઊભા થયા અને જય જય કર્યા.

ઊર્મિલાબહેને મારું ઓળખાણ કરાવતાં કહ્યું: 'આ અરવિંદભાઇ, બાજુમાં નવા રહેવા આવ્યા છે. સજ્જન માણસ છે!' મેં મારી રીત પ્રમાણે કહ્યું: 'કોઇએ, માણસ મરે તે પહેલાં એના અંગે સારોખોટો અભિપ્રાય બાંધી લેવો ન જોઇએ. સજ્જન દુર્જન થાય છે, દુર્જન સજ્જન થાય છે.'

ટેબલ ઉપરની ચા ઠંડી થઇ જતી હતી એટલે તે તરફ ધ્યાન દોરતાં

એમણે કહ્યું: 'વાતો કરવાનો હજુ પૂરતો વખત છે, એક વખત ચાનું પતાવી દો.'

ઊર્મિલાબહેને પિતાને ચા આપવાની કંઇ હિલચાલ અત્યાર સુધી કરી ન હતી એટલે મેં એમને પૂછ્યું: 'આપ ચા નથી લેતા?'

ઊર્મિલાબહેન સામું જોઇને એ હસ્યા.

ઊર્મિલાબહેને એનો ખુલાસો કરતાં કહ્યું: 'ચા પીએ છે. પણ મારા ઘરની ચા એમને માફક નથી આવતી.'

હું કંઇ ન સમજ્યો. પૂછ્યું. 'એટલે?'

ઊર્મિલાબહેન: 'એટલે એ કે, દીકરીના ઘરનું માબાપથી કંઇ ન ખવાય એ આપણી જૂની માન્યતા પ્રમાણે, બાપુજી મારા ઘરનું પાણી સુદ્ધાં ય પીતા નથી!'

મને થયું, આવી જૂની માન્યતાને આવા સુધારક વળગી રહે છે!

[૩]

'મને 'એ' આવે ત્યારે લઉં!'

મોટર બે કલાક પછી ઉપડવાની હતી એટલે...માં અમારે એટલો વખત રોકાવાનું થયું. અમારે એટલે મારે અને જગુભાઇને. ગામમાં મારે કંઇ ઓળખાણ ન હતું. જગુભાઇને કહ્યું: 'શું કરશું હવે?'

જગુભાઇ: 'ચાલો ગામમાં, માધવલાલને ત્યાં જઇએ.'

માધવલાલને હું દીઠે ઓળખતો, જાણીતા માણસોને મારી જેમ ઘણા દીઠે ઓળખે. અને એવા માણસોનો પરિચય કરવાનો મોકો મળે છે ત્યારે સ્વાભાવિક કોઇ જવા દેવા ઇચ્છતું નથી.

હું અને જગુભાઇ ગામમાં ગયા. માધવલાલે ઘર બદલ્યું હતું એટલે શોધતાં થોડી વાર થઇ. બારણું ખાલી વાસેલું હતું. જગુભાઇએ બૂમ પાડી. મેડેથી એક આધેડ બહેને ડોકિયું કર્યું. જોતાં મોં ઉપર હર્ષ બતાવતાં કહ્યું—ઊભા રહો. ઉઘાડું છું.

એ માધવલાલનાં પત્ની હતાં. દેવીબહેન એમનું નામ, એ મેં પાછળથી જાણી લીધું હતું. ઘરની શાંતિ જોઇને જગુભાઇએ પૂછ્યું: 'માધવલાલ નથી કે શું?'

'કલાક ઉપર જ બહાર ગામ ગયા.' દેવીબહેનનો જવાબ સાંભળતાં મારા દિલમાં સહેજ રંજ થયો. એક નવો પરિચય થાત તે ગયો તે કારણે.

'જમવાનું કેમનું છે?' દેવીબહેને પૂછ્યું.

અમે જમીને નીકળ્યા હતા. અહીં વખત હતો એટલે ગયા હતા. કામ કંઇ ન હતું. અમે ઉપર જઇને બેઠા. પાણી પીધું. પુસ્તકો અને પત્રો જોતાં હું એ ફેંદવા લાગ્યો. એ જોઇને મને થયું કે માધવલાલ અભ્યાસી માણસ છે.

'જગુભાઇ ચા નહોતા પીતા એ દેવીબહેન જાણતાં હતાં. એટલે એમણે મારા અંગે પૂછતાં કહ્યું: 'આ ભાઇ ચા તો પીએ છે ને?'

મેં કહ્યું: 'હું ચા પીઉં છું, પણ અત્યારે ચાનો વખત નથી એટલે નહિ પીઉં.'

દેવીબહેન: 'એમ કંઇ ચાલે. તમે મારે ત્યાં ક્યારે આવવાના છો?'

મેં કહ્યું: 'જુઓ દેવીબહેન! હું તમારે ઘેર ખરી રીતે મહેમાન તરીકે આવ્યો નથી. બે કલાક ગાળવા આવ્યો છું. અને તેય જગુભાઇએ કહ્યું કે માધવલાલ એવા માણસ છે કે કામમાં હશે તો એ આપણા જવાથી બંધ નહિ રાખે. બાકી મારે બે કલાક માખો મારવા વખત હોય તેથી હું બીજાનું કામ બગડે તેમ ઇચ્છતો નથી.'

દેવીબહેન હસ્યાં. બોલ્યાં: ''એ' પણ તમારા જેવાં મતના છે. કોઇ આવે અને કામમાં હોય તો ટૂંકમાં પતાવી દેઇ પાછા કામે વળગે છે.'

અને ચાની વાતમાંથી અમે બીજાનો વખત ન બગાડવો જોઇએ એ વાતમાં ઉતરી પડ્યાં. ઠીક ઠીક ચર્ચા થઇ. દેવીબહેનની માયાળુતાનો પણ ખ્યાલ આવ્યો.

વખત થવા આવ્યો એટલે મેં કહ્યું: 'જગુભાઇ! હવે ઊઠશું ત્યારે?'

દેવીબહેન તરત ઊભાં થઇ ગયાં. બોલ્યાં: 'ચા પીધા વગર જવાનું કેવું? તમે મારે ઘેર ક્યારે આવવાના છો?'

મેં એવો આગ્રહ ન કરવા ઘણું કહ્યું ત્યારે એ બોલ્યાં: 'એ બધું ખરું. પણ તમે આમ ચા પીધા વગર જાઓ તો, મને 'એ' આવે ત્યારે લડે!'

મેં ચા પીધી. પણ વિચાર એનો એ આવે કે દેવીબહેન જેવાં બહાર ફરેલાં–ભણેલાં અને જાહેરજીવનના વર્ષોના અનુભવ પછી પતિ, લડે એ બીક–દલીલ એમના મનમાં કેમ હોવી જોઇએ?

આ બધાંનો એક જ જવાબ લાગે છે કે, આ બધાં ઊંડાં મૂળ ચીઢાના મૂળ જેવાં કહેવાય. સારો ખેડૂત જેમ ચીઢાનાં મૂળ જડમૂળમાંથી કાઢી નાખવા પ્રયત્ન કરે છે, તેમ સંસ્કારી માણસે આવાં મૂળ પણ જડમૂળથી કાઢવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

# સમસ્ત પાટીદાર સમાજ — ૨

પાટીદાર જ્ઞાતિમાં વરવિક્રય, કન્યાવિક્રય, નાના મોટા ગોળ અને કુળના ભેદ, લગ્નમરણના ભારે ખર્ચ, ફરજિયાત વૈધવ્ય વગેરે અનેક કુરૂઢિઓ પ્રચલિત છે. આને લીધે જ્ઞાતિનાં અનેક સ્ત્રીપુરુષોનાં જીવન રસહીન અને પ્રગતિહીન થઈ જાય છે એટલું જ નહિ. પરંતુ આપણો યુવાન વર્ગ જ્ઞાતિના રિવાજોના બોજાથી એવો બંધાઈ જાય છે કે સામાજિક ખર્ચોને પહોંચી વળવા માટે જરૂરી ધન સંપાદન કરવા સિવાય, પોતાના કે પ્રજાના જીવનના વિકાસની બીજી કોઈ દિશામાં કે પ્રવૃત્તિમાં બહુ જ ઓછો રસ કે સમય એને રહે છે. પરિણામે મનુષ્યજીવનના વિકાસનાં ક્ષેત્રો જેવાં કે કળા, સાહિત્ય, વિજ્ઞાન વગેરે પાટીદાર યુવકો બહુ આગળ વધી શકતા નથી.

સામાજિક રિવાજો સુધારવા આપણે રાજ્ય ઉપર જ આધાર રાખીને બેસી રહીશું તો ઝાઝું કંઈ થશે નહિ કારણ કે રાજ્ય તો બધાને લાગુ પડે તેવા જ સુધારાના કાયદા ઘડી શકે. વળી કાયદા ઘડવાથી જ સામાજિક સુધારા થઈ જશે નહિ. સામાજિક સુધારા માટે લોકમત કેળવવા પ્રયત્ન કરવા જોઈશે.

સામાજિક કુરૂઢિઓ સુધારવા આપણી જ્ઞાતિમાં તેમજ બીજી જ્ઞાતિઓમાં પ્રયત્નો થયા જ કરે છે; પણ એનું બહુ પરિણામ આવ્યું નથી. આ પ્રશ્નો સતત પ્રયત્ન વગર ઉકલે એમ નથી. એટલે આવા પ્રયત્નો સતત કર્યા જ કરવા પડવાના. અને તે માટે વડોદરામાં સમસ્ત પાટીદાર સમાજની સ્થાપના થઈ છે. તે અંગેની માહિતી ગયા અંકમાં છપાયેલી છે.

કેટલાક વિદ્યાર્થી મિત્રોને સામાજિક સુધારા માટેના પ્રયત્નો કરવા પાટીદારભાઈઓનું એક મંડળ કાઢવાની ઇચ્છા થઈ. પાટીદાર એટલે કયા પાટીદાર એ પ્રશ્ન ઊઠતાં પાટીદારને નામે ઓળખાતા તમામ પાટીદાર એમ નક્કી થયું. પછી થયું કે પાટીદારોમાં તો જાતજાતના પ્રકાર અને ગોળ છે. એ દરેકમાં જાતજાતના રિવાજો છે. એમાં કેટલા સારા છે ને કેટલા ખોટા છે, તે નક્કી થયા વગર કંઈ થાય નહિ. બીજી તરફ આ બધું કરનાર કોઈ મંડળ ઊભું ન થાય ત્યાં સુધી કંઈ જ થઈ શકે નહિ એમ લાગ્યું. એટલે નવા મંડળના બંધારણનો મુસદ્દો તૈયાર કરનાર સમિતિએ પોતાની માહિતી મુજબના રિવાજો ઉપરથી લગભગ તમામ પ્રકારના પાટીદારોમાં ચાલતા મુખ્ય રિવાજોનો વિચાર કરી નક્કી કર્યું કે અમુક પ્રતિજ્ઞાઓ લેનાર જ આમાં સભાસદ થઈ શકે તેમ કરવી એક મંડળ શરૂ કરવું.

તા. ૧૯-૯-૪૮ને દિવસે પાટીદારભાઈઓની એક સભા વડોદરા મુકામે બોલાવી. તેમાં બસોએક ભાઈઓ હાજર હતાં. આ સભાએ ઉપરના મંડળની સ્થાપના કરી છે.

આ મંડળે પાટીદારોના કેટલા પ્રકાર છે કેટલા ગોળ છે. અને એમાં કેવા કેવા રિવાજો દૂર કરવા જેવા છે તે બધી માહિતી ભેગી કરી શકાય તે માટે એક પ્રશ્નપત્રક તૈયાર કર્યું છે.

આ પ્રવૃત્તિને લોકો તરફથી સહકાર મળશે તો સારા પ્રમાણમાં સભાસદો થયા પછી પાકું બંધારણ અને કાર્યવાહક મંડળ નક્કી કરવામાં આવશે.

તો આપ સૌ આમાં સભાસદ થઈ સમાજસુધારાની આ સક્રિય પ્રવૃત્તિને વેગ આપશો એમ આશા છે અને નીચે જણાવેલા પ્રશ્નોનું એક-પ્રશ્નપત્રક બનાવી માહિતી નીચેના સ્થળે મોકલી આપવા મે. કરશો.

**પ્રશ્નપત્ર**

૧. આપનું નામ ૨. ગામ. ૩. ઉમર. ૪. ધંધો ૫. આપના ગામમાં પાટીદારોની આશરે કેટલી વસ્તી છે? ૬. લગ્નવ્યવહાર અંગે આપનું ગામ કયા ગોળમાં છે? ૭. આખું ગામ એ જ ગોળમાં છે કે જુદા જુદા તડા છે? ૮. ગોળમાં કેટલાં ગામ છે? ૯. આ ગોળમાં આશરે કેટલાં કુટુંબો હશે? ૧૦. આ ગોળમાં વરવિક્રય થાય છે? ૧૧. કન્યાવિક્રય થાય છે? ૧૨. આપવાલેવામાં કોઈ આંકડો બંધાયેલો છે? ૧૩. વધારેમાં વધારે કેટલી પરઠણ કે પલ્લું વગેરે અપાયલેવાય છે? ૧૪. પરઠણ સિવાય બીજું કેટલું ખર્ચ થાય છે? શી બાબત? ૧૫. દીકરીના લગ્નમાં સામાન્ય રીતે કેટલું ખર્ચ થાય છે? ૧૬. દીકરો પરણાવતાં શું ખર્ચ થાય છે? ૧૭. મરણ પ્રસંગે બારમું થાય છે? ૧૮. તે અંગે કેટલું ખર્ચ થાય છે? ૧૯. એ સિવાય કયા રિવાજો ખર્ચાળ પડે છે? ૨૦. ખર્ચ સિવાયની દૃષ્ટિએ બીજી રીતે કયા રિવાજો કઢંગા છે? ૨૧. કયા રિવાજો તમે સારા માનો છો? ૨૨. વિધવાને પરણવાની છૂટ છે? ૨૩. સમગ્ર પાટીદાર જ્ઞાતિને સામાજિક રીતે એક કરવી જરૂરી લાગે છે? ૨૪. આમ કરવું શક્ય લાગે છે? ૨૫. કેવા પ્રયત્નોથી એ થઈ શકે? ૨૬. જ્ઞાતિના રિવાજોને સુધારવા આપના ગામમાં કે ગોળમાં કંઈ પ્રવૃત્તિ ચાલે છે? ૨૭. આપણા દેશમાં તમામ જ્ઞાતિ એક થવી જોઈએ એમ આપ માનો છો? ૨૮. એમ થવાથી શો લાભ અને શું નુકસાન થશે? ૨૯. આમ કરવું શક્ય છે? ૩૦. જ્ઞાતિના રિવાજો સુધારવા કાયદાથી કામ કરવું એ ઇષ્ટ લાગે છે?

**ચિમનભાઈ મૂ. અમીન**, મંત્રી, સમસ્ત પાટીદાર સમાજ,
અમદાવાદી પોળ, વડોદરા

# કોંગ્રેસનાં બે ક્ષેત્ર

મણિભાઈ પટેલ

આ લેખમાં લેખકે વાચકોનું ધ્યાન એ તરફ દોર્યું છે કે સ્વરાજ્ય પ્રાપ્તિ પહેલાં કોંગ્રેસનું એક ક્ષેત્ર હતું—જ્યારે હાલ બે ક્ષેત્ર છે. એક સરકારી–રાજકીય ક્ષેત્ર, અને બીજું ક્ષેત્ર તે જનતાનું કાર્ય. આ બે વચ્ચે ચોખ્ખો ભેદ છે. એકનું સરકાર ચલાવવાનું કામ છે. બીજાને લોકસંપર્ક રાખી પ્રજા અને સરકાર બન્નેને દોરવણી આપવાની છે.



કોંગ્રેસ બળવાખોર સંસ્થા ગણાતી હતી તેમાં ઇ. સ. ૧૯૩૬ના અરસામાં કોંગ્રેસે બંધારણના માર્ગને પોતાની એક પ્રવૃત્તિ તરીકે સ્વીકાર્યો ત્યારથી પક્ષ તરીકેનાં બીજ રોપાયાં. અંગ્રેજ રાજસત્તાનાં સૂત્ર ગઇ સાલ કોંગ્રેસના ઉચ્ચ કક્ષાના નેતાઓએ સ્વીકાર્યાં. એટલે શાંતિમય માર્ગે સ્વરાજ્ય મેળવવાનો કોંગ્રેસનો હેતુ સધાઈ ગયો. કોંગ્રેસ વિરાટ સંસ્થા તરીકે, ક્રાન્તિકારીત્વનું પોતાનું લક્ષણ જવા દઇને, બંધારણને માર્ગે જતા પક્ષ તરીકે, કોંગ્રેસ પક્ષ તરીકે હવે એ ઊભી રહે છે. બંધારણને માર્ગે જવાની શરૂઆત કરતી વખતે જે પક્ષનું બીજ પડેલું હતું એ બીજ હવે ફણગામાંથી ફાલીને વૃક્ષ બને છે.

ગતાધિકારથી સરકારો રચાય ત્યાં લોકોનો મત મેળવવાનો, વધુ મત મેળવીને ચૂંટાઈ આવવાનું આવશ્યક બને છે અને એટલા માટે લોકસમૂહ આગળ એકલદોકલ વ્યકિત તરીકે ઊભા રહેવાનો અર્થ નથી. રાજકીય પક્ષો, પક્ષનું ધ્યેય અને હેતુ, જનતાના કલ્યાણ માટે પક્ષે ઘડી કાઢેલો કાર્યક્રમ, પક્ષ તરીકે ચૂંટાઈ આવીને સરકારમાં ધારાસભ્ય તરીકે બેસવા માટે આ બધું જરૂરી બને છે. ચૂંટણીઓમાં ચૂંટાઈ આવનારાઓ સરકારી તંત્ર ચલાવવામાં મશગુલ હોય છે, લોકોની અને તેમની વચ્ચેનો સંપર્ક તેઓ રાખી શકતા નથી. વળી લોકોમાં અને સરકારમાં જઇ બેસનાર ધારાસભ્યો વચ્ચે સંપર્ક રાખવા માટે વ્યવસ્થિત અને સંગઠિત પક્ષીય સંસ્થાની જરૂર હોય છે અને એટલા માટે દરેક રાજકીય પક્ષ એવી સંસ્થા ઊભી કરે છે. 'કોંગ્રેસ' હવે મુખ્યત્વે એવા પ્રકારની રાજકીય સંસ્થા તરીકે લોકો આગળ ઊભી રહેશે.

કોંગ્રેસના નવા બંધારણની દૃષ્ટિએ વિચારીએ તો, કોંગ્રેસ એ કોંગ્રેસ સરકારો પર કાબૂ ધરાવી શકે તેવી સંપૂર્ણ જોગવાઇ બંધારણમાં કરેલી છે. વળી બંધારણીય પ્રવૃત્તિઓ માટે કોંગ્રેસના પ્રમુખ અને બીજા પાંચ સભ્યોનું બનેલું પાર્લામેન્ટરી બોર્ડ નીમાય અને આ પાર્લામેન્ટરી બોર્ડ પાર્લામેન્ટરી પ્રવૃત્તિઓ ચલાવે અને ધારાયોગણ રચે. વળી ઉમેદવારોની પસંદગી કરવાને માટે આ પાર્લામેન્ટરી બોર્ડના સભ્યો અને એ. આઇ. સી. સી.એ ચૂંટેલા બીજા પાંચ સભ્યો એમ કુલ ૧૦ સભ્યોની ચૂંટણીસમિતિ નીમાય. આ ચૂંટણી-સમિતિ ઉમેદવારોની પસંદગી કરે અને ચૂંટણીઓની પ્રચાર પ્રવૃત્તિ ચલાવે.

સત્તા સ્થાન માટે પડાપડી થાય છે અને જરૂર પડે તો પૈસા ખર્ચી નાખતાં પણ લોકો પાછા પડતા નથી. સત્તા અને યશ બન્ને પ્રત્યેનું સૂક્ષ્મ આકર્ષણ માનવીને ઘણું છે અને તેમાથી મુક્ત થવું કઠણ છે. એટલે વ્યક્તિગત ઉમેદવારો ચૂંટણીઓમાં કેટલીક હલકટ યુક્તિઓ પણ વાપરતા ખરા. મહાસભાની સંસ્થા બને તેટલા શુદ્ધમાં શુદ્ધ રૂપે હોવા છતાં તેમાં ચૂંટાઇ આવવા માટે પણ વિવેકમર્યાદા બહારના પ્રયત્નો ભૂતકાળમાં નોંધાયા છે. પણ ચૂંટણીઓ જ્યારે વ્યક્તિગત ધોરણથી પક્ષગત, પક્ષીય ધોરણે ચલાવવામાં આવે છે, ત્યારે પ્રચારની પદ્ધતિ અને પ્રચારનું ધોરણ કંઇક ઉચ્ચ કક્ષાએ આવે છે અને તેની શરૂઆત પણ ઉચ્ચ સપાટીએથી થાય છે. તેમાંથી વ્યક્તિગત ધોરણે અજમાવાની હલકટ યુક્તિઓ અદૃશ્ય થાય છે અને એટલા પ્રમાણમાં દેશનું રાજકારણ શુદ્ધ થતુ જાય છે.

બ્રિટિશ રાજની સામે લડવાનું હતું ત્યારે કોંગ્રેસ હુંકું ઊભું રાખે તો પણ મત આપવો એવી એક વાત ચાલતી પણ હવે કોંગ્રેસની જવાબદારી રાજતંત્ર કુનેહપૂર્વક અને કાબેલિયતથી ચલાવીને જનકલ્યાણનું વધારેમાં વધારે ભલું કરવાની છે. અને કોંગ્રેસ સરકારને માટે અત્યારને તબક્કે દેશને મજબૂત બનાવે એવું અર્થતંત્ર અને રાજતંત્ર ઘડવાનું છે. એવે તબક્કે ઉમેદવારોની પસંદગી ખૂબ સભાળપૂર્વક કરવી પડશે સામાન્ય રીતે કાયદા-કાનુનનું જ્ઞાન, બીજા દેશોના રાજતંત્રોનો થોડોઘણો ખ્યાલ, કાબેલિયત અને કુશળતા સાથે સાથે હિંદીજનોના કલ્યાણની ઉત્કટ ભાવના, આવા પ્રકારની લાયકાત ઉમેદવારને માટે આવશ્યક મનાવવી જોઇશે. એવા લાયક ઉમેદવારોને ચૂંટણીસમિતિએ પસંદ કર્યા હશે, તો લોકો ખૂબ હર્ષથી આવકારશે અને એવા ઉમેદવારો ઘણા મત મેળવીને ચૂંટાઇ આવશે.

કોંગ્રેસનું એક અગત્યનું અંગ રચનાત્મક કાર્યક્રમ હતું. પક્ષીય ધોરણે કોંગ્રેસ સંગઠિત થવાની છે તો પણ તેના આ અંગની આવશ્યકતા ઓછી

થવાની નથી. છતાં આજ પહેલાં જોરશોરથી એના પ્રત્યે જે ધ્યાન અપાતું એવું ધ્યાન કદાચ ન અપાય એ બનવાજોગ છે. રચનાત્મક કાર્યક્રમ પ્રત્યે બે જુદી જુદી દૃષ્ટિ શરૂઆતથી જ રહેલી હતી. એક દૃષ્ટિ એવી હતી કે લોકસંપર્ક સાધવાને માટે રચનાત્મક કાર્યક્રમ એક અસરકારક સાધન છે અને તેથી લોકોની સાથે હળીમળી, કોંગ્રેસમાં લાગવગ વધારવા અને સ્વરાજ્યપ્રાપ્તિ માટે રચનાત્મક કાર્યક્રમને વળગી પડતા હતા. બીજી દૃષ્ટિ એવી હતી કે જીવનના ધર્મ તરીકે રેંટિયો, ખાદી, હરિજન ઉદ્ધાર વગેરે વગેરેને સ્વીકારવામાં આવેલાં હતાં અને પોતાના જીવનના એક અંગ તરીકે રચનાત્મક કાર્યો સ્વીકારેલાં હતાં. આ દૃષ્ટિવાળા પુરુષો બહુ ઓછા હશે, છતાં જેમણે જીવનમાં ધર્મ તરીકે રચનાત્મક કાર્યક્રમને અપનાવ્યો છે, તે તો ચાલુ રાખવાના જ છે. પણ જેમણે સંપર્કના એક સાધન તરીકે સ્વીકાર્યો હોય તેઓ સંપર્કનું બીજું સાધન મળી જાય તો આ કાર્યક્રમને છોડી દે એ બનવાજોગ છે.

કોંગ્રેસે પોતાના નવા બંધારણમાં પોતાનું સંગઠન બરાબર મજબૂત રહે તે માટે કેટલીક જોગવાઈઓ કરેલી છે. કોંગ્રેસના પ્રાથમિક સભ્ય થવા માટે ૨૧ વર્ષની ઉમરનાં કોઇ પણ સ્ત્રીપુરુષ તેના હેતુને અને ઉદ્દેશને માન્ય રાખી સહી કરી શકે છે. પ્રાથમિક સભ્ય થવા માટે નાણાંરૂપમાં કોઇ પણ પ્રકારની ફી આપવાની નથી, માત્ર તેના હેતુ અને ઉદ્દેશને માન્ય રાખવાનાં છે. એટલે આવા પ્રાથમિક સભ્યો ઘણી મોટી સંખ્યામાં નોંધાવાની સંભવિતતા છે. પણ પ્રાથમિક કોંગ્રેસ પંચાયતોમાં ચૂંટાઇ આવવા માટે પ્રાથમિક સભ્યને માટે નીચેની શરતો પાળવી આવશ્યક બને છે.

૧ હાથે કાંતેલી અને વણેલી ખાદી નિરંતર પહેરતો હશે. ૨. અસ્પૃશ્યતાનું કોઈ પણ સ્વરૂપ સ્વીકારતો નહિ હશે. ૩. આંતરજાતિય અને ધર્મોની એકતામાં માનતો હશે અને પરધર્મીઓ પ્રત્યે આદર ધરાવતો હશે. ૪. કોઇ પણ જાતના ભેદભાવ વિના—એટલે કે નાત, જાત અને ધર્મને ધ્યાનમાં લીધા વિના—સૌને સમાન તક આપવાની અને સરખો મોભો જાળવવામાં માનતો હશે. ૫ બીજા કોઇ પણ રાજકીય પક્ષનો, યા અર્ધ ધર્મ—રાજકીય પક્ષનો—કે જે પક્ષને જુદું બંધારણ, સભ્યપદ અને રાજકીય કાર્યક્રમ હોય એવા પક્ષનો—સભ્ય હશે નહિ. ૬. વાર્ષિક ૧ રૂ. ફી આપતો હશે. છેલ્લાં બે વર્ષથી લાગલાગટ પ્રાથમિક સભ્ય નોંધાયો હશે. ૭. ઉપરની તમામ શરતો પાળનાર પોતાના સભ્યપદ માટે નિશ્ચિત પ્રવેશપત્ર ભરીને જિલ્લા

સમિતિને મોકલી આપે અને મંજૂર થયે તે કોંગ્રેસની પ્રાથમિક પંચાયતોને માટે ચૂંટાવાને લાયક બને છે. અને આવા સભ્યને (Qualified Member)–લાયક સભ્યની સંજ્ઞા આપી છે.

આવી રીતે એક વર્ષ 'લાયક સભ્ય' તરીકે ઉમેદવારી પૂરી થયા પછી (Effective Member) 'કાર્યકારી સભ્ય' થવા માટે તેણે નિયમિત પોતાનો સમય કોંગ્રેસ નક્કી કરે તેવા પ્રકારનાં રાષ્ટ્રીય કાર્યોમાં કે રચનાત્મક કાર્યોમાં આપવો જોઇશે. આવી રીતે નોંધાયેલા 'કાર્યકારી સભ્ય' કોંગ્રેસ કમિટીઓમાં ચૂંટાવા માટે લાયક ગણાશે. ઉપરની વિગતોમાંથી ફલિત થાય છે કે રચનાત્મક કાર્યક્રમને યા તો રાષ્ટ્રીય કાર્યક્રમને કોંગ્રેસે બંધારણમાં સ્થાન આપેલું છે અને તેવું કાર્ય નિયમિત કરે તે જ 'કાર્યકારી સભ્ય' થઇ શકે અને આગળ ચૂંટાવાને લાયક બને છે.

મજદૂર સંઘો અને ધંધાદારી સંઘો પ્રત્યે હમણાં હમણાં કોંગ્રેસનું ધ્યાન ઠીક ઠીક પરોવાયું છે. ૧૯૪૨ પહેલાં એ સંઘો પ્રત્યે લક્ષ ઓછું હતું. જો કે મોટે ભાગે આવા પ્રકારના સંઘો શહેરમાં જ હશે એટલે શહેરના કાર્યકર્તાઓને આ કાર્યો કરવાની અનુકૂળતા રહેશે અને રચનાત્મક કાર્યમાં તેની ગણતરી થશે. ગામડાંમાં જાઓ એ ગાંધીજીનું સૂત્ર હાલ તરત વિસારે પડતુ જતું દેખાય છે.

બીજી તરફ સરકારમાં જઇ બેઠેલા કોંગ્રેસીઓ એવી મનોદશા ધરાવે છે કે જે કંઇ કરવું હોય તે તેમની સાથે રહીને, તેમને પૂછી કરીને કરવું જોઇએ: અને તેથી હાલમાં સરકારમાં જઇ બેઠેલાં કોંગ્રેસીઓ અને બહાર રહેલા કોંગ્રેસીઓ વચ્ચે જોઇએ તેવી સુસંવાદિતા સ્થાપન થઇ શકી નથી, અને કેટલીક વાર તો હુસાતુંસી પણ જણાઇ આવે છે. સરકારમાં જઇ બેઠેલા કોંગ્રેસીઓ અને બહાર રહેલા કોંગ્રેસીઓ બન્નેને માટે આ નવા પ્રકારનો અનુભવ છે પણ તેમનામાં રહેલાં ડહાપણ અને સમયસૂચકતા એક પ્રકારના વ્યવહારનું ધોરણ ઊભું કરશે ત્યારે અત્યારે દેખાતી કેટલીક ગૂંચવણો ઉકલી જશે. અને પ્રજાના કલ્યાણ પ્રત્યેની દૃષ્ટિ તેમના વ્યવહારમાં સુસંવાદિતાનું ઉચ્ચ સ્વરૂપ પ્રગટશે.



## વિના–ઓછા–લવાજમ ફંડમાં મદદ

મહુધાના કંપાલા રહેતા શ્રી વિઠ્ઠલભાઇ સોમાભાઇ પટેલ શિ. ૧૦, પીજના મ્બાલે રહેતા શ્રી તુલસીભાઇ હાથીભાઇ પટેલ શિ. ૮, મોમ્બાસાથી શ્રી નવલભાઇ મણિભાઈ પટેલ શિ. ૪ અને શ્રી મગનભાઇ શિવાભાઇ શિ. ૩, મળ્યા છે. અને તે આભાર ફંડમાં જમા કર્યા છે.

# ગાયનું ઝાડ

સુધાકર ભટ્ટ

લેખનું મથાળું વાંચીને જ સૌને નવાઇ લાગશે કે લખનાર સ્વપ્નમાં તો લવરી નથી કરતો! ગાયનું ઝાડ તે કદી હોતું હશે! આપણા માટે સાચે જ ગાયનું ઝાડ નવીન છે. પણ એ હોય છે, અને તેને જો આ દેશમાં ઉગાડવામાં આવે તો દૂધનાં દર્શન આમવર્ગને માટે દુર્લભ થઇ પડયાં છે તે સુલભ બને એમ આ લેખ વાંચતાં આપણને સૌને લાગશે.



ગાયનું ઝાડ ( Cow–tree ) એ શબ્દ આજે આપણા દેશમાં નવો છે, પરંતુ નજીકના ભવિષ્યમાં ગાયનું ઝાડ સૌને ગાય જેટલું પરિચિત થઈ જશે. દક્ષિણ અમેરિકામાં આ ઝાડ છે. અને એ ઝાડમાંથી સારા પ્રમાણમાં સફેદ, પૌષ્ટિક રસ નીકળે છે, જેનો ઉપયોગ દૂધની અવેજી તરીકે કરી શકાય છે. આ કારણે એ ઝાડનું નામ તે દેશમાં ગાયનું ઝાડ ( Cow–tree ) એમ આપવામાં આવ્યું છે.

મુંબઈ સરકારનું ખેતીવાડી ખાતું હાલમાં તે ઝાડ આપણા મુલકમાં ઉગાડવા અંગે વિચારણા કરી રહ્યું છે. ગયે વર્ષે અમેરિકા જઈને એ ઝાડનો સંપૂર્ણ અભ્યાસ કરી આવેલા આસિસ્ટન્ટ હોર્ટીકલ્ચરિસ્ટ, શ્રી. આઈ. એ. સૈયદ એ કાર્યમાં ખાસ ખંતથી કામે લાગ્યા છે. દક્ષિણ અમેરિકા અને આપણા દેશનાં હવાપાણી, જમીન લગભગ સરખાં છે એટલે આ ઝાડ આપણી ભૂમિમાં ઉગાડી શકાશે તેવી શકયતા છે.

આ કામગીરી તરફ મુંબઇ સરકારનું લક્ષ દોરનાર, સાઠ વર્ષના મુંબઇના ગૃહસ્થ શ્રી. આર. વી. કૈકેની છે. તેમણે આ પ્રયોગ સફળ થાય તેવી નોંધપાત્ર શોધ કરેલી છે અને આ ઝાડ ઉગાડવાની મોટી શકયતા છે તેવું ખાત્રીપૂર્વકનું પરિણામ સરકારને સાદર કરેલું છે. ઉપરાંત યુનાઇટેડ નેશન્સના ખેતીવાડી ખાતાને અને યુનાઇટેડ સ્ટેટના ખેતીવાડી ખાતાના સેક્રેટરીને એમણે, પોતાના પ્રયોગની માહિતી જણાવી છે. એ બન્ને તરફથી ઉત્તેજક જવાબો પણ આવેલા છે.

શ્રી. કૈકેનીની તપાસમાં એ પણ જણાયું છે કે, ૭૦ વર્ષ પહેલાં, ઈ. સ. ૧૮૭૯–૮૦માં એક પ્રયત્ન થયેલો છે. સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડિયા, લોર્ડ ક્રેનબ્રૂકે મુંબઇના ગવર્નર ઉપર તા. ૩૧ જુલાઇ, ૧૮૭૯માં

લખ્યું હતું કે, 'મારું ધ્યાન ગાય-ઝાડ પ્રત્યે ખેંચાયું છે. મને લાગે છે કે તેનો ઉછેર હિંદને લાભદાયક થઈ પડશે. આથી દક્ષિણ અમેરિકાથી એનાં બી મોકલવાની ગોઠવણ કરી છે અને તે તમારા મુલકી ખાતા તરફ રવાના થશે. આ સાથે એ ઝાડ અંગેની માહિતી આપતું સાહિત્ય મોકલ્યું છે, જે એ ઝાડ અંગેની ખાસિયતો અને ઉછેર અંગેની જરૂરિયાતો પૂરી પાડે છે. એ ઉપરથી સરકાર નક્કી કરી શકશે કે તમારા પ્રાંતના કયા ભાગમાં તે ઉગાડી શકાય તેમ છે. હું ઇચ્છું છું કે યોગ્ય સમયે એ અખતરાનું પરિણામ આપની સરકાર મને જણાવશે.'

લોર્ડ કેનબ્રૂક તરફથી મોકલાયેલા આ બી સુરત, થાણા, રત્નાગિરી અને કાનડા જિલ્લાના કલેકટરોને, ખાનદેશ જિલ્લાના ભાંડગાંવના ખેતીવાડી ફાર્મને અને મુંબઈ મ્યુનિસિપલ કમિશ્નરને વહેંચી આપવામાં આવ્યાં હતાં. આ અમલદારોએ પોતપોતાના પ્રદેશમાં તે ઝાડ ઉગાડવા અખતરો કર્યો, પણ સૌ એમાં નિષ્ફળ નીવડ્યા હતા.

બધાંના અખતરા ઉપરથી જે અનુભવ મળ્યો તે તારવીને મુંબઈ સરકારના મુલકી ખાતાએ તા. ૨૬ એપ્રિલ, ૧૮૮૦ના પત્રમાં તે લોર્ડ કેનબ્રૂકને નીચે પ્રમાણે જણાવ્યો, 'અમલદારો તરફથી કરવામાં આવેલો અખતરો નિષ્ફળ ગયો છે, કારણ કે બીની ફણગો કાઢવાની શક્તિ નાબૂદ થયેલી હતી. એટલે આ પ્રયોગને નિર્ણયાત્મક પ્રયોગ માની શકાય નહિ. પ્રયોગ કરનાર અમલદારોનો રિપોર્ટ છે કે જે રીતે બીનું પેકીંગ થયું હતું અને જે ચીજોમાં એનું પેકીંગ થયું હતું, એ બને રીતે જોતાં શકયતા છે કે બી બગડી ગયું હતું. આથી, આપ નામદારને વિનંતિ કરીએ છીએ કે અમને ફરીથી સારું બી મોકલવામાં આવે. નવું બી જુદી જુદી બે રીતોથી પેકીંગ કરીને મોકલવાની જરૂર છે—થોડું ભીની માટીમાં પેક થાય અને થોડું સૂકી માટીમાં પેક થાય.'

આ બી બગડી જવાના કારણમાં એ અમલદારોનું એમ માનવું હતું કે, અમેરિકાથી ઈંગ્લંડ અને ઇંગ્લેન્ડથી હિંદની સ્ટીમરની લાંબી મુસાફરીમાં જે વખત ગયો તેથી એ બગડી ગયું હતું.

મુંબઈ સરકારની આ જાતની વિનંતિ હોવા છતાં ફરીથી આ અંગે કંઈ બન્યું નહિ, અને ફરીથી અખતરો થયો નથી. આ કારણે ગાય-ઝાડ આ દેશમાં અજાણ્યું રહી ગયું છે. પરંતુ શ્રી. કૈકેનીએ આ વસ્તુને સજીવન કરી છે. તેમને શ્રદ્ધા છે કે ગાય-ઝાડ આ દેશમાં સહેલાઈથી ઉગાડી શકાશે અને વિકટ બનતો જતો દૂધનો પ્રશ્ન સહેલાઈથી ઉકેલી શકાશે.

## ચિમનભાઇ હ. અમીન

મહાત્મા ગાંધી સ્મારક ફાળો ઉઘરાવવા જતાં સાવ કોતરમાં આવેલા એક ગામડામાં, વડોદરા તાલુકાનું વાસણા (કોતરિયા) ગામ કે જ્યાં મુખ્યત્વે બારૈયાભાઇઓ વસે છે, ત્યાં કાર્યકર મિત્રોસહ ફાળો ઉઘરાવવા જતાં જે સુંદર અનુભવ થયો એ જીવનમાં કદી ભુલાય તેમ નથી. ગામમાં જતાં પ્રથમ દર્શને નાનાં નાનાં છાપરાં જોઇને જ એમ થયું કે આ ગામમાંથી શું મળશે? પણ હશે – નહીં મળે તો યે કોઇ દિવસ આ ગામમાં અવાયું નથી એટલે જાણે ગામ જોયું અને લોકોને મળાશે

પણ તપાસ કરતાં જણાયું કે અહીંના બારૈયાભાઇઓ તો ખેતરોમાં છાપરીઓ બાંધીને મોટે ભાગે ત્યાં જ રહે છે અને ખેતી કરે છે. અમને થયું કે ચાલો ખેતરોમાં આ લોકોના વાસ અને રહેણીકરણી જોવા મળશે.

ફાળો મળશે તો ઠીક નહિ તો ત્યાં મહાત્માજીની અને દેશકાળની વાતો તો થશે. દૂર દૂર ખેતરોમાં ગયા તો ત્યાં એકજ સ્થે નહીં પણ છૂટાછવાયા થોડા થોડા વાસ આવેલા. એકબીજાં રહેઠાણોમાં ફરતા જ્યાએ અને બારૈયા ભાઇઓનાં ભેગાં થતાં ટોળામાં બેસી મહાત્માજી અને એમની મહાન સેવા તેમજ દેશની આઝાદી, સાથે એને મહાન બનાવવાની આપણા દેશનેતાઓની ભાવના ને તમન્નાની વાતો કરી. એ માટે ચાલતા મહાત્મા ગાંધી સ્મારક ફાળામાં બનતી મદદ આપવાની વાત કરી. આ ભાઇઓએ સભાઓ જોઇ નહોતી અને જંગલમાં કંઈ પેપરો પણ વાંચતા નહોતા. માત્ર ખેતી જ એમનો વ્યવસાય હતો. આ વાતો સાંભળવામાં એ ભાઇઓ તલ્લીન થતા હતા. વાત પૂરી થયે મદદ આપવાની જાણે હરીફાઈ જામી. ગજા ઉપરાંત રૂા. એકાવન અને એકસો એક જેવી રકમો એકબીજા પાસેથી ઉછીની લઇને અને ખેતીનો માલ જેમને ત્યાં વેચતા એ સાથેના ભાઇની પાસેથી મેળવીને પણ મદદ અપાવા લાગી, એટલું જ નહિ પણ ગેરહાજર એવા બારૈયા અને રબારી ભાઇઓ વતી એમના મિત્રો ને મળતિયા ફાળામાં સારી રકમો આપતા, ને અપાવતા જોઇને અમે તો ખરેખર તાજુબ થયા!

અમે કહેતા — ભાઈ ગજા ઉપરવટ ન આપશો! તમારી રકમો વધુ પડતી પણ લાગે છે. અને ગેરહાજર વતી આપશો તો પાછળથી વાંધા નહિં પડે?

બારૈયાભાઇઓ કહે, "એકબીજાનો ભરોસો ના હોય તો બોલીએ કેમ? મા'ત્મા તો ભગવાનનો અવતાર હતા. આપણા ભલા સારુ જીવ આપ્યો. એમના નામ પર આટલું આપતાં અમે શું મરી જવાના છીએ!"

## વિના-ઓછા-લવાજમ ફંડનો સંવત ૨૦૦૪નો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૯૯-૧-૦ | ગઈ સાલ આખરની શિલક | ૩૭૮-૦-૦ | વરસ દરમ્યાન ૧૨૬ બહેનોને વિના લવાજમે માસિક આપ્યું તેના. |
| ૨૮૨-૬-૦ | ચાલુ સાલે જુદાં જુદાં ભાઈબહેનો તરફથી મળેલી મદદ, જેનો સમાવેશ આ અંકમાં નોંધ લીધી છે ત્યાં સુધી થયો છે. | ૪૯-૦-૦ | ઓછા લવાજમમાં ૪૮ બહેનોને મદદના |
| | | ૧૫-૦-૦ | ઓછા લવાજમમાં ૧૫ વિદ્યાર્થીઓને મદદના |
| | | ૧૯-૮-૦ | ઓછા લવાજમમાં ૧૯ શિક્ષકોને મદદના. |
| | | ૪૬૧-૮-૦ | કુલ મદદ પેટે ખર્ચ. |
| | | ૨૧૯-૧૫-૦ | વર્ષ આખરે શિલક |
| ૬૮૧-૭-૦ | | ૬૮૧-૭-૦ | |

### ફંડમાં મદદ કરવા અંગે વિનંતિ

આ ફંડની રકમ ભવિષ્યના વર્ષોમાં મદદ કરવા બચાવી રાખવી 'તેવો ઇરાદો ન હતો તેથી' શરૂઆતમાં ફક્ત ૨૮ બહેનોને વિના લવાજમે માસિક મળતું તે વધીને ૧૨૬ની સંખ્યા સુધી આપ્યું છે. જેની માગણી આવી તેની સ્વીકારેલી છે. અને એ રીતે ઉપરના હિસાબે ખર્ચ થાય તો નવી મદદ ઉપર આધાર રાખવાનો રહે છે. અને નવી માગણી સ્વીકારાય તેમ નથી.

આજ સુધીનો અનુભવ કહે છે કે લગભગ બધી મદદ આફ્રિકાના ભાઈઓ તરફથી આવેલી છે. જાણે એ ફંડ આફ્રિકાવાસીઓનું હોય તેમ દેશના ભાઈઓએ ઉદાસીનતા બતાવી છે. તો દેશના તેમજ આફ્રિકાના ભાઈઓને વિનંતિ કે આ ફંડમાં મદદ મોકલી આપી આભારી કરે.

વિશેષમાં જે બહેનો વિના લવાજમે માસિક મેળવે છે તેમને વિનંતિ કે જો તે લવાજમ ભરી શકે તેવી સ્થિતિમાં આવ્યાં હોય તો મફત માસિક મેળવવાની વૃત્તિ છોડી પૂરું ન પોષાય એમ હોય તે રૂ.૨માં ઓછા લવાજમમાં માસિક મેળવવાની વૃત્તિ રાખે.

આમ બંને બાજુથી જો સહકાર મળી રહેશે તો નવી માગણી આવતે વર્ષે સ્વીકારી શકાય તેવી સ્થિતિ આવશે.

[૧] જીવનનું પરોઢ : લેખક – પ્રભુદાસ છગનલાલ ગાંધી, પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, પૃષ્ઠ ૬૪૪, રૂ. આઠ.

ગાંધીજીના ભત્રિજા શ્રી છગનલાલ ગાંધીના લેખક પુત્ર થાય છે. દક્ષિણ આફ્રિકામાં ફીનિક્સ આશ્રમની છાયા હેઠળ, ગાંધીજીના સાનિધ્યમાં જ તેમનું બાળપણ વીત્યું. આ કાળમાં જ ગાંધીજીના સત્યાગ્રહી જીવનનો ઉદયકાળ થયો. લેખકના બાળમાનસ ઉપર એ વિરાટ આંદોલનનાં જે ચિત્રો અંકિત થયાં, તે આમાં સળંગ આપ્યાં છે. આ પુસ્તક ગાંધીજીની આત્મકથાની પૂર્તિરૂપ છે.

[૨] સ્ત્રી–પુરુષ મર્યાદા : લેખક – કિશોરલાલ ઘ. મશરૂવાળા, પ્રકાશક ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૧૭૦, ચોથી સુધારેલી વધારેલી આવૃત્તિ, રૂ. ૧॥.

આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં એટલું જાણીતું છે કે એ અંગે વિશેષ કહેવાનું નથી. હજુ કોઇએ તે ન વાંચ્યું હોય તો વાંચી લે

[૩] મા : લેખિકા – અનુરુપમા દેવી, અનુવાદક – 'નિર્મળકુમાર,' પ્રકાશક – નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, પૃષ્ઠ ૨૩૨, રૂ. ૩.

નવલકથાનું વાચન સારું નથી એમ માનનારને પણ આના વાચનથી લાગશે કે આ વાર્તા સારી છે. બંગાળમાં પણ આપણા જેવા પરદણ, કુલીનનાના પ્રશ્નો છે એટલે વાતાવરણ આપણું પોતાનું હોય તેમ લાગે છે.

[૪] આદર્શ જીવન : લેખિકા – ચંચળબહેન માણેકલાલ પાઠક, પ્રકાશક – ચોકસી અંબાલાલ પ્રભુદાસ પટેલ, નડિયાદ, પૃષ્ઠ ૩૪૦, રૂ. ૨॥.

લેખિકાબહેન ધાર્મિક વૃત્તિનાં છે અને ધર્મની વાતો લોકોને સાંભળવી ગમતી નથી પણ વાર્તાઓ વાંચવી બહુ ગમે છે, એ લોકમાનસ હોવાથી એમણે વાર્તાની ગૂંથણીદ્વારા હિંદુ ધર્મના આદર્શ જીવનની આમાં ચર્ચા કરેલી છે.

[૫] કિશોરચરિત્રમાળા ગૂચ્છ ૪–૫ : લેખક – રસૂલભાઇ ન. વહોરા, પ્રકાશક – ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, દરેક ગૂચ્છની કિ. રૂ. ૧॥.

કિશોરોને પ્રેરણા મળે એ દષ્ટિએ ચરોતર એજ્યુકેશન સોસાયટીએ આ ગૂચ્છમાળા શરૂ કરી છે. આ અગાઉનાં ગૂચ્છ પણ આજ લેખકે લખેલાં છે. ગૂચ્છ ૪ અને ૫ માં ૭ ૭ પુસ્તિકાઓ ૩૨ પાન સુધીની છે. ૪ થા ગૂચ્છમાં ઇશુ ખ્રિસ્ત, ગુરુ નાનક, મહાવીર પ્રભુ, અષો જરથુષ્ટ્ર, મહમદ પયગમ્બર, ભગવાન બુદ્ધનાં ચરિત્ર છે. ૫ મા ગૂચ્છમાં રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ, સંત જ્ઞાનેશ્વર, સંત ફ્રાન્સિસ, કબીર સાહેબ, સહજાનંદ સ્વામીનાં ચરિત્ર છે. લેખક આ અગાઉના ગૂચ્છથી જાણીતા છે અને ગૂચ્છશ્રેણી પણ સારી લોકાદર પામેલી છે એટલે વિશેષ કહેવાની જરૂર રહેતી નથી.

# સમાચાર

★ ઓરીસામાં મહા નદી ઉપર બંધાના હીરાકુંડ ડેમની ડીઝાઇન માટે હિંદ સરકાર તરફથી ત્રણ એન્જીનિયરો તા. ૧૨મીના રોજ અમેરિકા જવા ઉપડી ગયા છે. તેમાંના નડિયાદના વતની શ્રી. શાન્તિલાલ ચંદુલાલ દેસાઈને વિદાયમાન આપવા અને તેમની સફર સફળ ઇચ્છતો સમારંભ તા. ૧૦મીએ કલકત્તામાં મેસર્સ છોટાભાઈ જેઠાભાઈ પટેલની કું.ના ભાગીદાર શ્રી નટવરલાલ માણેકલાલ તરફથી યોજવામાં આવ્યો હતો. શ્રી સંતાભાઇ ભુલાભાઈ પટેલે પ્રમુખપદ લીધું હતું. હીરાકુંડ ડેમની અગત્ય જણાવતાં શ્રી શાંતિલાલે જણાવ્યું હતું કે, આ ડેમ બંધાતાં લગભગ અગિયાર લાખ એકર જમીનને પાણી પૂરું પાડી શકાશે. સાડા ત્રણ લાખ કીલોવૅટ ઇલેક્ટ્રીક પાવર ઉત્પન્ન થશે અને સેંકડો ગામો પૂરમાં તણાતાં બચી જશે.

★ મુંબઈથી ગઈ સાલ શરૂ થયેલ પાટીદાર યુવક, સંઘનું માસિક 'પાટીદાર મિત્ર' એક વર્ષ પૂરું કરીને નવેમ્બરથી બંધ કરવામાં આવ્યું છે.

★ મુંબઈ સરકારે તા. ૨૫મી ઑકટોબરના ગેઝેટમાં મુંબઈ પ્રાંતમાં જ્ઞાતિ બહાર મૂકવાના રિવાજ પર પ્રતિબંધ મૂકતું બિલ જાહેર અભિપ્રાય જાણવાના હેતુથી પ્રસિદ્ધ કર્યું છે. આ બિલ અંગે જે માણસો પોતાના અભિપ્રાયો આપવા માગતા હોય તેમણે ૧૯૪૯ના ફેબ્રુઆરીની આખર સુધીમાં પોતાના અભિપ્રાયો ઓમ્બે લેજીસ્લેચર ડીપાર્ટમેન્ટના મંત્રીને, કાઉન્સીલ હૉલ, મુંબઈ એ શિરનામે મોકલી આપવા.

★ વરણામાના શ્રી ભાઇલાલભાઈ જોરાભાઇ અમીન તા. ૯-૧૧-૪૮ ના રોજ ૭૨ વર્ષની ઉમરે દેવલોક પામ્યા છે. તેઓ રાજકારણ, સામાજિક અને ઇતર પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતા હતા. વળી 'વડોદરા વર્તમાન' અને 'બરોડા ગેઝેટ'માં 'અફલાતૂન'ના ઉપનામથી રાજકીય બાબતોમાં કટાક્ષલેખો લખતા હતા. એક વખત કચેરીમાં એક મુકદ્દમા વખતે અમલદારને એમણે 'વાજ્યો ભચેડો' એમ કટાક્ષમાં કહેલું, જે પરથી કોર્ટનું અપમાન કર્યા બદલ એમનો સો રૂપિયા દંડ કરેલો. તે સામે અપીલ થઇ હતી અને સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ બૅરિસ્ટર તરીકે તેમની વહારે ચડેલા અને દંડ પાછો લીધેલો. સરદાર શ્રી વલ્લભભાઇ સાથે પણ એમને ગાઢ સંબંધ હતો. સરદારશ્રી એમના સમાચાર પૂછાવતા ત્યારે કહેતા – આપણા 'અફલાતૂન' કેમ છે? •એમના પુત્ર, શ્રી શશીકાન્તે વરણામાના પુસ્તકાલયને પિતાના મૃત્યુ નિમિત્તે રૂ ૨૫૦૧ દાનમાં આપ્યા છે.

# પ્ર * સં * ગ * ક * થા

## સુણાવને આંગણે ઉત્સવ

સુણાવમાં આ સાલ નવીન બંધાયેલ કેસરબા પ્રસુતિગૃહની ઉદ્ઘાટન વિધિ કરવાનો પ્રસંગ ઊભો થતાં, લડાઈ દરમિયાન બંધાયેલ દવાખાનું, કુમારશાળાનાં અને કન્યાશાળાનાં નવાં મકાન, દેશનેતાઓ જેલમાં હોઇ વિધિ વગર શરૂ કર્યાં હતાં, એટલે આ પ્રસંગે આ ચારેય સંસ્થાઓની ઉદ્ઘાટન વિધિ કરવાનો સંયુક્ત ઉત્સવ નક્કી થયો. પ્રાંતના વડા પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર, અને ગૃહમંત્રી શ્રી. મોરારજી દેસાઇ ગુજરાતના પ્રવાસે આવતા હતા ત્યારે તા. ૧૩ મીના રોજ એમને હાથે એ સંસ્થાઓ ખુલ્લી મૂકવાનો વિધિ રાખ્યો હતો. એ પ્રસંગે સંસ્થાઓ જ નહિ પણ ગામના રસ્તાઓ પણ શણગારવામાં આવ્યા હતા. સભા માટે મોટો મંડપ બાંધ્યો હતો. ગામને આંગણે ઉત્સવ હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો.

## એ પ્રસંગે માનનીય પ્રધાનોને ઉદ્દેશીને વંચાયેલું નિવેદન

શ્રી. છોટાભાઈ શંકરભાઇ પટેલે એ પ્રસંગે ગામ તરફથી નિવેદન રજૂ કર્યું હતું. એ નિવેદન બે વિભાગમાં વહેંચાયું હોય તેવી એની વિગત છે. એકમાં સુણાવ ગામની સ્થિતિ અને પ્રગતિ બતાવવામાં આવી છે. બીજામાં ગ્રામપ્રજા સરકારનાં કાર્યોથી કેવી મુશ્કેલી અનુભવે છે, અગર તે અંગે શું માને છે, અને સરકારે શું કરવું જોઇએ તે વ્યક્ત કરતા પોતાના હૈયાના ભાવ છે. ગ્રામની પ્રગતિ જોવા માટે પહેલો ભાગ જેટલો જરૂરી છે ત્યારે બીજો ભાગ સરકારી દૃષ્ટિ કેવી છે તે વળતા જવાબમાં માનનીય પ્રધાનોએ દર્શાવેલ વિચારો સમજવા જરૂરી છે. એટલે ટૂંકમાં અહીં બંને ભાગ રજૂ કરીએ છીએ.

## સુણાવ ગામની સીમા

માનનીય પ્રધાનો અને મહેમાનોનો આભાર માની, નવ વર્ષ પછી ગામમાં પ્રધાનો આવતા હોઇ તે અરસામાં જગતમાં અને હિંદમાં શું શું બની ગયું તેનો અંગુલીનિર્દેશ કરી નિવેદન પોતાના ગામ અંગે જણાવે છે : 'સુણાવ ગામની કુલ વસ્તી ६०००ની છે, જેમાં ६०० આફ્રિકા અને ४०० સુણાવ બહાર હિંદમાં છે. ગામની કુલ જમીન १७१० એકર છે. આટલી વસ્તીને પોષવા આ જમીન ઘણી જ ઓછી ગણાય. તેથી ગુજરાન માટે પરગામ તેમજ પરદેશ ગયા સિવાય લોકોનો છૂટકો નથી. આથી સુણાવના યુવકોએ વેપારમાં ને ઉદ્યોગમાં

સાહસ કર્યું ને આફ્રિકા તરફ નજર ફરી. પરિણામે ગામની આર્થિક સ્થિતિ કંઈક સારી બની છે. આનો લાભ સમસ્ત ગામને પણ મળ્યો છે.

**ચરોતરનું આદર્શ ગામ**

સુણાવ ગામ રાષ્ટ્રીય લડતમાં મોખરે હતું તેનો ઉલ્લેખ કરી નિવેદન આગળ કહે છે : 'એક વાર આ ગામને 'ચરોતરનું આદર્શ ગામ' એવું બિરુદ મળ્યું હતું. આ બધાંમાં તે વખતના ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષક, ગામના વતની સદ્ગત કિશાભાઈ લલ્લુભાઈ પટેલનો ફાળો મોટો હતો. તેમની એ સેવા બદલ ગામલોકોએ તેમના સ્મરણાર્થે રૂા. ૫૦૦૦ને ખર્ચે પુસ્તકાલયનું મકાન બાંધી સન ૧૯૩૪ માં સર્દારશ્રી વલ્લભભાઈને હસ્તે ખુલ્લું મૂકાવ્યું હતું.

**ગામની સંસ્થાઓ**

'શ્રી. છોટાભાઈ શંકરભાઈ પટેલે સ્વ પિતાશ્રીના સ્મરણાર્થે 'શંકરભાઈ ગબાભાઈ પટેલ દવાખાનું' તથા ૨૭ ગુંઠા જમીન પછવાડે સન્ ૧૯૪૨માં રૂા. ૨૦,૦૦૦ ખર્ચ્યા છે. શ્રી. અંબાલાલ, શ્રી. ગોવિંદભાઈ અને શ્રી. ગોવર્ધનભાઈએ પોતાના સ્વ. પિતાના સ્મરણાર્થે સન ૧૯૪૨માં રૂા. ૧૭,૦૦૦ ને ખર્ચે 'જોરાભાઈ શંકરભાઈ કુમારશાળા'નું મકાન બંધાવી આપ્યું છે. શ્રી. પુરુષોત્તમે અને શ્રી. ઉમેદભાઈએ પોતાના સ્વ. પિતાના સ્મરણાર્થે સન ૧૯૪૪માં રૂા. ૪૦,૦૦૦ને ખર્ચે 'ખુશાલભાઈ શંકરભાઈ પટેલ કન્યાશાળા' મકાન ને ટાવર બાંધી આપ્યું છે. પ્રસૂતિગૃહ માટે શ્રી નારણભાઈ કાશીભાઈ પટેલે સ્વ. માતુશ્રી કેસરબાના સ્મરણાર્થે 'કેસરબા પ્રસૂતિગૃહ' સન ૧૯૪૮માં રૂા. ૧૦,૦૦૦ ખર્ચીને બંધાવી આપ્યું છે.

**ભાવિ સંસ્થાઓ**

'જલાગાર માટે શ્રી અંબાલાલ જોરાભાઈ પટેલ અને તેમના ભાઈઓએ પોતાનાં સ્વ. માતુશ્રી હીરાબાના સ્મરણાર્થે રૂા. ૩૩,૧૨૫ આપ્યા છે. બાલમંદિરના મકાન માટે શ્રી. ગોવર્ધનભાઈ પ્રભુદાસ પટેલે રૂા. ૧૫,૦૦૦ આપવાનું સ્વીકાર્યું છે. સ્વ. ભીખાભાઈ તુળસીભાઈ પટેલે છાત્રાલય માટે રૂા. ૨૨,૦૦૦ આપ્યા છે. વ્યાયામમંદિર માટે શ્રી પુરુષોત્તમ દેવજીભાઈ પટેલે રૂા. ૧૨,૦૦૦ આપ્યા છે, ગામની બંને બાજુ બાગ કરવા માટે શ્રી રણછોડભાઈ ઉમેદભાઈ પટેલે રૂા. ૧૫,૦૦૦ આપવા જાહેર કર્યું છે. આ સંસ્થાઓને જોઈતી જમીન આજ સુધી મળી શકી નથી માટે શરૂ થઈ નથી.

## સંસ્થાઓનાં ભંડોળ

'હાઇસ્કૂલમાં ૫૦૦ વિદ્યાર્થીઓ છે અને રૂ. ૫૦,૦૦૦નું કાયમ ભંડોળ છે. અન્ય જનસેવાનાં કામ કરવા 'સુણાવ કેળવણી મંડળ' છે અને રૂ. ૧૯,૦૦૦નું કાયમભંડોળ છે,અને ૧૯,૦૦૦ ટ્રસ્ટ ભંડોળ છે. પુસ્તકાલય પાસે રૂા. ૧૦,૦૦૦નું કાયમ ભંડોળ છે. સહકારી વિકાસ મંડળ પાસે રૂા. ૮૫,૩૦૦નું શેર ભંડોળ છે.

## ઇલાકામાં પહેલું જ મંડળ!

'પીવાના પાણીની મુશ્કેલીદૂર કરવા તેમજ ગ્રામજીવનના વિકાસ માટે સુણાવ સહકારી વિકાસ મંડળ સ્થાપવામાં આવ્યું છે. આ જાતનું મંડળ મુંબઇ ઇલાકામાં આ પહેલુંજ છે. મંડળે ગામમાં પાણી માટે નળ નાખ્યા છે. ખેતરોમાં સસ્તા દરે પાણી આપે છે અને ગટર નાખવા યોજના તૈયાર કરી છે.'

## નિવેદનનો બીજો વિભાગ

સરકારની કે બહારની મદદ વગર ગામનાં જાહેર કામોમાં રૂ. ૩,૨૫૦૦૦ની રકમ ખર્ચી ગામે સ્વાશ્રયી બની પોતાની જરૂરિયાતો મેળવી લેવા ઠીક ઠીક પ્રયત્ન કર્યો છે એમ નિવેદન જણાવીને પ્રજાના સુખદુઃખના પ્રશ્નો તરફ વળે છે. એ જણાવતાં અવિવેક ન ગણાય માટે પ્રથમ સ્પષ્ટતા કરતાં નિમેદન કહે છે: 'પોતાને ત્યાં નોતરેલા મહેમાનોના કાર્યની ટીકા કરવી એ વિનયથી વિરુદ્ધ છે. એટલે ઘડીભર અમને આપ અમારા મહેમાન છો તે ભૂલી જવા દો અને પ્રાન તરીકેનાં અમારાં દુઃખ તથા લાગણીઓ આપની સમક્ષ પૂરા વિનયથી, પરંતુ સ્પષ્ટપણે દર્શાવી અમારા હૃદયનો ભાર હલકો કરવા દો.

## ગામડાંને ભોગે શહેરની ઉન્નતિ

'ખેડૂતો જે માલ ઉત્પન્ન કરે છે તેના ખર્ચના પ્રમાણમાં ભાવ ઓછા બાંધવામાં આવે છે. એટલે ખેતીને ઉત્તેજન આપવું હોય તો ખેડૂતોને પરવડે તેવા ભાવ બાંધવા જોઇએ. મુંબઇ ઇલાકાના કુલ પંપોનો ત્રીજો ભાગ ખેડા જિલ્લામાં છે. પણ ઇલાકાના કુંડનો ત્રીજો ભાગ તેને મળતો નથી. પરિણામ એ આવ્યું છે કે અનાજની આ તંગીના યુગમાં શિયાળાઉનાળામાં તેને પાક માટે કુડની ખૂબ તાણ વેઠવી પડે છે ને તે નિરુત્સાહી બને છે.

## ગણોતનો અને ધીરધારનો કાયદો

'આજના ગણોતધારાએ તો વર્ગવિગ્રહની ભીતિ ઊભી કરી છે અને ભ્રાતૃભાવની લાગણી ભુક્કી કરવા માંડી છે. એને બદલે ૨૫ એકરથી વધારે જમીન ધરાવનારને જમીનદાર ગણી તેના ઉપર એ ધારો લાગુ પાડયો

હોત તો અનુકૂળ ગણાત. ધીરધારના ધારાએ પણ ખેડૂતોની મુશ્કેલીમાં ઉમેરો કર્યો છે. વ્યાજના દર જ્યાં ઊંચા હોય કે ધીરધાર કરનાર સામે ગોટાળા કરવાની ફરિયાદો હોય ત્યાં તે લાગુ પાડ્યો હોત તો સૌને સગવડ મળત. આને પરિણામે ખેડૂતને જોઈતાં નાણાં મળતાં બંધ થયાં છે અને બીજી બાજુ સરકારે ધીરવાની અનુકૂળતા કરી નથી.

### કાળાં બજાર કેમ ઊભાં થયાં?

'સરકારે અવ્યવહારુ અંકુશો મૂકવા માંડ્યા એથી કાળાં બજારોને ઉત્તેજન મળ્યું છે. વસ્તુઓના ભાવ આસમાને પહોંચવા લાગ્યા છે. જનતાને છેતરપિંડી કરતાં અને જૂઠું બોલતાં શીખવી છે. સીધે રસ્તે ચાલનારને પારાવાર મુશ્કેલીઓમાં હડસેલી મૂક્યો છે ને જનતાની નીતિ ઉતારી છે. કાપડની વહેંચણીની અવ્યવહારુ યોજનાથી સુણાવ અને તેની આજુબાજુનાં મળી આઠ ગામને ગત વર્ષે માણસ દીઠ સરેરાશ વાર્ષિક ૪ . વાર કાપડ અને ૩ માણસે એક નગ ધોતી કે સાડી મળી છે. સરકારે વહેંચણીની વ્યવસ્થામાં નહિ પડતાં કાપડ ઉપર ફક્ત ભાવ છાપવાના કામ રાખી તેનો ભંગ કરનાર સામે કડક પગલાં ભર્યાં હોત તો જરૂરી કાપડ બધાંને યોગ્ય ભાવે મળી શકત.'

### સરકારે શું કરવું જોઈએ?

અંતમાં નિવેદન જણાવે છે કે, 'માત્ર કાયદા પસાર કરવાથી જનતાનું નૈતિક ધોરણ કદી ઊંચે આવતું નથી, પણ ઊલટું નીચે ઉતરે છે. જનતાનું નૈતિક ધોરણ ઊંચે લાવવા તો પ્રચાર દ્વારા તેમના હૃદયને સ્પર્શવું જોઈએ. રોજબરોજના જીવનમાં સરકાર જેટલું ઓછું માથું મારે તેટલો જનતાને વધારે લાભ અને સરકારની ઓછી જવાબદારી. એકે એક બાબતમાં કાયદાને આધારે જીવતી પ્રજાને અંતમાં નિર્માલ્ય બનાવવા કરતાં કાયદાનાં બિનજરૂરી બંધન વિનાની પોતપોતાની પવિત્ર ફરજ સમજી એકબીજાને સહાય કરતી સ્વમાની અને સંતોષી પ્રજા હોય તો તે રાજ્ય ધન્યવાદને પાત્ર છે. ગામડામાં પૂછશો તો જણાશે કે પ્રજા સર્વત્ર અસંતોષી છે.'

### શ્રી બાળાસાહેબ ખેરનો જવાબ

ગામ તરફનું નિવેદન વંચાઈ રહ્યા પછી માનનીય વડા પ્રધાન શ્રી ખેર આનંદી ચહેરે ઊભા થયા. જો કે મુસાફરીનો શ્રમ એમના મોં ઉપર દેખાતો હતો. બહુ બોલવા માટે એમનો સાદ તૈયાર ન હતો. છતાં વંચાયેલા નિવેદને એમના મનમાં જે પડઘો પડ્યો તે એમણે સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો. એમણે

કહ્યું કે નિવેદનમાં બે ભાગ છે, તેમાં એક એવો છે કે જેનો જવાબ મારી સાથે આવેલા ગૃહમંત્રી શ્રી ગોરધનભાઇ આપશે. કારણ કે એ એમના દફતરને લગતો છે. ગૃહમંત્રી સાથે એ મહેસૂલી મંત્રી પણ છે. હું તો સામાન્ય વિષય ઉપર જ બોલીશ.

## પથ્થરનાં દિલને સુરંગ ચાંપવી જ રહી

વડા પ્રધાને જે સામાન્ય વાત કરી તેનો મુદ્દો એમણે નિવેદનમાંથી ઉપાડ્યો હતો — કાયદા દ્વારા નહિ પણ પ્રચાર દ્વારા જનતાના હૃદયને પહોંચવું જોઇએ. એના જવાબમાં એ બોલ્યા કે, પ્રચારથી જનતાના હૃદયને પહોંચવું એ ઉત્તમ વાત છે. પણ જે દિલ પથ્થરનાં હોય છે તેને પ્રચાર કંઇ અસર કરી શકતો નથી. બાપુએ પ્રચાર કરવામાં ક્યાં કંઇ બાકી રાખ્યું છે? પણ એ પણ પથ્થરના દિલને ન પીગળાવી શક્યા. અસ્પૃશ્યતા વિષે બાપુએ કેટલો બધો પ્રચાર કર્યો હતો? છતાં આજે શી સ્થિતિ છે તે તમે નજરે જુઓ છો. જો બાપુની હજારો વૉલ્ટની બેટરી પ્રચારથી પણ લોકોનાં હૃદય ન પીગળાવી શકી તો પાંચદસ વાલ્ટની અમારી નાની બેટરીનું શું ગજું? એટલે પ્રચારના આદર્શને સ્વીકાર્યા છતાં જે દિલ પથ્થરનાં હોય તે માટે કાયદાના દારૂની સુરંગ જ ફોડવી રહી. છતાં એનો અર્થ એ નહિ કે સરકાર પ્રચારમાં માનતી નથી. બે જાતના વિષય હોય છે. એકમાં પ્રચારની રાહ જોવી જોઇએ, બીજામાં કાયદાનો અમલ. પરદા ઉપર ધારાસભામાં ચર્ચા આવી ત્યારે મેં જ તે પ્રશ્ન પ્રચાર દ્વારા ઉકેલવાની હિમાયત કરી હતી. પરંતુ અસ્પૃશ્યતાનિવારણ માટે કે અનેકપત્નીની પ્રતિબંધ માટે પ્રચારની રાહ ન જોવાય. એ માટે કાયદાની સુરંગ જ ફોડવી રહી.

## સરકારને કાયદા કરવાની જરૂર નથી

આમ પ્રચારથી કામ લેવું જોઇએ તે મુદ્દો પતાવીને વડા પ્રધાન નિવેદનના બીજા મુદ્દા ઉપર, રોજબરોજના જીવનમાં સરકારે કાયદાની ડખલ ન કરવી જોઇએ, તે અંગે કહેવા લાગ્યા, – આપણું સાર્વજનિક જીવન શાંતિથી, સુખથી જો ચાલે તો, હું તમારા કરતાંય આગળ વધીને કહું કે, રોજબરોજના જીવનમાં જ નહિ, પણ આયુષ્યભરના જીવનમાં કાયદો શું કામ જોઇએ? લોકો સુખેથી રહેતા હોય તો સરકારને કાયદા કરવાની જરૂર પણ નથી. આપણે માટે બે રસ્તા છે. એક બાપુનો પ્રેમનો અને બીજો સામ્યવાદનો

આપણે ત્યાં ધર્મ, ભાષા, પ્રાંત વગેરે ભેદ ઊભા છે ત્યાં વેપારી, ખેડૂત, જમીનદારના નવા ભેદ ઊભા ન કરો.

**નાના સરદાર—શ્રી મોરારજીભાઇ**

શ્રી બાળસાહેબે રમુજી શૈલીમા પોતાના વિચારો એવી રીતે વ્યક્ત કર્યા હતા કે શ્રોતાઓના મોં ઉપર સંતોષ જણાતો હતો. નિવેદન વખતે લોકોને જે લાગ્યું હતું કે સરકાર અવ્યવહારૂ છે, તેને બદલે વડા પ્રધાનના પ્રત્યુત્તરથી વળી શ્રોતાઓને લાગવા માંડ્યું કે, સરકાર બિચારી શું કરે? દોષ જ આપણો છે ત્યાં! એ વાતાવરણ વચ્ચે શ્રી મોરારજીભાઈ ઊભા થયા. સરદારશ્રીની જેમ એ તડ ને ફડ બોલનાર માણસ છે. તે વખતે એમ પણ સરખામણી મનમાં થઇ ગઇ કે મધ્યસ્થ સરકારમાં નહેરુ – સરદારની જેમ જોડી છે તેમ પ્રાંતમાં ખેર – દેસાઇની જોડી છે. એ રીતે શ્રી મોરારજીભાઇને નાના સરદાર કહીએ તો ખોટું નથી—તડ ને ફડ કહેવામાં તો જરૂર બન્નેમાં સામ્ય છે!

**શ્રી મોરારજીભાઇનો સણસણતો જવાબ**

શ્રી મોરારજીભાઇએ શરૂઆત કરતા કહ્યું—હું સાફ સાફ વાતો કરું તો માઠું ન લગાડશો. તમને માઠું લાગે એથી જરૂર મને દુઃખ થાય, પરંતુ હું માનું છું કે સેવકે માઠું લાગે એવું હોય તો પણ સાફ સાફ કહેવું જોઇએ. તમારા નિવેદનના હું બે ભાગ જુદી રીતે કરું છું. એકમાં ગામની બહાદુરી છે અને બીજામાં સરકારને સલાહ આપી છે. કાયદા ઓછા હોય તે સારા, પ્રચારથી કામ થાય એમ સલાહ આપવી એ ગામનુ અભિમાન છે. એનો અર્થ એ થયો કે અમે પ્રધાનો થયા છીએ છતાં પ્રાથમિક વસ્તુ પણ સમજતા નથી! અમે તમારા માણસો છીએ, પ્રજાના સેવકો છીએ. અમારો દોષ બતાવવાનો તમને સંપૂર્ણ હક છે. પરંતુ તમારો સ્વાર્થ હોય તેથી તમે સલાહ આપો તે બરાબર નથી.

**આનંદમાં આવીને કાયદા નથી કર્યા**

આગળ ચાલતાં કાયદા કરવાની કેમ જરૂર પડી તે ઉપર આવતાં શ્રી મોરારજીભાઇએ જણાવ્યું કે—આજે જે કાયદા કરવામાં આવ્યા છે તે આનંદમાં આવીને નથી કર્યા. આજે જે સમાજરચના છે તેને બદલે જે નવી સમાજરચના સ્થાપવી છે, તેમાં ઉપયોગી થાય તેવા કાયદા છે. એમાંથી તમે એક પણ એવો બનાવો કે જે કોંગ્રેસના ધોરણે ન હોય. જો તમને આ કાયદા ખૂંચતા હોય તો એનો અર્થ એ જ કે તમે કોંગ્રેસી મટી ગયા છો. કાયદાઓથી વર્ગકલહ થશે એમ તમે માનો છો. સમાજવાદી

વિચારસરણી એ છે કે જુદા જુદા વર્ગ નાબૂદ થાય તો જ કલહ જાય. બાપુનો રસ્તો — કોંગ્રેસનો રસ્તો વર્ગ નાબૂદ કરવાનો નથી, પણ વર્ગમેળ કરાવવાનો છે. આ વર્ગમેળ પ્રચારથી ન થાય તો કાયદાથી કરવો એમ અમને લાગ્યું. એટલા માટે કાયદાની જરૂર છે. પ્રચારથી કરવાની વાત કરો એ પણ અસ્પૃશ્યતા ટાળવા ભક્તોએ પણ કહ્યું હતું. એ ભક્તોને આપણે વંદીએ છીએ, અને છતાં અસ્પૃશ્યતા ન ગઈ. તે માટે કાયદો કર્યો છતાં એક જિલ્લામાં મંદિર ખુલ્યું છે? એટલે જે લોકોને કાયદાથી અહિત થાય છે તે જ પ્રચારથી કામ કરો એમ કહે છે. પણ નવી સમાજરચનામાં જો કોઈને ઘસાવાનું હોય તો સ્થાપિત હિતવાળાને ઘસાવું પડશે અને તે પ્રમાણે કાયદા થશે. તેમાં અમારે કંઇ વિચારવાનું નથી.

### તમને એ કાયદા ખૂંચે છે તે હું જાણું છું

નિવેદન કરનારને ઉધડા લેતા હોય તેમ શ્રી મોરારજીભાઇ આગળ બોલ્યા — તમને એ કાયદા ખૂંચે છે તે હું જાણું છું. ગણોતધારો અને ઋણરાહત ધારો. પણ ખરી રીતે એમાં ખૂંચવા જેવું શું છે? ખેતીમાં ક્યારે ઉત્પન્ન વધે? ખેડૂત દિલ રેડે તો. પણ ખેડૂત દિલ રેડે ક્યારે? એની મજૂરીનો પૂરતો બદલો એને મળે ત્યારે. મલાઇ તમે ખાવ અને એ છાશ પીએ એ કેમ બને? ૫૦ જણ છાશ પીએ અને એક માણસ માખણ ખાય એ કેમ બને? ગણોતધારામાં જાતે ખેડે તેને ક્યાં નુકસાન થાય છે? જે લોકો બુદ્ધિભ્રમ કરે એ તેનો હાથો ન બનો. કોંગ્રેસમેનો જ જો આમ કરશે તો કોંગ્રેસને તોડશે. પોતાનો સ્વાર્થ આવે ત્યારે પણ કોંગ્રેસમેનની શ્રદ્ધા ન ડગવી જોઇએ. આપણે બાપુનો સંદેશો અધૂરો ઝીલ્યો છે તેથી બુદ્ધિભ્રમ કરે તેવી વાતમાં આપણે ભળીએ છીએ. હીટલરશાહી ન આવે તે માટે ગાળો ખાઇને આ કાયદા કરીએ છીએ. થોડી જમીનવાળા જાતે ખેતી કરે એટલે નુકસાન થવાનું ક્યાં છે? કંઇ નથી જડતું ત્યારે વિધવાઓને આગળ લાવે છે. થોડી જમીન ઉપર વિધવાનો નિભાવ થતો હતો એ શું કરશે? જે સમાજે વિધવાને સર્જી છે, ખરાબ કરી છે, તે શું મોં લઇને એની વહારે ચડવાની વાત કરતો હશે? આ કંઇ અક્કલ છે? ઋણરાહતથી શું નુકસાન થયું છે? આપવાથી નવું પેદા થાય છે — લેવાથી નથી થતું. છતાં આપણને તો આપવાનું આવે છે ત્યારે ખૂંચે છે.

### કાળા બજારનો ઉપાય શો?

આમ કાયદા અંગેની સ્પષ્ટતા કરી શ્રી મોરારજીભાઇએ કંટ્રોલ અને કાળા બજારના પ્રશ્નો ઉપર આવતાં જણાવ્યું કે, આજે જનતાને નામે વાતો કરવાની ફેશન થઇ પડી છે. સરકારને તો દુઃખી જનતા કહે તે ખરું. સુખી

જનતાને અમે ગૌણ માનીએ છીએ. પ્રચારથી જો તમે કરી શકતા હો તો મને તમારા ગામની વચ્ચે ઉકરડા છે તે ચાર વર્ષમાં કાઢી આપો. મને ખાત્રી છે કે એ તમારાથી નથી બનવાનું, અને તે માટે કાયદાની જરૂર પડવાની છે. કાળું બજાર ચાલે છે. કારણ કે બધા કાળું બજાર કરે છે. જો આપણે જાતે સંસ્કૃતિને જીવનમાં ઉતારીશું તો બીજાઓમાં ઉતરશે. કંટ્રોલથી કાળું બજાર અને લાંચ વધે છે. તે હું સારી રીતે જાણું છું. પણ કરવું શું? જો તમે જાતે ભાવનિયમન કરો તો સરકાર નહિ કરે.

## આભારવિધિ અને પ્રત્યાઘાતો

શ્રી સોમાભાઇ વલ્લભભાઇ પટેલે પ્રધાનોનો અને મહેમાનોનો આભાર માન્યા બાદ સભા પૂરી થઈ હતી. આ ભાષણ પછી શ્રોતાઓ જે ચર્ચા કરતા હતા તેમાં આઘાતપ્રત્યાઘાત જણાતો હતો. એક વર્ગ એ ભાવ વ્યક્તન કરતો હતો કે પ્રધાનોનું કહેવું બરાબર છે. આપણે ગમે તેમ વર્તીએ પછી કાયદા વગર એ બીજું કરે શું? જ્યારે બીજો વર્ગ ઉગ્ર બની દલીલ કરતો હતો કે આ તો બધું એકતરફી છે. સ્થાપિત હિતોનો કોણ પક્ષ કરવાનું કહે છે? પણ નવા ગણોતધારાએ જમીનમાલિકને મોટું નુકસાન કર્યું છે. ગણોત દસ વર્ષનું કરવાનું એટલે વચ્ચે જમીન માલિકને ખેડવી હોય તો પણ ન મળે. મળ્યા પછી ય, ખેડૂતે છાપરું બાંધ્યું હોય તેમાં એને રહેવાનો હક છે. જમીન માલિકને પૂછ્યા સિવાય ગણોતિયાને ગણોતે લીધેલી જમીનનો માંહોમાંહે બદલો કરવાનો જે હક આપ્યો છે તે, આવા માલિકીહક ઉપર તરાપ મારતી કેટલીય કલમો છે સરકારે તો ન્યાય કરવો જોઇએ. કોઇનો પક્ષ કરવો જોઇએ નહિ. જ્યાં સુધી વ્યક્તિગત માલિકીહકની નાબૂદી થઇ નથી ત્યાં સુધી કેવળ જમીનની માલિકી ઉપર આવા તરાપ મારવા તે એક વર્ગને અન્યાય કરવા બરાબર છે.

## આમાં સાચો રસ્તો કયો?

સરકારે કહ્યું કે પ્રચારથી કંઇ ન બને કાયદાથી જ થાય, સામી બાજુ પ્રજાએ કહ્યું કે કાયદાથી કંઇ વળતું નથી પ્રચાર કરો. કાયદા કરવા છતાં મંદિર ન ખુલ્યાં એ શ્રી મોરારજીભાઇએ કહ્યું. મહાત્માજીના પ્રચાર છતાં અસ્પૃશ્યતા ન ગઇ તે શ્રી ખેર સાહેબે કહ્યું. કાયદાથી કાળાં બજાર ઊભાં થાય છે તેમ લોકોએ કહ્યું. આમ કાયદો અને પ્રચારનો સામસામો છેદ પ્રજાએ અને સરકારે ઉડાવી દીધો તો પછી સાચું શું? એનો એક જવાબ કે, કેવળ પ્રચાર અપૂર્ણ છે કેવળ કાયદો અપૂર્ણ છે. બન્નેના સંયુક્ત પ્રયાસથી જ પ્રજાને લાભ થાય. આજે જો કોંગ્રેસ સરકારનું કાર્ય કાયદા ઘડવાનું હોય તો, કોંગ્રેસમેનનું કામ પ્રચાર કરવાનું હોય તેમ સરકારે સ્વીકાર્યું પણ ખરું. એ બેનો સંયુક્ત સુમેળ સધાશે ત્યારે સ્વરાજ્યનાં સુફળ પ્રજાને મળશે.

છેલ્લાં ૪૦ વર્ષથી આયુર્વેદનો અપ્રાપ્ય ગ્રંથ ઘણી સસ્તી કિંમતે

# સુશ્રુત આયર્વેદ

[ ગુજરાતી સરળ અર્થ સાથે ]

બે ગ્રંથમાં : પૃષ્ઠ ૧૩૬૮ : મૂલ્ય રૂ. ૧૫)

- આયુર્વેદિક સરજરી (વાઢકાપ)નો મહાન ગ્રંથ જેવાં આધુનિક વૈદકથી પણ વધુ સૂક્ષ્મ વિચારણા, સિદ્ધાંતો અને રીતો આપેલી છે.
- આમાં એવાં સરળ સાધનો અને ઉપાયો આપેલા છે કે કોઈ પણ વૈદ્ય કે ડાક્તર આ ગ્રંથના અભ્યાસથી લોકસેવાની સાથેસાથે સારી અર્થપ્રાપ્તિ પણ કરી શકશે.
- સામાન્ય જીવનને ઉપયોગી એવી દિનચર્યા, ઋતુચર્યા, રસાયણ વગેરે ઘણી વાતો વિસ્તારથી સમજાવેલી હોઈ શરૂથી છેવટ સુધી આ ગ્રંથ વાંચી જનાર સામાન્ય વાચક પણ સારો લાભ મેળવશે.

**આમાં નીચેના વિષયો વિસ્તારપૂર્વક સમજાવેલા છે.**

**શલ્ય–Ayurvedic Surgery) :** વાઢકાપ કરીને વ્રણમાં રહેલા કાષ્ઠ, લોઢું, હાડકું, વાળ, નખ વગેરે કાઢવાની રીત, પરુ કાઢવાની, ગર્ભ કાઢવાના યંત્રોનો ઉપયોગ કરવાની તથા ક્ષાર મૂકવાની રીત અને વ્રણોના પ્રકાર ઇત્યાદિ.

**શાલાક્ય :** કાન, નેત્ર, મુખ, જિહ્વા, નાસિકા વગેરે માથાનાં તમામ અંગોમાં થયેલા વ્યાધિઓ, તેના પ્રકાર અને તેને મટાડવાનાં ઉપાયો.

**કાયચિકિત્સા :** શરીરના દોષો, ધાતુઓ, મળ અને જઠરાગ્નિ દૂષિત થવાને લીધે થતા ભયંકર રોગો–તાવ, સન્નિપાત, ત્રિદોષ, અતિસાર, ક્ષય અને છાતીનાં અનેક દરદોની સમજ અને ઉપાયો.

**ભૂતવિદ્યા :** ભ્રમિત થયેલાઓના વળગાડને શાંત કરવાના ઉપાયો.

**કૌમારભૃત્ય :** (બાળઉછેરના પ્રકાર) બાળકોના અનેક રોગો ને ઉપાય.

**અગદતંત્ર :** ઝેરી પ્રાણીઓ–સર્પ, વીંછી, ઇયળ, ઝેરી કરોળિયા કે ઉંદર વગેરે કરડી ગયાં હોય, તેનાં વિષ ઉતારવાના ઉપાયો.

**રસાયનતંત્ર :** યૌવન, શક્તિ, આયુષ્ય, બુદ્ધિબળ વગેરેને વધારવાના, તેને લાંબો વખત ટકાવી રાખવાના તથા રોગ દૂર કરવાના ઉપાયો.

**વાજીકરણ :** સામર્થ્ય આપનાર ઉપાયો.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦–અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઇ–૨

Reg. No. B. 1785

છેલ્લાં ૪૦ વર્ષથી આયુર્વેદનો અપ્રાપ્ય ગ્રંથ ઘણી સસ્તી કિંમતે

# સુશ્રુત આયુર્વેદ

[ ગુજરાતી સરળ અર્થ સાથે ]

બે ગ્રંથમાં : પૃષ્ઠ ૧૩૬૮ : મૂલ્ય રૂ. ૧૫]

⊛ આયુર્વેદિક સરજરી (વાઢકાપ)નો મહાન ગ્રંથ જેવાં આધુનિક વૈદ્યકથી પણ વધુ સૂક્ષ્મ વિચારણા, સિદ્ધાંતો અને રીતો આપેલી છે.

⊛ આમાં એવાં સરળ સાધનો અને ઉપાયો આપેલા છે કે કોઈ પણ વૈદ્ય કે ડાક્તર આ ગ્રંથના અભ્યાસથી લોકસેવાની સાથેસાથે સારી અર્થપ્રાપ્તિ પણ કરી શકશે.

⊛ સામાન્ય જીવનને ઉપયોગી એવા દિનચર્યા, ઋતુચર્યા, રસાયણ વગેરે ઘણી વાતો વિસ્તારથી સમજાવેલી હોઈ શરૂથી છેવટ સુધી આ ગ્રંથ વાંચી જનાર સામાન્ય વાચક પણ સારો લાભ મેળવશે.

**આમાં નીચેના વિષયો વિસ્તારપૂર્વક સમજાવેલા છે.**

**શલ્ય–Ayurvedic Surgery) :** વાઢકાપ કરીને વ્રણમાં રહેલાં કાષ્ઠ, લોઢું, હાડકું, વાળ, નખ વગેરે કાઢવાની રીત, પરુ કાઢવાની, ગર્ભ કાઢવાના યંત્રો ઉપયોગ કરવાની તથા ક્ષાર મૂકવાની રીત અને વ્રણોના પ્રકાર ઇત્યાદિ.

**શાલાક્ય :** કાન, નેત્ર, મુખ, જિહ્વા, નાસિકા વગેરે માથાનાં તમામ અંગોમાં થયેલા વ્યાધિઓ, તેના પ્રકાર અને તેને મટાડવાના ઉપાયો.

**કાયચિકિત્સા :** શરીરના દોષો, ધાતુઓ, મળ અને જઠરાગ્નિ દૂષિત થવાને લીધે થતા ભયંકર રોગો–તાવ, સન્નિપાત, ત્રિદોષ, અતિસાર, ક્ષય અને છાતીનાં અનેક દરદોની સમજ અને ઉપાયો.

**ભૂતવિદ્યા :** ભ્રમિત થયેલાઓના વળગાડને શાંત કરવાના ઉપાયો.

**કૌમારભૃત્ય :** (બાળઉછેરના પ્રકાર) બાળકોના અનેક રોગો ને ઉપાય.

**અગદતંત્ર :** ઝેરી પ્રાણીઓ–સર્પ, વીંછી, ઇયળ, ઝેરી કરોળિયા કે ઉંદર વગેરે કરડી ગયાં હોય, તેનાં વિષ ઉતારવાના ઉપાયો.

**રસાયનતંત્ર :** યૌવન, શક્તિ, આયુષ્ય, બુદ્ધિબળ વગેરેને વધારવાના, તેને લાંબો વખત ટકાવી રાખવાના તથા રોગ દૂર કરવાના ઉપાયો.

**વાજીકરણ :** સામર્થ્ય આપનાર ઉપાયો.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦–અમદાવાદ અને

કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઇ–.

# પારિજાત

જનસમાજને વિચારપ્રેરક વાચન પીરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

પોષ સં. ૨૦૦૫ | ડીસેમ્બર–૪૮ | વર્ષ • ૨૬ અંક • ૩



## સંસ્કાર

કોઇ પૈસાદારના બંગલામાં આપણે જઇએ છીએ ત્યારે એ બંગલાની શોભા જોઇ આપણે ખુશી થઇ જઇએ છીએ. સુંદર બાગ હોય છે. આસોપાલવ, બોરસલી જેવાં વૃક્ષો; ગુલાબ, મોગરા જેવાં પુષ્પો હોય છે. બંગલાનાં પગથિયાં ચડતાં બે બાજુ કૂંડાંમાં ફૂલછોડ હોય છે. બારણે પડદો આડો હોય છે. ઓરડાઓમાં ફર્નિચર વ્યવસ્થિત ગોઠવેલું હોય છે. દિવાલો ઉપર ઉત્તમ ચિત્રકારનાં ચિત્રો હોય છે. આપણે કોઇને કહીએ છીએ, એ ઘર સંસ્કારી છે.

કોઇ ભણેલા પુરુષના પરિચયમાં આવીએ છીએ ત્યારે એની વાચાળતાથી આપણે ખુશ થઇ જઇએ છીએ. રાજકારણની વાત કરે છે, સરકારની ભૂલો કાઢે છે, એટમ બૉમ્બ અને એક્ષ રે જેવા વિજ્ઞાનના વિષયો ચર્ચે છે, સર્વ ધર્મ ઉપર એણે જે વાંચ્યું હોય છે તે જણાવે છે. આરોગ્યની અને ખેતી સંબંધી વાત કરે છે, સામાજિક પ્રશ્નોમાં પણ રસ લે છે. એ પુરુષ વિષે આપણે કોઇને અભિપ્રાય આપવો હોય તો કહીએ છીએ કે સંસ્કારી પુરુષ છે.

એવી જ રીતે કોઇ હસમુખી અને સુંદર સ્ત્રીને જોઇને આનંદ અનુભવીએ છીએ. આંખને ગમે તેવાં વસ્ત્રો એણે પહેર્યાં હોય છે. વાણીમાં મૃદુતા છે, વર્તનમાં વિનય છે, મોં ઉપર હાસ્ય છે, આંખોમાં સ્નેહ છે અને વ્યવહારમાં આતિથ્ય છે. એથી એ સ્ત્રી અંગે વાત કરવાનો પ્રસંગ આવે છે ત્યારે આપણે કહીએ છીએ કે સંસ્કારી સ્ત્રી છે.

પરંતુ જો આટલા ઉપરથી જ આપણે કોઇ ઘરને, પુરુષને કે સ્ત્રીને સંસ્કારી માનતા હોઇએ, તો સંસ્કાર અંગેની આપણી સમજ અધૂરી છે તેમ જ કહેવું રહ્યું. પૈસાથી બંગલો ચણાવાય, બાગ બનાવાય અને ફર્નિચર વસાવાય, પણ સંસ્કાર પૈસાથી વેચાતો મળતો નથી. પુરુષને અક્ષરજ્ઞાન હોય એટલે જુદા જુદા વિષય વાંચી શકે છે, યાદશક્તિ હોય એટલે વાચન કંઠસ્થ પણ હોઇ શકે છે, વાચાળતા હોય એટલે ચર્ચા પણ એ પુરુષ કરી શકે છે; એ રીતે સ્ત્રીમાં કુદરતી સૌંદર્ય હોય, સ્નેહ હોય, વાણીમાં માધુર્ય હોય, હાસ્ય હોય એટલે સંસ્કાર છે જ એમ માની ન લેવાય. સંસ્કાર એ આથી જુદી જ ચીજ છે.

દરેક પુરુષમાં અને સ્ત્રીમાં કુદરતી રીતે આસક્તિ છે, તૃષ્ણા છે, મહત્ત્વાકાંક્ષા છે અને લાગણી છે. એવી જ રીતે કામવાસના છે, ભૂખ-તરસ છે, બીક છે, ગુસ્સો છે. એના પરિણામે માંદગી છે, દુ:ખ છે, યાતના છે, મૃત્યુ છે. સંસ્કારનું કાર્ય છે માણસમાં રહેલી આ આશાઓને અને તૃષ્ણાઓને સંયમમાં રાખવાનું. જે સ્ત્રી અને પુરુષ આવો સંયમ રાખી શકે છે તે સંસ્કારી છે. પછી ભલે એ પૈસાદાર ન હોય, વિદ્વાન ન હોય, કે સૌંદર્યશાળી ન હોય.

કુદરતી જીવન ગાળતાં પ્રાણીઓમાં અને મનુષ્યોમાં સંસ્કારનો જ ફેર છે. એનો ચોખ્ખો દાખલો એ છે કે, કુદરતી જીવન ગાળનાર પ્રાણીઓ એમનાં બચ્ચાંને ચાહે છે એમનાં માબાપ પ્રત્યે એમને ચાહના હોતી નથી. સંસ્કારી માણસ માબાપને પણ ચાહે છે. સમાજને ધારણ કરવા માણસે સર્જેલો સંસ્કાર એ ધર્મ છે. એ અદા કરવામાં આપોઆપ સંયમ પાળવો પડે છે.

એટલે આવો સંસ્કાર ગરીબની ઝૂંપડીમાં પણ હોઇ શકે છે, અભણ ગામડિયામાં પણ હોઇ શકે છે.

સંસ્કાર એટલે સંયમ, બીજી રીતે સંયમ એટલે સંસ્કાર

પૂજ્ય મહારાજ એ આ જમાનાના સાચા ઋષિ છે. એમની વાણી અનુભવજન્ય અને જાતે આચરણમાં મૂક્યા પછીની હોય છે એટલે એ અમૃત જેવી લાગે છે. એ પીતાં કદી આપણે ધરાતા નથી. 'શિક્ષણ અને સંસ્કૃતિ' નામે બહાર પડેલા એમના પુસ્તકમાંથી આ લેખ અહીં ઉતાર્યો છે.

# સદાચાર

## રવિશંકર મહારાજ

સદાચાર શબ્દની ઉત્પત્તિ સત્ આચારમાંથી થઈ. સૃષ્ટિનો જે હેતુ છે તે સૃષ્ટિની ઉત્પત્તિથી અંત સુધી ટકી રહે, એ રીતે આચાર કરવો તે સદાચાર.

બીજી રીતે કહેવું હોય તો એમ કહી શકાય કે, જે રીતે આચરવાથી જગતને શાન્તિ મળે, જગત નિર્ભય બને, અને માનવીની ઐહિક ઉપાધિઓ ટળી જાય અને તેના વિકાસ માટે માર્ગ ખુલ્લો થાય, તે સદાચાર.

જો માનવીનો વિકાસ અટકે તો એમ સમજવું જોઈએ કે સદાચારમાં ક્યાંક ભૂલ પડી છે. એનો અર્થ એ કે, આત્મા ડંખે ત્યારે સદાચારમાં ક્યાંક ભૂલ હશે જ.

પણ આવો સદાચાર કોણ પાળી શકે? જે માણસ સતત જાગ્રત હોય અને જે પોતાના ધ્યેય તરફ મીટ માંડીને જ ચાલતો હોય તે પાળી શકે. ઊંઘતો માણસ અંધારામાં ઠોકર ખાય છે. અજાગ્રત માણસ પણ સદાચારમાં ઠોકર ખાઈ જાય છે અને તે પાળી શકતો નથી. પણ આજે જાગ્રત કોણ રહી શકે? સંયમી હોય, તે જ રહી શકે. સંયમી માણસ એકેએક ક્રિયા પૂર્ણ વિચાર કરીને પછી જ કરે. મનુમહારાજે કહ્યું:

> दृष्टिपूतं न्यसेत पादम् वस्त्रपूतं जलं पिबेत्।
> सत्यपूतं वदेत् वाचः मन.पूतं समाचरेत् ॥

કોઈ પણ પગલું ભરતા પહેલાં તે પગલું દૃષ્ટિ વડે ગળાયું હોવું જોઈએ. એટલે પવિત્ર દૃષ્ટિમાં ગળાયા પછી જ પગલું ભરાવું જોઈએ. એવી રીતે સત્યની ગળણીએ ગળાયા પછી જ વાણી નીકળવી જોઈએ. એવી રીતે આચાર મન વડે ગળીને પવિત્ર કરવો જોઈએ. અથવા પવિત્ર મનથી ગળાયેલા હોવા જોઈએ.

> अद्भिः गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति।
> विद्यातपोभ्यां भूतात्मा बुद्धि ज्ञानेन शुध्यति ॥

જેમ પાણી વડે શરીર શુદ્ધ થાય, તેમ સત્યથી મન પવિત્ર થાય છે. એ આચારમાં જે કસોટીઓ આવે, તે કસોટીમાં ચડવા માટે માણસ પ્રયત્ન કરે, તેને તપ કહે છે એવું તપ કોણ કરી શકે?

સંયમ એટલે વૃત્તિઓને રોકવી. જો કોઈક સંયમી દબાણથી રોકે તો ગુલામી આવે અને પોતે જ્ઞાનપૂર્વક રોકે તો ઉન્નત થાય.

આવી સંયમની ટેવો પાડવી એમાં પાયાની કેળવણી રહેલી છે. માબાપ, સમાજ, ગુરુ વગેરે રોકનારા છે. તે બધા આપણી ચાલણગાડીરૂપ છે. હંમેશ કોઈને ચાલણગાડીની જરૂર ન પડે, તેમ હંમેશ માટે પેલા રોકનારા બને, એવું ન થવું જોઈએ. ધીમે ધીમે એવી સ્થિતિ આવવી જોઈએ કે પોતે જ પોતાને રોકનાર બની જાય. એ સ્થિતિ સદાચારીની હોય.

આવા સદાચારીનું બાહ્ય લક્ષણ શું હોય? કેવી રીતે તે ઓળખી શકાય?

આવા સદાચારીને દેખતાં જ આપણને આનંદ થાય. એ બીજાને દેખે ત્યારે તેને ય આનંદ થાય. કેમ કે એનો એકે આચાર એવો નથી કે જેમાં આનંદ ન હોય. તેના દિલમાં કોઈને વિષે દ્વેષ ન હોવાથી, તે જ્યાં જશે ત્યાં પ્રેમનું વાતાવરણ ઊભું કરશે.

પણ તે જગત પર પ્રેમ રાખે, છતાં જગત જો તેના પર પ્રેમ ન રાખે તો? તમે જાણો છો કે ઈશુ જગત પર પ્રેમ રાખતો હતો, છતાં તેને શૂળી પર ચઢાવ્યો. ત્યારે ઈશુ સદાચારી નહોતો એમ ગણવું? નહીં. એની એકેએક ક્રિયા જગતને લાભ કરનારી હતી. હા, તેવી ક્રિયાઓ કદાચ તાત્કાળિક અહિત કરનારી દેખાય. પણ અંતે તે અહિત કરનાર ન હોય. જેમ કોઈ સંત રાત્રે જાગતો હોય, અને તે વખતે કોઈ ચોર ત્યાં ચોરી કરવા જતો હોય, તો તે સંતને ચોર તો ગાળો જ દેશે અને તેને પોતાના કાર્યમાં વિઘ્નકર્તા દેખશે, અને સંતને મારવા પણ દોડશે. તેમાં સંતનો દોષ ખરો? ના, તે તો સદાચારી છે. ભગવદ્ભક્તિમાં લીન છે. તેવી રીતે જગતને દોષ દેખાય, છતાં કલ્યાણકારી ક્રિયા સદાચારીએ ચાલુ રાખવી જોઈએ. એ દોષ દેખાવાનું કારણ તેમની દૃષ્ટિની ટૂંકી મર્યાદા છે. પીત રોગવાળાને સૂર્યનો પ્રકાશ નુકસાનકારક લાગે, તેમાં સૂર્યનો શો વાંક? સૂર્ય કંઈ થોડો જ પક્ષપાતી છે?

પણ આ સદાચાર આવે શી રીતે?

જો સ્વાભાવિક સાદાઈ હોય તો તેમાંથી સદાચાર ઊગે છે; અને જેમ સાદાઈ સદાચારને સાચવે છે, તેમ સદાચાર સાદાઈ શીખવે છે.

સાદાઇ કોને કહેવી ? તેનું બાહ્ય લક્ષણ શું ?

જે માણસ જીવનની સ્થૂળ જરૂરિયાતો વાજબી રીતે, પોતાની આવકના હિસાબે, શરીરને પૂરી પાડે તથા તેને પોષે અને તેનો વાજબી ઉપયોગ કરે, તેને સાદો સમજવો. સાદા માણસનું શરીર માંદુ ન પડે, રોગવાળું ન થાય, એટલું જ નહીં પણ સદાચાર પાળવામાં ખપ આવે તેવું હોય, અને નિશ્ચયાત્મક બુદ્ધિ અને પવિત્ર સંયમી મનના હુકમને આધીન થાય તેવું હોય એના શરીરને તેવું રાખવા માટે જ તે ખોરાક ખાતો હોય. એટલે જોઇએ તેટલું જ ઊંઘતો હોય, અને જોઇએ તેટલું જ કામ કરતો હોય

કોઇ કહેશે કે, શરીર શણગારીએ અને સરસ રાખીએ તેમાં ખોટું શું ? એનો જવાબ તો એ છે કે, શરીર શણગારવાની ના જ કોણ કહે છે ? શરીર તો આત્માનું મંદિર છે. તેને પવિત્ર રાખવું જોઇએ અને શણગારવું જોઇએ. પણ શણગારવું એટલે ઘરેણાં પહેરાવવાં નહીં. પણ શરીર ખપ આવે તેવું મજબૂત થાય, સર્વાંગસુંદર થાય, એ જરૂરનું છે. બધાં અંગ સુંદર થાય, તેનો અર્થ એ કે હાથપગ વગેરે બધી કર્મેન્દ્રિયો અને બધી જ્ઞાનેન્દ્રિયો સરસ રીતે કેળવાયેલી હોય. બુદ્ધિ કેળવાઇ હોય અને તેના ઉપયોગ માટે શરીર ન કેળવાયું હોય—તો તે સર્વાંગસુંદર ન કહેવાય. જે માણસ સર્વાંગસુંદર હોય, તે શરીર હોમવાના પ્રસંગે પાછો વળીને ન જુએ, પણ હોમી દે.

આવો સર્વાંગસુંદર માણસ સરસ રીતે પોતાના શરીરને જગતના કલ્યાણમાં વાપરે. કેમ કે તે જગતના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ જુએ છે.

આ બધી ક્રિયાઓમાં તે સદાચારનું એક પણ અંગ ભૂલી જાય, તો તે બધાને બગાડશે.

> आचिनोति शास्त्रार्थमाचारे स्थापयत्युत।
> स्वयमाचरते यस्मात् तमाचार्यं प्रचक्षते॥

માણસે એવી રીતે જીવવું જોઇએ કે તેનું વર્તન જોઇને લોકો તેનું અનુકરણ કરે, તો તેથી જગતને લાભ જ થાય; અને એવી રીતે જે આચરે તે આચાર્ય. એવા આચરણથી તેને તો લાભ થાય જ; પણ તેનું આચરણ બીજાને માર્ગદર્શક બને છે, એટલે પુણ્યરૂપ બની જાય છે. એટલા માટે જ ઉપનિષદનું વચન છે કે सत्यं वद धर्मं चर। સત્ય બોલ અને ધર્મનું આચરણ કર ધર્મની વાતો કરવાથી ધર્મ થતો નથી, પણ તે પ્રમાણે આચરીએ તો ધર્મ થાય છે. જેમ ખોરાક બોલાય નહીં પણ ખવાય. ખોરાક વિષે ગમે

તેટલું બોલીએ, તેથી કંઇ શરીરને તૃપ્તિ નહીં થાય. એજ પ્રમાણે ધર્મ વિષે ગમે તેટલું બોલીએ, લખીએ તોય આત્માની તૃપ્તિ નહિ થાય. તે તો આચરણથી જ થઇ શકશે.

કેટલાક લોકો એવું માનતા લાગે છે કે, કપડું ઢંગધડા વિનાનું સાવ ફાટલું, કરચલીઓવાળું, નાનુંમોટું, મેલું, ગમે તેવું હોય, તોય તે પહેરીને ફરે તે માણસ સાદો છે. ખરી રીતે આવો માણસ સાદો નથી પણ, અવ્યવસ્થિત અને મૂર્ખ છે. સાદાઇ તો તે છે કે જે ચીજ જે સ્થળે રાખવી જોઇએ તે અને તે સ્થાને રાખે.

ત્યારે કોઈ પ્રશ્ન કરશે કે, એવી સાદાઈમાં કળાનું સ્થાન ખરું કે નહિ? સાદાઈમાં કળા ભારોભાર હોય. કપડાં વ્યવસ્થિત પહેરે, ફાટલાં હોય તે સાંધીને પહેરે, બટન બરાબર હોય. મોટું કે નાનું સીવેલું ન હોય પણ જોઇએ તેટલું જ હોય, તેમાં કળા નથી એમ કોણ કહેશે? કપડું ગડીબંધ હોય, તેનો વાંધો નથી, પણ તે ગડી કામમાં વિઘ્નરૂપ થાય, તો સાદાઇ ગઈ એમ જાણવું.

જે કળા ખપમાં ન આવે તે કળા શાની? ક્રિયામાં બંધ બેસે તે કળા.

આજે તો કળાની વ્યાખ્યા ઊલટી રીતે કરવામાં આવે છે. આજે તો 'વરણાગી'ને કળા કહેવાય છે. આજે કુદરત કરતાં કૃત્રિમતામાં વધારે કળા દેખાય છે. પણ તેમાં સાદાઇનો અને સદાચારનો લોપ થાય છે.

જીવન સાથે કળા મળી જાય તો તે સાચી કળા ગણાય. આજે તો જીવનનો વિચાર કરવામાં આવતો જ નથી. ઘણાં માબાપો પોતાનાં બાળકોના જીવનનો વિચાર કરતાં નથી. એનું કારણ એ છે કે, તેમનું જ જીવન કળામય એટલે વ્યવસ્થિત નથી. બાળકો મોટાં થાય છે, પણ ઊછરતાં નથી. જેમ જંગલમાં વગડાઉ ઝાડ ઊગે છે, તે ગમે તેમ ફેલાય છે; એટલે તેનાથી કશો લાભ થતો નથી, પણ કોઈ જતાઆવતાને અડચણરૂપ બને છે; ફક્ત તેનાં લાકડાં બાળવાના કામમાં આવે છે. એવું જ વિચારહીન અવ્યવસ્થિત જીવનનું પણ છે.

પણ આવી તાલીમ કોણ આપી શકે? જે સદાચારી, સાદો અને કરકસરિયો હોય તે જ; અને તેની તાલીમ લઇ પણ તે જ શકે; અને તેવી તાલીમ લેવા માટે તેણે કોઈ પણ ક્રિયા પાછળનો હેતુ, એ સિદ્ધ કરવાના રસ્તા, સાધન, આવક, ખર્ચ વગેરે સર્વનો વિચાર કરવો જોઇએ. તે તેનો સ્વાધ્યાય બનવો જોઇએ.

આવી રીતે તાલીમ લેતાં લેતાં તે સદાચારી બની જશે.

# બહેનોના પ્રશ્નો

ઈશ્વર પેટલીકર

આસોના અંકમાં, શાળાની બહેનો સાથે વર્ગોમાં થયેલ વાર્તાલાપ મેં આપ્યો હતો. એ વાંચીને અમુક વાચકો તરફથી સૂચન થયું કે એ જાતના પ્રશ્નો અવારનવાર માસિકમાં આવે તો સારું. આમ તો આપણે સૌ કોઈને કોઈ પ્રશ્નો રોજબરોજ ચર્ચતા હોઈએ છીએ. એટલે મારે વ્યક્તિગત અમુક સાથે થયેલ પ્રશ્નચર્ચા ઉપરથી માસિકમાં પ્રશ્નો મૂકવા પ્રયત્ન કરીશ. આ લેખમાં બહેનો અંગેના પ્રશ્નો મૂકું છું.

**પ્રશ્ન :** બહેનોને અપાતી વરસલામી અને બારસ બંધ થવાં જોઈએ કે ચાલુ રહેવાં જોઈએ?

**જવાબ :** આ અંગે સુધારકોમાં પણ મતભેદ છે. ખોટા ખર્ચ અને કુરિવાજમાં ન માનનાર માણસોમાંનો અમુક વર્ગ એમ માને છે કે એ ચાલુ રહે તેમાં કંઈ ખોટું નથી. રિવાજને નામે સરવાળે તો આપણી બહેન-દીકરીઓને એટલી મદદ થાય છે. ગરીબ સ્થિતિની વિધવાબહેનોને તો એ આશીર્વાદરૂપ છે. એટલે એ રિવાજ ચાલુ રહે તે જ ઈચ્છવાજોગ છે. બીજો પક્ષ, જે એ રિવાજ બંધ થવો જોઈએ તેમ માને છે, તે પણ બીજા કુરિવાજ નાબૂદ કરવા પ્રત્યે જેટલો જાગૃત છે તેટલો આમાં નથી. મતલબ કે આ પ્રશ્ન પ્રત્યે ઉદાસીન છે–જાય તો ય ઠીક, ચાલુ હોય તો ય ઠીક!

મૂળે આ રિવાજ, આપણી બહેનદીકરીઓને મદદ થાય એ ભાવનાથી નહિ આવ્યો હોય. પણ બહેનદીકરીઓને આપવાથી પુણ્ય થાય છે એ ભાવનામાંથી આવ્યો હશે, એમ મારું અનુમાન છે. કારણ કે, મોટે ભાગે બારસમાં અને વરસલામીમાં વાસણ વહેંચાય છે, રોકડ રકમ તો થોડી હોય છે. જો મદદની ભાવના હોત તો આ વાસણ અપાતું ન હોત. લગ્ન વખતે રોકડ રકમમાં ચાંદલો આપવાનો રિવાજ છે, તેમ આમાં હોત.

હવે બીજો મુદ્દો ભલે એ રિવાજ પુણ્યમાંથી શરૂ થયો ન હોય, પણ એથી મદદ થાય છે કે નહિ? જો મદદ થતી હોય તો એ ગમે તે ભાવનાથી ઉદ્ભવ્યો હોય, પણ એનો લાભ કેમ ન લેવો? હું માનું છું કે જે રકમ ખર્ચાય છે તેના પ્રમાણમાં મદદ ઘણી ઓછી થાય છે. કારણ કે, વાસણો મોટે ભાગે ઘરની શોભામાં અભિવૃદ્ધિ કરે છે, ઉપયોગમાં થોડાં આવે છે.

કારણ કે, દરેકને પોતાને જરૂર હોય તે વાસણ મળવાનો સંભવ નથી. વળી એવી મદદની જરૂર દરેક બહેનને હોતી નથી. ગરીબ અને વિધવાબહેનને મદદ થઈ પડતી હોય તો પણ એવા ૨૦ ટકા ગણીએ તો ૮૦ ટકા ખોટું ખર્ચ જ થાય છે. જ્યારે એ જ રીતે જેને એ વહેંચવી પડે છે તેના ૨૦ ટકાને તે આર્થિક રીતે પોષાતું હશે, તો ૮૦ ટકાને આર્થિક રીતે તણાવું પડે છે. એટલે મદદની જરૂર માની આ રિવાજને ટેકો આપવા ઇચ્છનાર પણ હિસાબી દૃષ્ટિએ જોશે તો, વીસ ટકાના લાભ ખાતર ૮૦ ટકાનો થતો બગાડ નહિ ઇચ્છે.

આ હિસાબી વાતને બાજુએ મૂકીએ, અને બહેનો પ્રત્યે સમાનતાની દૃષ્ટિએ જોતાં આ રિવાજો ચાલુ રહે તેમ ઇચ્છવા જેવું નથી. બહેનોએ પોતે સ્ત્રી હોવાને કારણે જે મદદ–દાન મળતું હોય તે છોડવું જોઇએ. ભિખારીને મદદ મળતી હોવા છતાં જો એને ભીખ માગવાનું છોડવા કહી શકતા હોઇએ, બ્રાહ્મણને બ્રહ્મભોજન અને દાનદક્ષિણા કેવળ બ્રાહ્મણના જન્મથી લેવાનું છોડવા કહી શકતા હોઇએ, તો બહેનોને એવી મદદ ન લેવાનું જરૂર કહેવું જોઈએ. કોઇ સ્નેહી, સગા કે મિત્ર અમુક પ્રસંગે ભેટ આપે તે સ્વીકારવામાં એક જાતનો હક હોઈ તે લેવાય તે સમજાય તેવું છે. પરંતુ પોતે અમુક ગામની દીકરી છે તે કારણેજ, જેની સાથે અંગત કંઇ સંબંધ નથી તે તરફથી મળતી મદદ–દાન સ્વીકારવું તે આ જમાનામાં બહેનોને માટે સ્વમાની રીત નથી.

ભિખારીને મદદ કરીને પોષવો એ ખોટી રીત લાગવાથી એને મદદ ન કરતાં ધંધે વળગાડવામાં હિત છે એમ સમાજને લાગે છે, તેમ બહેનોને આવી મદદ ન કરતાં, એમનો વિકાસ થાય, જાગ્રત થાય, કમાતી થાય, એ બાજુ રકમ ખર્ચાય તો એ મદદ ઉપયોગી થશે. મદદ બે પ્રકારની હોય છે. એક મદદથી લેનારનો કંઇ વિકાસ નથી થતો, જેવી કે ભીખ, બીજી મદદ એવી છે કે જેથી વિકાસ થાય છે, જેવી કે કેળવણી, હુન્નરઉદ્યોગ, જાગ્રત વર્ગે પોતાની શક્તિ પ્રમાણે બીજા પ્રકારની મદદ કરવી એ ફરજ છે, અને પોતાના વિકાસ માટે જરૂરવાળા વર્ગને તે લેવાનો હક છે. બહેનો જો પોતાના વર્ગની ઉન્નતિ ઇચ્છતી હોય, અને પુરુષની સાથે સમાનતા ઇચ્છતી હોય તો એણે બીજા પ્રકારની મદદ લેવી જોઇએ. કેવળ સ્ત્રી હોવાને કારણે મળતી મદદ–દાન વર્જ્ય માનવી જોઇએ.

**પ્રશ્ન :** સ્ત્રી બહારનું કામ કરશે તેથી એના ઉપર બમણો બોજો નહિ થાય? કારણ કે, આજે જે થોડી મધ્યમ વર્ગની બહેનો બહારનું કામ કરે છે

તેમનું જીવન જોતાં લાગે છે કે, ઘરનો બોજો એમના ઉપર એટલો જ રહે છે, અને બહારનું કામ વધ્યું તે જુદું.

**જવાબ:** આજની સ્થિતિ જોતાં એ વાત બરાબર છે. સ્ત્રીનો આખો સમૂહ ઘરકામ કરતો હોઈ, જે સ્ત્રી આજે બહારનું કામ કરે છે તેને પણ ઘરનું કામ એટલું જ કરવું પડે છે. કારણ કે, ચોમેર પુરુષ ઘરકામ કરતો હોતો નથી; એટલે એ માનસના સંસ્કારવાળો, બહારનું કામ કરતી બહેનનો પતિ પણ એને મદદરૂપ થતો નથી. થાય તો પોતે સમાજમાં હલકો ગણાય એવું એ માને છે. હજુ, પુરુષમાનસ એથી આગળ એટલા સુધી છે કે, સ્ત્રી કમાઈ લાવે તેમાં પણ પોતાની નાલાયકી માને છે! શું પોતે એવો નામર્દ છે કે, સ્ત્રીને કમાવા જવું પડે! આ માનસ રાતોરાત સુધરી ન જાય. એને વખત લાગે. અને ત્યાં સુધી સ્ત્રીને માથે બોજો વધારે રહેવાનો. સમાજની ગાડી હંમેશાં એક પાટેથી ઊંચકીને બીજે પાટે મૂકી શકાતી નથી. પુરુષો ઘરકામમાં મદદ કરતા થાય ત્યારે જ સ્ત્રી બહારનું કામ કરવા જાય એમ જો સ્ત્રીસમાજ રાહ જુએ તો ક્યારેય એ દિવસ ન આવે. કારણ કે, એને બહારનું કામ નહોતું સોંપ્યું માટે જ ઘરકામ વહેંચણીમાં આવ્યું. પછી તો એ કામ સ્ત્રીનું જ ગણાઈ ગયું! એટલે જ્યાં સુધી એ ઘર ન છોડે ત્યાં સુધી એ કામ ઓછું પણ ન થાય. સ્ત્રીનો મોટો વર્ગ જેમ જેમ બહારનું કામ કરતો થશે તેમ તેમ ધીમે ધીમે પુરુષવર્ગ ઘરકામમાં મદદ કરતો થશે. અને એ રીતે એક પાટેથી ગાડી બીજે પાટે ચડશે. આમ પાટા ફેર થતાં સુધી જે બોજો સ્ત્રીને વધે તે એણે સહેવો જ રહ્યો. પુરુષ મદદરૂપ થાય એ તો ઇચ્છીએ, પણ એ ઇચ્છા જ્યાં પૂરી ન પડે ત્યાં સ્ત્રીએ થોડું સહન કરીનેય બહાર નીકળવાનું ચાલુ રાખવું રહ્યું.

**પ્રશ્ન:** ઘરકામમાં પુરુષ મદદ કરે એમ સ્ત્રી માનતી હોવા છતાં પુરુષ કામ કરે છે ત્યારે એના દિલને એ ગમતું નથી. એનું શું કારણ?

**જવાબ:** સ્ત્રીસમાજને પુરુષસમાજ ઘરકામ કરે એ ગમતું નથી, એમ આખા સમાજની વાત જોતાં લાગતું નથી. ઘરકામ શહેરોમાં પુરુષ નોકરો કરતા હોય છે. રસોઇ પણ કરે છે, વાસણ માંજે છે, કપડાં ધૂએ છે અને મજૂર તરીકે બેગ-બિસ્તરા પણ સ્ત્રીઓ પુરુષ પાસે જ ઊંચકાવે છે. એટલે પુરુષ પાસે ઘરકામ કરાવતાં સ્ત્રીના દિલને ગમતું નથી, એ કહેવું ખોટું છે.

પરંતુ ઉપરના સવાલમાં બીજી રીતે જોતાં તથ્ય છે. સ્ત્રીને પોતાનો પુરુષ પોતાની હાજરીમાં ઘરકામ કરે એ દિલને ગમતું નથી, એ સ્વાભાવિક છે.

એમાં સંસ્કાર ભાગ ભજવે છે. છોકરી નાનપણથી એ સંસ્કાર લેઈને ઉછરી છે કે પોતાને જ ઘરકામ કરવાનું હોય, પતિ પોતા કરતાં ઊંચો વ્યક્તિ છે. એટલે એ સંસ્કારને કારણે સ્ત્રીને પોતાના પુરુષ માટે દિલમાં એવી લાગણી જન્મે તે સમજાય તેવું છે. પરંતુ એ લાગણી પતિ કામ કરતો થાય એટલે ધીમે ધીમે અદૃશ્ય થાય છે. પછી તો એ જ સ્ત્રી પતિને કામ બતાવતા હુકમ કરવા પણ ટેવાઇ જાય છે. છતાં ઊંડે ઊંડે સંકોચ કે ભાવના રહે છે તેનું કારણ સમાજનો બધો પુરુષવર્ગ – પતિ વર્ગ – ઘરકામ કરતો નથી, એટલે પોતાનો પુરુષ એ કરે તે બહાર હલકું દેખાય તે માનસ પણ સ્ત્રીમાં કામ કરતું હોય છે. એટલે દિલની આ વૃત્તિ સ્ત્રીમાં કુદરતી છે એમ માનવાનું કોઈ કારણ નથી, પણ એ સંસ્કારનું, સમાજનું કારણ છે. અને જેમ સંસ્કાર અને સમાજ બદલાય તેમ એ દિલની વૃત્તિ પણ બદલાવાની છે.

**પ્રશ્ન:** પુરુષો એમ માનીને ચાલે છે કે જે દિવસે સ્ત્રીઓ ભણશે, બહાર નીકળશે ત્યારે ગોળ, વાડા, નાત અને કુળાકુળ તૂટશે. પણ જો પુરુષો ભણ્યા છતાં, દેશપરદેશ ગયા છતાં એનો મોહ છોડી ન શક્યા તો સ્ત્રીઓ એ છોડશે એમ માનવાનું શું કારણ? સ્ત્રીઓનું પણ પુરુષ જેવું જ માનસ છે એ કેમ વિચારકો ભૂલી જાય છે?

**જવાબ:** આ પ્રશ્ન ઉપલક રીતે જોતાં જરૂર સાચો લાગે એવો છે, પણ સ્ત્રીમાં અને પુરુષમાં આજે જે મોટો ભેદ છે તે તરફ ધ્યાન જવાની ખાસ જરૂર છે. આજે મૂડીવાદી અને મજૂર, જમીનદાર અને ખેડૂત, લેણદાર અને દેણદાર, તવંગર અને ગરીબ એ વર્ગભેદને લીધે જ સમાજમાં પ્રત્યાઘાતો પડતા હોય છે. મૂડીવાદી સમાજવાદી ગજતંત્રનો મોટો અનુભવ લીધા છતાં મોટે ભાગે મૂડીવાદી માનસનો રહે છે. જ્યારે મજૂર એ જ કેળવણી લેતાં સમાજવાદી બને છે. કારણ બંનેમાં વર્ગભેદ છે એ પ્રમાણે સ્ત્રીમાં અને પુરુષમાં આજે વર્ગભેદ છે. પુરુષને આજે જે મોહ પોષવાનો છે તે સ્ત્રીના ભોગે છે. *એટલે પુરુષ કચડનાર વર્ગ છે, સ્ત્રી કચડાનાર વર્ગ છે.* એટલે આ ભેદને લીધે જ પુરુષ ભણ્યા છતાં, પરદેશ ગયા છતાં જે [illegible] ન તોડી શક્યો, તે સ્ત્રી એ સ્થિતિએ આવતાં તોડવાની છે. આજે મુક પક્ષનું માનસ કેવું છે તેનો આધાર એ કયા વર્ગનો છે તેના [illegible]ર રહે છે. એટલે સ્ત્રી અને પુરુષ એ રીતે જુદા વર્ગમાં છે એટલે [illegible]નું માનસ એક રીતે જ કામ કરશે એમ માની લેવાય નહિ.

# સ્ટીમરનું જીવન

આપણે બધા રેલ્વે-બસની મુસાફરીનો ચાલુ અનુભવ લઈએ છીએ, પણ સ્ટીમરની મુસાફરી કરવાનો થોડાને મોકો મળે છે. 'પાટીદાર'ના જાણીતા લેખક ભાઈ લલ્લુભાઈ મનોરભાઈ હમણાં રજા ઉપર વતન આવી ફરી નોકરી ઉપર આફ્રિકા ગયાં. તેમણે એમની એ મુસાફરીનો અનુભવ જણાવતો જે અંગત પત્ર લખેલ તેમાંથી નીચેનો ભાગ ઉતાર્યો છે. તંત્રી



દારેસલામ,
તા. ૮-૧૦-'૪૮

પ્રિય ભાઈ,

એક પત્ર મોમ્બાસાથી ખુશીઆનંદનો લખેલો, તે પછી આજે મુસાફરીનું વર્ણન કરતો લખવા બેઠો છું.

સ્ટીમર ઉપર બપોરે જવાનું હતું. હવે આપણે આઝાદ થયા એટલે ઉતારુઓને પહેલાં જેટલી હાડમારી નથી. બફારો નથી. કડક અપમાનજનક દાક્તરી તપાસ નથી. કલાકમાં તો બધું પતાવી નાખે છે. પણ આપણી પ્રજાનાં ધક્કાધક્કી, પડાપડી, ઘોંઘાટ એનાં એ જ છે.

હું ડેક (સ્ટીમરનો થર્ડ ક્લાસ) ઉપર ગયો ત્યારે ક્યાંય બિસ્ત્રો છોડવાની જગા ન હતી. બેડીબંદરથી સાતસો ઉતારુઓ લેવાના હતા એટલે વિશેષ ભાગ અનામત રાખવામાં આવ્યો હતો. વહેલા આવેલા બધા નિરાંતે બિસ્ત્રા છોડી અડ્ડા જમાવી સૂતા હતા. બેસે તો કોઈ જગા માગતો આવે! અર્ધી જગા તો માલસામાનના દાગીનાથી ભરાઈ ગઈ હતી. આપણા લોકોને બધું જ સાથે જોઈએ. બૈરી પણ સાથે ને સામાન પણ સાથે! હસો નહિ ભાઈ, હું ય એમાં આવી જાઉં છું અને તમે હો તો તમે પણ ગરજ ગાંઠે અને વિદ્યા પાઠે એ આપણું સૂત્ર!

પણ જેના પર આવી પડે તે તો કાઢી જ લે ને? મેં ગોરા અમલદારને વાત કરી કે જગા આપો. પહેલાં એ લોકો પાસે જવું અઘરું અને મોટી વાત હતી પણ હવે જાણે રમતવાત છે. પહેલાં એમનો રુઆબ ઘણો હતો અને આપણે ડરપોક હતા. હવે તેઓ સૌજન્ય દાખવે છે અને આપણે ય ફરિયાદ કરવાનો હક સમજીએ છીએ.

ગોરા અમલદારે આવીને જોયું તો બધું ચિક્કાર. પણ એને તો રોજનું હતું. ખલાસીઓને કહ્યું, ઉઘાડો નીચેનું ભંડારિયું અને નાખો બધા મોટા દાગીના અંદર. દાગીના જ્યાં ઉડાવવા માંડ્યા ત્યાં દરેક, આ નહિ, આ નહિ, એમ બૂમો પાડવા લાગ્યા. પણ તે સાંભળ્યા વગર ખલાસીઓ ઉપાડીને ફેંકતા ગયા. અમને જેમ તેમ થોડી જગા મળી અને લંબાવ્યું. નસીબદાર કે અમારા બધા દાગીના સાથે રહ્યા! -

સ્ટીમર ઉપડી ચૂકી હતી. પરસેવાથી રેબઝેબ અમે બધાં બીજા વર્ગના ડેક ઉપર હવા ખાતાં બેઠાં. બને તેટલા ઉતારુઓને ઓળખવાની જરૂર હોય છે. જેથી એ બધાંનું એક વર્તુળ જમાવી આ થોડા દિવસો પસાર કરવામાં રસ પડે. હજુ માંડ આઠ વાગ્યા હતા ત્યાં અડધા ઉપરના ઉતારુઓ લાંબા થઈ ગયા હતા. થાકેલાપાકેલા એટલે એમાં નવાઈ ન હતી. સ્ટીમર ઝોલાં ખાતી હતી અને શયન એ જ માત્ર સહારો હતો.

સ્ટીમર બેડીબંદર જતી હતી. બીજો આખો દિવસ અને રાત કાંઠે કાંઠે હંકારાઈ. કાંઠે તોફાન રહે છે અને તેમાંય ચોમાસુ એટલે ખાસ. આખો દિવસ ઝોલાં ખાતાં કાઢ્યો. ખાવાનું રુચે નહિ, પેટમાં અમળાટ થાય, કંઈ ગમે નહિ. માત્ર પથારી જ પ્યારી લાગે.

ત્રીજે દિવસે બેડીબંદર આવ્યું. સ્ટીમર ખૂબ દૂર ઊભી રહી. ઉતરાય નહિ, રજા પણ નહિ. એટલે સાંજના ત્યાંથી ઉપડયા તેનો અફસોસ ન હતો.

પછીના બે દિવસો એટલે પવનનું ભયંકર તોફાન. બેડીબંદરથી ચઢેલા ઉતારુઓને આગલો ડેક મળ્યો હતો. સીધો પાંસળાંમાં ચમચમી જતો પવન ફુંફાડા મારતો આખો દિવસ સુસવ્યા કરતો હતો. મોજાં સ્ટીમરના આગલા ભાગને એક બાજુથી ઓળંગી બીજી બાજુ પાણી ફેંકતાં હતાં. ટારપોલિન્સથી ડેક મજબૂત ઢંકાયેલો હતો પણ તે વરસાદથી થોડું રક્ષણ કરે એ જ. મોજાં આગળ એ લાચાર. ડેક પાણીથી તરબોળ. પાણી પડે અને નળ વાટે નીકળી જાય. એ તરફના લગભગ બસો જેટલા ઉતારુઓને ખસેડવાની બીજી જગા ન હતી. આમ તો પહેલા વર્ગનો ડેક વિશાળ માળ જેટલો છૂટો પડચો હતો. એમાં ફરવાહરવાની જગા, રમવાની જગા, સંગીતનો વિશાળ ખંડ, વિશાળ સ્મોકીંગ (બીડી પીવા બેસવાનો) ખંડ, પીણા માટે ખંડ વગેરે. પણ એમાં આ ટાઢે ઠરતી માનવભુંજાર માટે જગા ન હતી! બંને દિવસ બાળબચ્ચાં સહિત માણસો જરાતરા કોરી જગામાં ખૂણેખાંચરે પડી રહ્યા. એમનો સામાન પણ પલળતો રહ્યો. અમારી જગા સ્ટીમરના પાછલા ભાગમાં

હતી. મોજાંના પાણીથી બચવા હવા આવવાનાં બાકોરાં બંધ રાખવાં પડ્યાં હતાં. એટલે અમને ગરમી થતી હતી! આગલા ભાગમાં ઠંડી, પાછલા ભાગમાં ગરમી! બંને અસહ્ય! એક જ ગામમાં બે ઋતુ!

વળી આ ડેકનાં ઉતારુઓને ૧લા વર્ગમાં લેઇ જવાનો ખ્યાલ પણ કેમ કરી શકાય? જ્યાંત્યાં થૂંકવું, કચરો નાખવો, ઊલટી માટે વાસણ ન રાખવું પણ જ્યાંત્યાં બેસી જવું, ઘોંઘાટ મચાવવો, વહેલો તે પહેલો માટે પડાપડી. અરે, પેસાબ પણ કોઇ ના દેખે તેમ હોય તો એક બાજુ કરી લેવાની વૃત્તિ. બીજી બાજુ, બીજા વર્ગમાં જરા ઠીક, પણ ૧લા વર્ગમાં તો બધું સ્વચ્છ, શાંત, વ્યવસ્થિત. સભ્યતા, સુઘડતા અને નિર્શન.

સ્ટીમરમાં હિંદુ વીશી પર દરોડો હતો. રોજ છસોથી સાતસો માણસ જમતું. સ્રીઓની થાળીઓ જગા પર પહોંચાડવામાં આવતી. જમણમાં સવારે ચા અને પુરી, બપોરે પુરી અથવા રોટલી (પણ આ વખતે ભીડને લીધે રોટલી પુરી પડે તેમ ન હતી), દાળભાત અને શાક. સાંજે કઢોળ, પુરી, કઢી અને ભાત. આમાં પુરી ખૂબ તાપથી દાઝી જાય પણ અંદરથી કાચી. ભાત કડક, દાળમાં બરકત નહિ. શાકનું નામ જ. એક દિવસ મોહનદાર અને ઢોકળાં આપેલાં એ જાણે એક મોજ હતી!

ડેકના ઉતારુઓ, એટલે શંભુમેળો. કચ્છી, હાલિગાવાડી, સુરતી, ચરોતરી વગેરે. વળી પંજાબી, ગુજરાતી, મરાઠા, મદ્રાસી, ગોવાનીઝ વગેરે. મુસલમાન, ખ્રિસ્તી, હિંદુ બધા જ લગોલગ પડ્યા હોય. શાકાહારી, માંસાહારી, બાળક, બુઢ્ઢાં, જુવાન, ગરીબ, તવંગર, સ્રીઓ બધાં એક સાથે ખુલ્લામાં. અમારા પડાવની લગોલગ ૪૦ ખલાસીઓનો ઉતારો હતો. આ જ કંપનીની મોમ્બાસા દારેસલામની કાંઠાની સ્ટીમર માટે એ લોકોને લેઈ જવામાં આવતા હતા. અમારી બાજુમાં પણ એમની બૈરાંઓ પથારી હતી. ખલાસીઓમાં હિન્દુ હતા, સુરતીલાલા કોળી વગેરે. એન્જિનખાતામાં મરાઠા અને મુસલમાનો હતા.

મારી સાથે મારા એક પરિચિતનાં પત્ની અને એમની બે ઉમરલાયક દીકરીઓ હતી. એક દિવસ રાતના મને એ બહેને ઊંઘમાંથી જગાડ્યો. હું ઊઠ્યો અને વાત સમજતાં સાવધ થયો. બીજી બાજુ દૂર સૂતેલા માણસને બતાવી એ બહેન કહે કે, તે હમણાં અહીં આવી આ મારી દીકરી આગળ બેઠો હતો. દીકરીના પગે અડ્યો. જાગતાં એણે તેને લાત મારી. બાને બોલાવી. બાએ મને બૂમ મારી, બેત્રણ બૂમ મારી. રાતના સાડા ત્રણ વાગ્યા હતા. પેલો તો મને ઊઠતાં વાર લાગી એટલામાં સફાઇબંધ જઇને પોતાની જગાએ સૂઇ ગયેલો. મારો પિત્તો ગયો. લાત મારી મેં તેને ઊઠાડ્યો. પૂછ્યું—

'કેમ ત્યાં ગયેલો?'

'ના,મને કંઇ ખબર નથી.'

હું વિચારમાં પડ્યો. લાઇનબંધ બધા ખલાસીઓ સૂતેલા, એમાં કોઇને બદલે કોઇને મારી ભેસાય એ ખ્યાલે પાછો પડ્યો. બરાબર આ વખતે રાતની ફરજ પરનો અમલદાર ત્યાંથી પસાર થતો હતો. એણે અમારા પર ટૉર્ચનું લાઇટ ફેંક્યું. મારી મદદે આવી પહોંચેલા સાથીએ એને બધું કહી નાખ્યું. ઑફિસરે એનું નામ પૂછ્યું. પેલાએ રુઆબભેર કહ્યું : 'પંજલખાન.' સવારે બધું ઠીક કરવાનું કહીને એ ગયો. સવારે મોટા અમલદાર આવ્યો. એને રિપોર્ટ મળ્યો તે પ્રમાણે 'એક મુસ્લીમ ખલાસીએ એક હિન્દુ છોકરીને જગાડીને ફોસલાવવા પ્રયત્ન કર્યો' એ વાત હતી. પણ પછી ખબર પડી કે એ મહાશય મુસલમાન ન હતો પણ પાંચા કાના નામનો હિન્દુ હતો. આ વાત ખુલ્લી જતાં એની દાનતનો પુરાવો મળ્યો. રાત્રે ખોટું નામ આપ્યું હતું. એને શિક્ષાવીને ઉપર અલાયદી જગાએ નાખવામાં આવ્યો. ગુનો થયો ન હતો, ઈરાદો હતો માની અમલદારે આથી વિશેષ કંઇ ન કર્યું!

સ્ટીમરમાં અમારી સાથે પૂર્વ આફ્રિકા ખાતે નિમાયેલા હિંદી કમિશ્નર હતા. એક દિવસ અમે એમને મળેલા. કલાકેક બેઠા હતા. એમની સાથે એક કલાક ગાળ્યા પછી થયું કે જેવાહરલાલની જ જાણે નાની પ્રતિકૃતિ. કેવા સરસ માણસો આપણને મળી રહે છે. પ્રતિભા, સૌજન્ય અને વિનમ્રતા એમાં ભરી પડી હતી. આપારામ પંત એમનું નામ.

સ્ટીમરમાં કાળુ બજાર શું હોય? પણ ના, અહીં પણ હતું. સલુન કલાસમાં કેટલાક શ્રીમંત વેપારીઓ હતા. પંત સાહેબને કોઈ ને કોઇ બહાને પાર્ટીઓ આપતા. વળી વીશીવાળો આવા કેટલાકને સ્પેશિયલ સગવડ આપતો. પૈસાના બળે પેલા એ સગવડો મેળવે એટલી બીજાને અગવડ થાય તો જ એમ થાય. કારણ કે સ્ટાફ ખેંચાતો હતો. વીશીના ખાવામાં કંઇ બરકત ન હતી છતાં જમનારાઓ વતી એમને ચાંદ આપવાની વાત આ શ્રીમંતોએ કાઢી ત્યારે મારા જેવા કેટલાકનો પિત્તો ગયો, અને ખૂબ ઝાટકણી કાઢી.

મોમ્બાસામાં ત્રણ દિવસ રહીને દારેસલામ જવા માટે સ્ટીમર ઉપડી ત્યારે અમને નિરાંત વળી. અહીં સ્ટીમર સાંજના છેક સાત વાગે પહોંચી. અહીં ઇમિગ્રેશનના નવા તાજા કાયદાનાં ફોર્મ છેવટની ઘડીએ આપ્યાં. એ ભરવા હું બેઠો ત્યાં તો કેટલાય કારીગરો, સ્ત્રીઓ અને બીજા મને ફરી વળ્યાં. હું તો લખતો જ ગયો. થયું, દાક્તરી તપાસ માટે થયેલી લાઇનમાં હું છેલ્લો, ગાર્ડનો ડબો જાણે! છેવટ પતી ગયું અહીં જ વિરમીએ.

ડાહ્યાભાઇના જય હિન્દ

# સ્વ૦ ભાઈલાલભાઈ અમીન

## ચિમનભાઈ હ. અમીન

શ્રી. ભાઇલાલભાઇ જોરાભાઇ અમીન, જેમનું અવસાન તા. ૯-૧૧-'૪૮ના રોજ થયું છે તેઓ વડોદરા રાજ્ય પ્રજામંડળના એક સ્થાપક અને સંચાલક તથા જૂના કાર્યકર્તા હતા. કોન્ગ્રેસના પણ એક જૂના સેવક હતા.

સદ્‌ગત એમના જીવનમાં ઘણાં વર્ષ સુધી વડોદરા મહાલ પંચાયતના ઉપાધ્યક્ષ અને અધ્યક્ષ હતા. રાજકીય અને સામાજિક પ્રજાહિતની પ્રવૃત્તિઓમાં ખૂબ રસ લેતા. વેઠના પ્રશ્ન ઉપર એમણે મોટી ઝુંબેશ ઉપાડેલી અને બાર વર્ષ સુધી સતત ઝુઝીને વડોદરા રાજ્યમાંથી વેઠનો નાસ નાબૂદ કર્યો હતો.

શ્રી. ભાઇલાલભાઇ અમીન વડોદરાના જૂના પત્ર 'વડોદરા વર્તમાન' અને 'બરોડા ગેઝેટ'માં 'અફલાતૂન'ના ઉપનામથી રાજકીય બાબતોમાં કટાક્ષલેખો લખતા હતા. 'લાલ કિતાબ અને કાળી કિતાબ'ની કટાક્ષ વાતો પણ લખતા. એક વખત કચેરીમાં એક મુકર્દમા વખતે અમલદારને એમણે "વાંઝીઓ ભચેડો" એમ કટાક્ષમાં કહેલું જે પરથી કોર્ટનું અપમાન થયું છે, એમ જણાવી એ મુલકી અમલદારે એમનો એક સો રૂપીઆ દંડ કરેલો. તે સામે અપીલ કરી હાઇ કોર્ટ સુધી કેસ લઇ ગએલા. જ્યાં સ્વ૦ વિઠ્ઠલભાઇ પટેલ મિત્રની વહારે બૅરિસ્ટર તરીકે લડવા આવેલા. જે વખતે વડોદરા રાજ્યમાં ભારે સનસનાટી ફેલાએલી અને એમણે છાતીને દંડ પાછો લીધેલો.

બારડોલી સત્યાગ્રહ-વખતે સરદારશ્રીએ વાંકાનેર છાવણી પર મુખ્ય કાર્યકર્તા તરીકે શ્રી. ભાઇલાલભાઇને મુકેલા હતા. લડત પૂરજોશમાં ચાલી રહી હતી અને વરણામામાં એમનાં વૃદ્ધ માતુશ્રી આખરી માંદગીમાં હતાં. અમો કુટુંબીજનો આગળ એમણે આગ્રહપૂર્વક કહેવા માંડ્યું કે, ભાઇલાલને તેડાવો. પરિસ્થિતિ જણાવી આવી જવા આગ્રહ કર્યો. ભાઇલાલભાઇ બારડોલી પહોંચ્યા અને અમારો પત્ર રજૂ કરી વરણામા જવું કે કેમ એ વાત સરદારશ્રી આગળ મૂકી. સરદારશ્રી ઘડીભર વિચારમાં પડી જઈ બોલ્યાઃ 'ભાઇલાલ! ડોસી તો મારી પણ માંદી છે અને એક બાજુ સારાએ દેશની ડોસી (હિંદમાતા) માંદી છે. આપણે આપણી ડોસીઓ સંભાળીશું કે તેત્રીસ કરોડ જનતાની? દેશની ડોસીને બારણે માંદી મૂકીને આપણાથી કેમ ખસાય? શ્રી. ભાઇલાલભાઇ એક શબ્દ પણ બોલ્યા વિના પાછા વળ્યા અને સરદારશ્રીના શબ્દો અમને

કુટુંબીજનોને લખી જણાવી આવવા ના પાડી. માતુશ્રી ગુજરી ગયાં પણ આમ એમણે ફરજનો મોરચો છોડયો નહિ!

જીવનમાં અધૂરો રહેલો ધનીઆવી શિકારખાનાનો પ્રશ્ન પણ એમણેજ મને માંદગી પહેલાં રાજકીય વારસામાં સોંપ્યો હતો. જે પછી શિકારખાનાનાં હજારો હરણોના અસહ્ય ત્રાસનો અને લાખો રૂપીઆના નુકસાનનો અંત શિકારખાના સંકટ નિવારણ સમિતિ, પ્રજામંડળ અને સરદારશ્રીની મદદથી આવી જતાં એમને માંદગીને બિછાને પણ ઘણો સંતોષ થયો હતો.

શિકારખાનાના વિકટ પ્રશ્નનો પૂર્ણાહુતી સમારંભ સુંદરપુરા મુકામે શિકારખાનાને ફરતા બંધાયેલા પાકા કંપાઉન્ડ પાસે તા. ૧૪–૨–'૪૦ના રોજ એ અઠ્ઠાવીસ ગામના હજારો ખેડૂતો સમક્ષ સરદારશ્રીના પ્રમુખપદે થતાં શ્રી. ભાઇલાલભાઇને ખાસ તેડાવીને સરદારશ્રી આ જૂના મિત્રને 'મારા ભાઇલાલ!' કહીને અશ્રુભીની આંખે અને લાગણીભર્યા હૃદયથી જે ભેટી પડેલા એ દૃશ્ય તો એ ગંજાવર સભાના હજારો માનવોથી કદી ભૂલાય તેમ નથી.

સદ્‌ગત હંમેશાં પથારીમાં પણ પેપરો વાંચતા અને વંચાવતા, મિત્રો–દેશનેતાઓને યાદ કરતા. અને તેમના છેલ્લા શબ્દો એજ હતા કે," મારા મરતા પહેલાં હું દેશની આઝાદી અને વડોદરા રાજ્યનું સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર જોતો જાઉં છું એટલે મને સંપૂર્ણ સંતોષ છે.

સ્વ૦ શ્રી. ભાઇલાલભાઇ અમીન પ્રખર વકતા, ભારે પ્રવાસો ખેડનાર અને જાહેર સંસ્થાઓ તથા કોન્ગ્રેસ માટે ફંડ–ફાળા કરવામાં એક્કા હતા.

શ્રી. ભાઇલાલભાઇના સ્મરણાર્થે એમના પુત્ર ભાઇ શશિકાન્તે સદ્‌ગતના પરિશ્રમથી બંધાયલા વરણામા પુસ્તકાલયના વિશાળ મકાનને ટાવર (જે મૂકવાનું કામ બાકી રહેલું તે) મૂકવા માટે રૂ. અઢી હજાર પુસ્તકાલય સંસ્થાને ભેટ આપી પિતા પ્રત્યેની અલ્પ ફરજ બજાવી છે.

શ્રી. ભાઇલાલભાઇ મને બાળપણથી જ એમનો રાજકીય વારસ બનાવવા માગતા હતા, એટલે તેઓ કોન્ગ્રેસમાં, પ્રજામંડળમાં, નેતાઓ અને કાર્યકર મિત્રોને ત્યાં—જ્યાં જાય ત્યાં મને સાથે જ લેતા અને બાળપણથી જ લખવા તથા બોલવાની તાલીમ આપતા હતા અને હર વખત કહેતા કે મારે તને પ્રજામંડળનો એક મારી જગ્યા સાચવે એવો સેવક બનાવવો છે. એમની એ મહેચ્છા ફળી છે એમ તો ન કહેવાય પણ પ્રભુ પાસે એ પ્રેરણા અને શક્તિ આપવા અને એ રીતે સદ્‌ગત પ્રત્યેનું ઋણ અદા કરવા પ્રાર્થું છું.

# સમસ્ત પાટીદાર સમાજ—૩

પાટીદારોની સામાજિક સુધારણા કરવા માટે તા. ૧૯-૯-'૪૮ને દિવસે સમસ્ત પાટીદાર સમાજ સ્થાપવામાં આવ્યો છે, તે હવે સુવિદિત છે. વ્યવસ્થાપક મંડળની સભા તા. ૨૮-૧૧-'૪૮ને દિવસે મળી હતી. મંત્રીએ રજૂ કરેલા પત્રો ઉપરથી લાગે છે કે આ સમાજની સ્થાપના ઘણાંને ગમી છે.

સમાજના સભ્યો થવા તથા સભ્યો બનાવવા કેટલીક વ્યક્તિઓએ ઇચ્છા બતાવી છે. સમાજના કાર્યને લગતી કેટલીક સૂચનાઓ પણ આવી છે. આ બધાનો વિચાર કરી વ્યવસ્થાપક મંડળે આ સમાજનું કામ આગળ ધપાવવા વિચાર કર્યો છે. કામ શરૂ કરવા માટે સભ્યો બનાવવાનાં પ્રવેશપત્રો છપાવવાનું નક્કી કરી તે છાપવા આપી દીધાં છે. આ માહિતી બહાર પડતી વખતે તે છપાઇ ગયાં હશે. સમાજના કાર્યનો સમગ્ર પરિચય આપતી એક પત્રિકા પણ છપાવવા માંડી છે. તે પણ જલદી છપાઇ જશે.

સમાજ સંબંધી જાણવાની જેમને જિજ્ઞાસા હોય, સભ્યો થવાની તથા સભ્યો બનાવવાની પણ ઇચ્છા હોય તે ભાઇબહેનોને નીચેને સરનામે લખી ઉપર જણાવેલી પત્રિકા તથા પ્રવેશપત્રો મંગાવવા વિનંતિ છે:— શ્રી. ચિમનભાઇ મૂ. અમીન, મંત્રી, સમસ્ત પાટીદાર સમાજ, લેઉઆ શેરી, અમદાવાદી પોળ, વડોદરા.

સમાજના કાર્યની શરૂઆત કરવામાં તથા તેને વેગવાળું બનાવવામાં ઠીક ઠીક ખર્ચ થાય તેમ છે. હાલ શરૂઆતમાં સભ્ય દીઠ લવાજમની રૂ. ૦-૪-૦ મળતી રકમમાંથી ખર્ચને પહોંચી વળી શકાય તેમ નથી. આથી સમાજ તરફથી આ કામે આર્થિક મદદ પણ મેળવવાના પ્રયાસ શરૂ કર્યા છે. આશા છે કે એવી મદદ સમાજને મળશે. મદદ મોકલવા ઇચ્છનાર મદદ મંત્રીને ઉપર જણાવેલા સરનામે મોકલે એવી વિનંતિ છે.

## સાદાઇથી થયેલું લગ્ન

સમાજના વ્યવસ્થાપક મંડળના એક સભ્ય ભાઇ ઇશ્વરભાઇ દેસાઇભાઇ પટેલે તા. ૪-૧૨-'૪૮ને દિવસે એમનું લગ્ન કર્યું. તેની વિગત અહીં નોંધવા યોગ્ય છે. એ ભાઇ ગામ ઉમેર, તા. જંબુસરના છે. તેઓ કોમર્સ કોલેજના છેલ્લા વર્ષમાં ભણે છે: તેમનું લગ્ન બહેન લીલાવતીબહેન સાથે થયું. તે બહેન ગામ શિનોરના શ્રી. લલ્લુભાઈ નરોતમદાસ પટેલનાં પુત્રી છે. આ લગ્ન અત્રે વડોદરામાં તારકેશ્વર મહાદેવમાં સાંજના ૭ વાગે થયું.

એમાં બંને પક્ષનાં માબાપ તથા બીજાં સગાંસ્નેહી હાજર હતાં. આમંત્રિત ભાઈબહેનો પણ લગભગ ૩૦૦ હશે. આ લગ્નમાં લેવડદેવડ બિલકુલ થઈ નથી, ચાંલ્લો લેવાયો નથી, વાજાં વગાડાવ્યાં નથી. આમંત્રિત ભાઈબહેનોને ફક્ત પાનસોપારી અપાયાં છે. બહારગામથી આવેલાં વરકન્યાનાં સગાં માટે જ જમવાની વ્યવસ્થા થયેલી છે. એમ ખબર મળે છે કે આ લગ્ન વરકન્યાએ માબાપની સંમતિ લઈ કર્યું છે.

લગ્નસમારંભ આવી રીતે, આડંબર વગર ઉજવવામાં પાટીદારો દિનપ્રતિદિન આગળ વધે તો પાટીદારો સુખી થાય, એમનો દાખલો બીજી નાતો લઈ તે પણ સુખી થાય, તથા સૌની શક્તિ તથા દ્રવ્યનો દુર્વ્યય અટકી સમાજ તથા રાષ્ટ્ર પ્રગતિશીલ થાય.

વડોદરા
તા. ૧૦-૧૨-'૪૮

શંકરભાઈ સો. પટેલ
પ્રમુખ, સમસ્ત પાટીદાર સમાજ

( ૨ )

## જરા આમોશ ધરો

સમસ્ત પાટીદાર સમાજની સ્થાપનાની જાહેરાત થતાં જ્ઞાતિસુધારો ઈચ્છનાર તથા બીજા ભાઈઓમાં ઠીક પ્રમાણમાં રસ જાગ્યો છે. આ અંગે રોજ ઘણા પત્રો આવે છે. બીજી રીતે પણ સારી ચર્ચાઓ થાય છે.

પત્રો લખનાર પૈકી કેટલાક અત્યારે ઠરાવેલી પ્રતિજ્ઞાઓ વધુ કડક બનાવવા સૂચના કરે છે. કેટલાક આવી પ્રવૃત્તિઓ ભૂતકાળમાં નિષ્ફળ ગઈ હતી તેવું આ વખતે ન થાય તેની કાળજી રાખવા સૂચવે છે. ચર્ચાઓ કરનાર કેટલાક આમાં રાજકીય મહત્ત્વાકાંક્ષાની ગંધ જુએ છે. જ્યારે કેટલાક માને છે કે પાટીદાર જ્ઞાતિમાં સુધારા થવાનું શક્યજ નથી. કેટલાક નાતજાતના વાડા તોડી નાખવામાં માને છે, તેમને આવી પ્રવૃત્તિથી જ્ઞાતિના વાડા કાયમ રહેશે એવો ડર લાગે છે. જ્યારે ઘણા આવી કોઈ પ્રવૃત્તિ જરૂરી માની તેને આવકારે છે.

ટૂંકમાં જણાવું તો, આ પ્રવૃત્તિ પાછળ કોઈ રાજકીય હેતુ નથી. તેમ જ્ઞાતિના વાડા વધુ મજબૂત બનાવવાનો પણ ઉદ્દેશ નથી. વળી આ પ્રવૃત્તિ પાટીદાર જ્ઞાતિના કોઈ એક વર્ગ માટે પણ નથી. અને આ પ્રવૃત્તિથી જ્ઞાતિના બધા સુધારા થઈજ જશે એવી માન્યતા પણ નથી.

પાટીદાર જ્ઞાતિનો જ વિચાર કરીએ તો અત્યારે પાટીદારને દીકરીનો બાપ થતાં જ ચિંતાનું કારણ ઊભું થાય છે. ભણાવતાં તેને

પરણાવવાનું મુશ્કેલ બની જાય છે. ગમે તેમ કરીને કમાવું અને સામાજિક પ્રસંગોએ સારી રીતે ધન ખર્ચવું એમાં જ પ્રતિષ્ઠા જળવાય છે કે વધે છે. એટલે પોતાની રુચિ પ્રમાણે કોઈ લાઇન પસંદ કરી, દેશની અને દુનિયાની પ્રગતિ થાય તે રીતે આગળ વધવાનું છોડી દઇ લગભગ દરેક પાટીદારને ગમે તે રીતે ધન કમાવામાં જ પડવું પડે છે.

જીવન વિષેની આ દષ્ટિમાં ફેરફાર થાય તો આપણા જુવાનો પાસે દરેક ક્ષેત્રમાં આગળ વધવાની ખૂબ તાકાત છે. તેમની એ દષ્ટિ બદલાય તે માટે યોગ્ય વાતાવરણ ઊભું કરવું એ જ આ પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ છે. આ દષ્ટિએજ પાટીદાર તરીકે ઓળખાતી નાતમાં કેટલા વાડા છે, કેટલા ગોળ છે અને તેમાં કેવા કેવા રિવાજો છે, એ વિષે લોકોનો સામાન્ય શો મત છે વગેરે જાણવા એક પ્રશ્નપત્ર કાઢેલું છે.

આ પ્રવૃત્તિનાં પરિણામ વિષે પણ કંઇ આગ્રહ નથી. અમે એમ માનીએ છીએ કે સામાજિક બાબતમાં કોઇ એક રિવાજ કે માન્યતા કાયમને માટે સારી કે ખોટી નથી. સંજોગો પ્રમાણે જીવન પદ્ધતિ બદલવાની તૈયારી કરતાં લોકો શીખે તો ઘણાં દુઃખો હળવાં થાય. અને તે માટે લોકમાનસ તૈયાર કરવું એ જ આનો ઉદ્દેશ છે.

આ રીતે સામાજિક જીવનને અને રિવાજોને જડતાથી વળગી રહેવાની આપણી ટેવ દૂર થાય તો બસ થશે. આ સ્થિતિએ પહોંચતા માટે સારો વખત જોઇએ. આને માટે ઘણું પ્રચારકાર્ય કરવું પડશે. ખાસ કરીને આ કામમાં યુવકવર્ગની ખૂબ સહાયની મદદ જોઇશે. પ્રચારકાર્ય માટે છાપકામ, ટપાલખર્ચ વગેરે માટે થોડું ખર્ચ પણ થશે. એને માટે નાણાં જોઇશે.

આ બધું મેળવવાની તજવીજમાં જ કાર્યવાહક મંડળના સભ્યો પડેલા છે. કાર્યવાહક મંડળના લગભગ તમામ ભાઇઓને પણ પોતપોતાનું કામ હોય છે. એટલે આ બધી તૈયારીઓ થતાં વાર લાગે તે સ્વાભાવિક છે. આ પ્રવૃત્તિ અંગે પત્ર લખનાર ભાઇઓ જવાબની ઉતાવળ ન રાખે. વ્યક્તિગત જવાબો ન મળે તો નિરાશ ન થાય. 'પાટીદાર' માસિકમાં બને તેટલા સમાચાર આપવામાં આવશેજ.

પ્રતિજ્ઞાપત્રો તથા ફોર્મ વગેરે છપાવવા માટેનો ખર્ચ મેળવવાના પ્રયત્નો ચાલુ છે. એ બધું તૈયાર થયે જેમને જરૂર હશે તેમને પ્રતિજ્ઞાપત્રો મોકલી આપીશું.

ચિમનભાઇ મૂ અમીન

# પાટીદારોનું ગોત્ર

છોટાભાઈ ઉમેદભાઇ પટેલ

પાટીદારો પોતાના ઘરમાં ગણપતિસ્થાપના, ગ્રહશાંતિ, વાસ્તુ કે શ્રાદ્ધ ઇત્યાદિ ધાર્મિક વિધિઓ જ્યારે કરાવે છે ત્યારે બ્રાહ્મણો તેમને ગોત્ર પૂછે છે. જ્યારે તે જવાબ દેઇ શકતા નથી ત્યારે બ્રાહ્મણો તેની પાસે **कारयप गोत्रोत्पन्नोऽहम्** એમ બોલાવે છે. તેની દલિલમાં બ્રાહ્મણો જવાબ આપે છે કે જેનું કોઇ ગોત્ર ન હોય તેનું કશ્યપ ગોત્ર ગણી લેવાની શાસ્ત્રાજ્ઞા છે. એ રીતે પાટીદાર, બારૈયા, પાટણવાડીઆ, વાઘરી, તેલી, ઘાંચી, તંબોળી, ભીલ, વગેરેનું કશ્યપ ગોત્ર ગણવામાં આવે છે. પરન્તુ પાટીદારના લોહીમાં સ્વભાવ જન્મ જે ગુણો કે શક્તિઓ રહેલી છે, તે જોતાં પાટીદારોનું ગોત્ર શોધવા હું મથવા લાગ્યો; આખરે વડોદરાના વહિવંચાના ચોપડામાંથી મને નીચેની માહિતી મળી આવી છે.

"પાટીદારની ગોત્રદેવી દર્વદમાતા, વેદ સામ, ત્રિપ્રવર, અને ગોત્ર વસિષ્ઠ. વળી દક્ષિણના પાટીલ, પટકર અને ડાલીઆ એ બધા પાટીદારો જ છે, અને બરાનપુર, વરાડ અને નિમાડમાં આજે પણ સંસ્કૃત ભણેલા, જ્યોતિષ અને શાસ્ત્રના પારંગત પાટીદારો હયાત છે. તેમને ત્યાં બ્રાહ્મણોના ઉપનયન જેવા બધા સંસ્કારો વંશપરંપરાથી ઉતરી આવેલા છે."

એટલે હવેથી પાટીદાર પોતાને ત્યાં શાસ્ત્રવિધિ કરાવે ત્યારે ઉપરની બાબત નોંધી રાખીને યાદ કરે. આજનો યુગ કોઇના પણ જન્મના હક્કને સ્વીકારવાનો નથી, પછી ભલેને તે રાજામહારાજાઓનો હોય કે કાશીનિવાસી પંડિતોનો હોય. પેઢીઓ ગતના અમદાવાદી વાણીઆનો હોય કે અમીન-દેસાઇઓનો હોય, પણ આજે તો આપણ સર્વેને દેશકાળના કસોટીના પથ્થર ઉપર ઘસાઇને પસાર થયે જ છૂટકો છે; પછી ભલેને વારસાના અનુભવોને લીધે તેમને તેમના ક્ષેત્રમાં ઓછો પુરુષાર્થ કરવો પડતો હોય. આ ગોત્રની બાબતમાં મારો હેતુ પાટીદારનો ઊંચો કે નીચો દરજ્જો બતાવવાનો નથી, પણ આપણે દરેક આપણું સ્થાન જાતે જ નક્કી કરવું જોઇએ. પછી તે ગમે તે ક્ષેત્ર હોય; અને જો તેમ ન કરીએ તો બ્રાહ્મણોની માફક શ્રેષ્ઠતાનો દાવો કરનાર દરેક વર્ગ આપણને ગમે તે સ્થાને ગબડાવી મૂકે, અને તે આપણે લાચારીથી સ્વીકારવું પડે. આ બાબતમાં કોઇ વિદ્વાન પાટીદાર વધુ પ્રકાશ ફેંકશે કે?

# જાગીને જોઉં તો

અલખ નિરંજન

## સમાજ દીસે નહિ!

'જાગીને જોઉં તો જગત દીસે નહિ' એ નરસૈયાના ભજનની પંક્તિ મેં કેટલી યે વાર ગાઈ હતી, પરંતુ ક્યારે જાગતાં તો શું પણ ઊંઘતાં ય જગત અદૃશ્ય થયું ન હતું!

હું કોઈ કોઈ વાર એ લીટી ગાતાં ગાતાં હસ તો હતો પણ ખરો કે, નરસૈયો એવો એવો ન કલ્પી શકાય તેવી જ વાણી ઉચ્ચારે છે ને? એ ભક્ત થયો એટલે બધા માની લે છે, બાકી મારા જેવા કોઈ અલખ જગાવવાનો વાણીવિલાસ કરનાર એ હોત તો એ લીટીને કવિની કલ્પના કહીને બધા હસી કાઢત.

પણ ના, એ લીટી હસી કાઢવા જેવી નથી. મને મોડો મોડો એનો સાક્ષાત્કાર થયો છે. જાગીને ભગવાનને જોતાં મને હજુ આવડ્યું નથી એટલે 'જાગીને જોઉં તો જગત દીસે નહિ' એ કહેવાનો મને અધિકાર નથી. પણ સમાજશાસ્ત્રનું ધ્યાન ધરતાં ધરતાં મને જે સાક્ષાત્કાર થયો છે તે આ લેખમાં કહેવાનો મારો ઉદ્દેશ છે.

મને જે સાક્ષાત્કાર થયો છે તે નરસૈયાના એ ભજનના શબ્દોમાં કહું તો 'જાગીને જોઉં તો સમાજ દીસે નહિ!' એ અર્થમાં છે.

તમને થશે કે આ તે જાગીને લવે છે કે ઊંઘમાં? સમાજની ભીંસથી તો અમે મરવા પડ્યા છીએ, રોજ રોજ સમાજનાં ખર્ચ એટલાં વધતાં જાય છે કે ગળે પ્રાણ આવી ગયા છે, છતાં આ માણસ તે ડાહ્યામાં કે ગાંડામાં?

આ તમારી વાતથી હું ગુસ્સો નહિ કરું. જેને કોઈ વસ્તુનો સાક્ષાત્કાર થાય છે તેને લોકો એમ ગાંડા જ ગણી કાઢે છે. નરસૈયાને એના જ્ઞાતિ ભાઈ નાગરો ગાંડો જ કહેતા હતા. આપણે એ નાગરોને હસી કાઢીએ છીએ. નરસૈયાનાં કાર્યોને વંદીએ છીએ. છતાં ઝીણી નજરે જોતાં આપણે એ નાગરોથી વધુ ડહાપણ બતાવ્યું હોય તેમ દેખાતું નથી. કારણ કે નરસૈયા પ્રમાણે આપણે આચરણ કર્યું નથી. ભક્તિમાં તો કદાચ આપણે ન પહોંચી શકીએ પણ હરિજનવાસમાં જનાર એ ભક્તના અસ્પૃશ્યતાનિવારણના કાર્યને પણ આપણે અપનાવી શક્યા નથી!

પણ આ તો હું આડી વાત ઉપર ઉતરી ગયો. મતલબ કે, સાક્ષાત્કાર જેને જેને થયો તેને આપણે પાગલ જ કહ્યો છે. મને એ રીતે તમે પાગલ કહેશો તે હું સમજું છું. પણ ભક્તોને એવી માનાપમાનની પડી હોતી નથી. એ તો જેનો સાક્ષાત્કાર થયો હોય તેનાં જ કીર્તન ગાય છે.

એ રીતે હું પણ મને જે સાક્ષાત્કાર થયો છે, એનાં કીર્તન તમારી ગાળ ખાઇને પણ ગાયા વગર નહિ રહું!

નરસૈયાને જેમ પ્રભુનું ઘેલું લાગ્યું હતું, જો કે ઘેલું તો નહોતું લાગ્યું પણ ભાભીએ મહેણું માર્યું અને રીસમાં ને રીસમાં એ ભયા ઉપડી ગયા અને પછી લહે લાગી ગઇ, પરિણામે પ્રભુએ વૈકુંઠમાં લેઇ જઇ નજરોનજર રાસલીલા બતાવી. બરાબર એના જેવું મારું પણ થયું છે. નરસૈયાને જેમ પ્રભુનું ઘેલું લાગ્યું હતું તેમ મને સમાજનું ઘેલું લાગ્યું હતું. અને તે ય મારા મિત્રે મહેણું માર્યું કે દર વખત રાજકારણના અલખ જગાવે છે તો સમાજસુધારા વિષે કેમ જગાવતો નથી? હું પાછો નરસૈયા જેવો સ્વમાની માણસ એટલે નીકળી પડ્યો સમાજસુધારાની ભક્તિ કરવા.

પણ નરસૈયાનો સમય અને મારો સમય જુદો છે. એ જંગલમાં એક અવાવેડ શિવાલયમાં જઇને ભજન કરવા બેસી ગયો હતો. હું એવું કરવા જાઉં તો ભૂખે, તરસે ને ટાઢે મરી જાઉં. માબાપનો એકનો એક છોકરો એટલે જવા પણ ન દે. આજની સ્ત્રી હવે પતિને દેવ માની એની આજ્ઞા માથે ચડાવે છે એવું કંઇ નથી, એટલે માબાપને બિચારાંને ભોળવીને કદાચ વનમાં ચાલ્યો જાઉં, પણ સમાનહકનો દાવો કરતી પત્ની મારી આજ્ઞા માને નહિ અને મને જવા પણ ન દે! વળી જમાનો એટલો આગળ વધ્યો નથી કે હું છૂટાછેડા લેઇને પણ જઇ શકું!

એટલે આ યુગને અનુરૂપ ભજન કરવાનો મેં મનમાં સંકલ્પ કરી લીધો. સમાજશાસ્ત્રના પુસ્તકોનો મોટો ઢગ મારા વાચનખંડમાં મેં ખડકી દીધો. બારણાં બંધ કરી, અંદર સ્ટોપર મારી, ધ્યાનસ્થ થતા પહેલાં પત્નીને ખાસ ચેતવણી આપી દીધી કે મને નિત્યક્રમ (ભોજન ઇત્યાદિ) માટે પણ બોલાવવો નહિ. મોટો ભૂપતિ મળવા આવ્યો હોય તો પણ એને પાછો કાઢવો. કહેવું કે હમણાં તપમાં બેઠા છે એટલે કોઇને મળશે નહિ!

આમ વાચનખંડનાં બારણાં બંધ કરીને સમાજસુધારા અંગે તપ કરવા હું બેઠો. બરાબર નરસૈયાની પેઠે સાત રાત અને સાત દિવસ જ્યાં અખંડ તપ થયું ત્યાં મને સાક્ષાત્કાર થયો. કવિવર રવિન્દ્રનાથ ટાગોર હાજરાહજૂર

પ્રત્યક્ષ થયા. એમનો ગૌરવર્ણ, પ્રચંડ કાય, શ્વેત દાઢી, લાંબો ઝભ્ભો જોતાં હું તરત એમને પામી ગયો. ભગવાનના સ્વરૂપની આપણે કલ્પના કરી છે. એટલે કલ્પના સિવાયના બીજા રૂપમાં આવે તો આપણે એને ઓળખી પણ ન શકીએ. પરંતુ કવિવર ટાગોરનાં પગલાં તો આ પૃથ્વી ઉપરથી હજુ ભૂંસાયાં પણ નથી. જેમણે એમને જીવતાં સદેહે નહિ જોયા હોય તેમણે પણ એમના ફોટાનાં દર્શન તો કરેલાં છે જ. એટલે નરસૈયાની જેમ હું એમને જોતાં ગાંડોઘેલો ન થઈ ગયો, પણ ભક્તિભાવપૂર્ણ એમને પગે લાગ્યો. નરસૈંયાએ પ્રભુ પાસે રાસલીલા જોવાની માગણી કરી હતી તેમ મેં સમાજસુધારાની ચાવી જાણવાની માગણી કરી.

ગુરુદેવે મારા માથે એમનો પ્રેમાળ હાથ મૂકતાં કહ્યું: 'વત્સ! મૂલમ્ નાસ્તિકુતઃ શાખા? જ્યાં સમાજ જ નથી ત્યાં પછી એના સુધારાની ચાવીની કેવી વાત?'

એ શબ્દો સાંભળી હું તો ભ્રમણામાં પડી ગયો: આ તે સ્વપ્ન છે કે ભ્રમ છે! ગુરુદેવ કેવી વાત કરે છે! રાજા રામમોહનરાયથી માંડી નરસિંહભાઈ સુધીના સમાજસુધારકો સમાજ નહોતો ત્યારે શું સુધારવાની વાત કરતા? અને આપણે બધા જેમાં વસીએ છીએ તે સમાજ નથી ત્યારે શું છે?

પણ આ સ્વપ્ન ન હતું. ગુરુદેવ એમના અક્ષરદેહે મારી સન્મુખ હાજર હતા. એ અસત્ય બોલે એમ હું શી રીતે માનું? મને થયું ગુરુદેવ સમાજને કોઈ આધ્યાત્મિક અર્થમાં સમજીને એમ બોલતા હશે. મેં ખુલાસો કરતાં કહ્યું: 'દેવ! હું માનવસમાજની વાત કરું છું.'

ગુરુદેવની મુખમુદ્રા ઉપર હાસ્ય છવાયું. બોલ્યા: 'હું પણ એ જ અર્થમાં કહું છું. આપણે ત્યાં માનવસમાજ જ નથી!'

મારી સ્થિતિ ત્રિશંકુના જેવી થઈ. એક બાજુથી સમાજસુધારકો કહેતા કે સમાજને સુધારો, બીજી બાજુ ગુરુદેવ કહેતા—સમાજ છે જ નહિ! મારે તો અદ્ધર લટકવા જેવું થયું!

મેં વિનંતિ કરતાં પૂછ્યું: 'ગુરુદેવ! માનવોનો સમૂહ એ સમાજ ન કહેવાય?'

ગુરુદેવે જવાબ આપ્યો: 'ખુશીથી કહી શકાય.' મારી જીભ હવે ઉપડી. મેં આગળ સવાલ કર્યો: 'તો આપણે ત્યાં સમાજ નથી એમ શાથી કહો છો? શું આપણે ત્યાં માનવનો સમૂહ નથી?'

ગુરુદેવે જવાબ આપ્યો : 'ના વત્સ ! આપણે ત્યાં મનુષ્યોનો સમૂહ નથી. મનુષ્યમાં સ્ત્રી અને પુરુષ બંનેનો સમાવેશ થાય છે. આપણા સમૂહમાં કેવળ પુરુષો જ છે.'

હું આંખો ફાડીને જોઇ જ રહ્યો.

દેવ મારા મનની મૂંઝવણ સ્પષ્ટ કરતાં બોલ્યા : 'આપણા દેશમાં કુટુંબ છે સમાજ નથી. કારણ કે સ્ત્રીઓ કુટુંબમાં ગોંધાઇ રહેલી છે, સમાજમાં ફેલાયેલી નથી. એટલે કુટુંબની બહાર માનવસમાજ નથી, કેવળ પુરુષસમાજ છે. કેવળ પુરુષો સર્જન કરી શકતા નથી એટલું જ નહિ, પુરુષપ્રકૃતિનું સર્જન કરવા માટે સ્ત્રીની જ ખાસ જરૂર પડે છે. સ્ત્રીઓ જ ઇચ્છે છે કે પુરુષો પરિપૂર્ણ પુરુષ બને. પુરુષનો ઉચ્ચ આદર્શ સ્ત્રીના હૃદયમાં જ હોઇ શકે. સ્ત્રીને માટે જ પુરુષે વિશેષરૂપે પુરુષ થવાની જરૂર છે.'

આટલું ખુલ્લું સત્ય મને અત્યાર સુધી ન સૂઝયું તેનો વિચાર કરતો હું ગુરુદેવના શબ્દો સાંભળી રહ્યો હતો

ગુરુદેવ કહેતા હતા : 'આપણી સ્ત્રીઓ છેક નાનપણથી કેવળ કુટુંબની સેવા કરવા માટે વિશેષરૂપે તૈયાર થતી હોય છે. કુટુંબનાં કામ કરતા જતાં સ્નેહ, પ્રેમ વગેરે ઉચ્ચ માનવગુણોનું પરિશીલન સ્વાભાવિક રીતે થઇ જાય છે. છતાં એ વાત ચોક્કસ છે કે સ્ત્રીની સર્વાંગીણ ઉન્નતિનો માર્ગ આપણા દેશમાં તદ્દન બંધ છે. આપણા દેશની સ્ત્રી કેવળ ગૃહિણી હોય છે, તે ઉપરાંત કશું જ હોતી નથી. આથી સ્વાભાવિક રીતે જ તેમનામાં સ્વમાન હોતું નથી, સમાજ પાસેથી ઘટતું સન્માન પામતી નથી, દીનપણે છેક દંકાઇને, સંકુચિત અને જડ બની રહે છે. તેમની સમગ્ર મધુર મહાન સ્ત્રીપ્રકૃતિ વિકાસ પામી શકતી નથી.'

મારી જાતને ધન્ય ધન્ય માનતાં હું ગુરુદેવના પગમાં આળોટવા લાગ્યો. મને હાથ ઝાલી ઊભો કરી, છાતીએ ચાંપતાં એ બોલ્યા : '**આથી આપણી પ્રજા કેવળ કુટુંબોનો સમૂહ છે પણ પ્રજા નથી, સાચા અર્થમાં સમાજ નથી. સ્ત્રીપુરુષ મળીને સમાજ બનેલો હોય છે અને બંનેના આકર્ષણથી એ ગતિમાન બની શકે.**'

આટલું કહી ગુરુદેવ અંતર્ધ્યાન થઈ ગયા. મારી આંખ ઉઘડી ગઇ. સમાજને સુધારવો હોય તો સ્ત્રીઓ જ્યાં સુધી સમાજનાં કાર્યોમાં ભળે નહિ ત્યાં સુધી સમાજસુધારો ન થાય એ સત્ય મને સમજાઈ ગયું.

એટલે આજે જાગીને જોતાં નરસૈયાની જેમ હું ગાઉં તો મને માફ કરશો : 'જાગીને જોઉં તો સમાજ દીસે નહિ !'

# ગણોતધારો

**લલ્લુભાઇ કિશોરભાઇ પટેલ**

મુંબઇ સરકારના નવા ગણોતધારા અંગે સારો એવો વિરોધ ઊઠયો છે. એના ધોરણે રાજ્યમાં પણ એ દાખલ કરવા મુસદ્દો પ્રસિદ્ધ થયો છે. એ અંગે કરજણના જાણીતા વકીલ લલ્લુભાઇ કિશોરભાઇ પટેલે લંબાણ ચર્ચા કરતો લાંબો લેખ અમને મોકલી આપ્યો છે, તેમાંથી થોડા મુદ્દા નીચે ઉતાર્યા છે. જે વિચારણા માગી લે છે. તંત્રી



૧. ખેતી માટે ખેડૂત પોતાની મુશ્કેલીના કારણે જમીન બીજાને એકાદ વર્ષ ખેડવા આપે તેને દસ વર્ષનો ગણોતિયો બનાવી લેવામાં જાતે ખેતી કરનારને અન્યાય થાય છે અને આવા એક વર્ષના કરારને ૧૦ વર્ષનો કરી નાખવો એ મુદતનો ગાળો ઘણો મોટો છે. જાતે ખેડ કરવી હોય તો પણ ૧૦ વર્ષ સુધી જમીનનો કબજો મેળવી શકે નહિ અને સંરક્ષિત ગણોતિયાની પાસેથી જમીનનો કબજો મેળવવા નોટિસ એક વર્ષની આપવી પડે, એટલે ત્યાં સુધી ખેડૂત પોતાની જમીન હોવા છતાં ખેતી કરી શકે નહિ.

૨. માત્ર ટૂંક મુદતના ખેડૂતને સંરક્ષિત ગણોતિયો બનાવી દેવાથી અગર એક વર્ષના ખેડૂતને ૧૦ વર્ષનો ખેડૂત બનાવવાથી જમીન સુધરશે અગર વધારે પાક પેદા કરશે એવી માન્યતા ભૂલભરેલી છે. ઘણા ખેડૂતો એવા છે જે પોતાની જમીન ઘણા વખતથી ખેડે છે તેમ જ કેટલાક ખેડૂતો કાયમના ગણોતિયા છે છતાં તેમની ખેતી સારી હોતી નથી. ખેતીની જમીન સુધરવી અગર જમીનમાં વધારે પાકનો આધાર (૧) ખેતી કરનાર ખેડૂતની કાર્યદક્ષતા (૨) ખેડૂતનાં સાધનો (૩) જમીનની જાત (૪) વરસાદ અગર કૂવાના પાણીની સવલત ઉપર આધાર રાખે છે.

૩. હાલના મુસદ્દામાં જમીનમાં ખાતર નાખવા સંબંધે અગર ખાતર જેવાં બીજાં દ્રવ્યો નાખવા સંબંધે અગર તે નાખવાની ફરજ સંબંધે કાંઇ પણ ધોરણ ઠરાવેલું નથી. મેં ઘણા પ્રસંગો જોયા છે કે ખેતીની જમીન એક ખેડૂત પાસે ૧૦ વર્ષ કે તેથી વધારે મુદત સુધી રાખ્યા છતાં, તેમાં ખાતર નાખીને કસ જાળવી રાખ્યો નથી પણ જમીનમાંથી જેટલું પાકે તેટલું મેળવીને હલકા કસની બનાવી છે, એટલે લાંબી મુદતના ખેડૂતો થાય તેથી જમીન સુધરશે ને વધારે પેદાશ કરશે એ માન્યતામાં કાંઇ વજૂદ નથી.

૪. ૭૫ કે ૧૦૦ વીઘાં સુધી જમીન ધારણ કરનાર ખેડૂતો માટે પોતાની જમીન જાતે ખેડવા અગર બીજાને સાંથવાનું છૂટાપણું રહેવું જોઈએ અને આવા ખેડૂતોને માટે કોઈ પણ પ્રકારની કાયદાથી મુદત ઠરાવવી નહિ. આ પ્રમાણે થવાથી નાના ખેડૂતોનો પગ છૂટો રહેશે.

૫. કેટલાક ખેતીમાં કામ કરનાર માણસો પાસે જમીન, બળદ અગર ખેતીનાં બીજાં સાધનો હોતાં નથી. આવા ઘણા પછાત વર્ગના માણસો અંગમહેનત તરીકે ખેતીના પાકમાં અંગમજૂરીનો ભાગ ઠેરવીને ખેતીના કામમાં જોડાય છે. આવા અંગમહેનતના ખેડૂતો તથા તેમના કુટુંબના માણસો આવી રીતે ખેડવા રાખેલી જમીનમાં કામમાં રોકાય છે અને જાણે પોતાની જ જમીન હોય તે પ્રમાણે કામ કરે છે અને મજૂરી બીજે ખોળવા જવી પડતી નથી. થોડા વખતનું કામ હોય તો પણ ભાગે ખેડવા રાખેલી જમીનોમાં પોતાની મહેનત સમાવી શકે છે. હાલના મુસદ્દાથી આવા અંગમહેનતવાળા ખેડૂતો જે મજૂર મટી ખેડૂતો બન્યા છે, કાળજીથી ખેતીનું કામ કરતાં શીખ્યા છે તે ખેડૂત મટીને મજૂર થઈ જશે.

૬. મુસદ્દાની કલમ ૮ જોતાં ભાગ પદ્ધતિ બંધ કરવાની ધારણા જણાય છે. ભાગ પદ્ધતિની સાંથમાં માલિક તથા ખેડૂત બંને મળી ખાતર નાખવાની વ્યવસ્થા એકબીજાના સહકારથી કરે છે. ખેતીના પાક ઉપર તેની સારી અસર થાય છે; એ ઉપરાંત ભાગ પદ્ધતિથી બી, ખેતીનાં સાધનો વગેરે બાબતમાં પણ માલિકનો સહકાર મળે છે. પાક ઉપર દેખરેખ માટે તથા તેની સારા ભાવે વેચાણ કરવામાં પણ માલિકનો સહકાર અને મદદ મળે છે. દાણથી સાંથેલી જમીન કરતાં ભાગ પદ્ધતિથી સાંથેલી જમીન સારો પાક થાય તેવી જળવાઇ રહે છે. એટલે પૂરતો વિચાર કર્યા વગર આવી પદ્ધતિ નાબૂદ કરવી લાભકારક થશે નહિ. પોતાની જમીન જાતે ખેડનાર ખેડૂતોની આર્થિક સ્થિતિ પણ ખરાબ હોય છે; એટલે તેના માટે એકલી સાંથ પદ્ધતિ જવાબદાર છે એવું નથી. સામાજિક ખર્ચા ઓછાં કરે, ખેતીનું કામ કાળજીથી કરે અને ઘરખર્ચમાં ઉડાઉપણું ન કરે, ખરાબ વ્યસનમાં ન ફસાય એવા ઘણા ખેડૂતોએ પોતાની આર્થિક સ્થિતિ સુધારી છે અને જમીન સંપાદન કરીને જમીનના માલિક પણ બન્યા છે અને તેથી જુદા પ્રકારનાં વર્તનવાળા પોતાની જમીનો ખોઇ બેઠા છે એવા પ્રસંગો ઘણા છે.

૭. બાગાયત જમીન માટે અમુક પ્રકારનું કામ કરવા પાકમાંના ભાગથી કામ કરવા રાખેલા ખેડૂતો તે પાક તૈયાર થતાંની મુદત સુધીને માટે

રોકાયેલા હોય છે. તે પાક તૈયાર થયા પછી છૂટા થાય છે અને તે જમીનમાં પછીથી લેવાના બાગાયતી અગર બીજા પાકો જમીનનો માલિક પોતાની મરજી મુજબ ખેતી કરાવી લે છે. આવા પ્રસંગે એક વર્ષ માટે ભાગથી રાખેલ ખેડૂતને ૧૦ વર્ષનો હક્ક આપી દેવામાં આવે તો જમીનનો માલિક મોટા ખર્ચે તૈયાર કરેલા સાધનનો ઉપયોગ પોતાની જમીન માટે કરવાની સવલત ખોઇ બેસે. જમીન તથા પાણીના સાધનનો માલિક પણ મોટે ભાગે ખેડૂત જ હોય છે, તેની અને કામ કરવા રાખેલ ભાગીઆ વચ્ચેના ઝઘડાઓનું પ્રમાણ ઘણું વધી જશે એટલે જમીનનો માલિક બાગાયત કરવા આવા ભાગીઆ ખેડૂતને રાખશે નહિ. એકબીજાના સહકારથી થતા બાગાયત માટે મુશ્કેલી વધશે. ભાગીઆ ખેડૂત ઝગડા ઊભા કરશે. પોતાને ૧૦ વર્ષનો ખેડૂત ગણાવવા જમીનના કબજા સોંપશે નહિ, પરિણામે જે બાગાયતી પાકો થાય છે તેના ઉપર ઘણી જ માઠી અસર થશે.

૮. જે જમીનો બાગાયતી પાક માટેની છે તેને માટે હાલના જેવો કંઇ પણ કાયદાનો અંકુશ હોવો ન જોઇએ. કારણ ભાગીઆ તરીકે કામ કરવા રાખેલા ખેડૂતોને ૧૦ વર્ષના કે સંરક્ષિત ખેડૂતો બનાવવામાં આવે તો પણ સાધનોના અભાવે ઘણે ભાગે તેઓ બાગાયત કરી શકશે નહિ અને જમીનના માલિક ખેડૂત જે સારુ બાગાયત કરે છે તેને મુશ્કેલીમાં મૂકશે. બાગાયત પાક કરવો ઘણો જ ખર્ચાળ હોય છે અને તે સાધનવાળા ખેડૂત જ કરી શકે. માટે બાગાયતી જમીનો હાલના કાયદાના અમલમાંથી બાતલ રાખવી જોઇએ.

૯. વડોદરા રાજ્યમાં કુલ્લે ૩૫૨૦૦૦ કરતાં વધારે ખાતેદારોની જમીન આશરે વીઘાં ૬૬૮૦૦૦૦ છે. એટલે જમીનનું પ્રમાણ દરેક ખાતેદાર દીઠ આશરે ૧૯ વીઘાં આવે છે. તેમાં જાતે ખેડનાર ખાતેદાર ૨૭૮૦૦૦ પાસે જમીન વીઘાં ૪૮૭૦૦૦૦ અને બીજા પાસે ખેડાવનાર ખાતેદાર ૭૪૦૦૦ પાસે ૧૮૧૦૦૦૦ વીઘાંના આશરે જમીન છે. એટલે બીજા પાસે ખેડાવનાર કરતાં જાતે ખેડનાર ખાતેદારની સંખ્યા ચારગણા કરતાં કાંઇક ઓછી છે. ૭૫ વીઘાં ઉપર જમીન હોય એવા ઇસમોની સંખ્યા ૨૦૦૦ જેટલી પણ રહેશે નહિ. આ ખાતેદારોની જમીનો માટે સાડા ત્રણ લાખ ઉપરાંત ખાતેદારોને મુશ્કેલીમાં મુકાય એવો હાલનો કાયદો કરવાની જરૂર છે કે કેમ તે ખાસ વિચારવાનો પ્રશ્ન છે. પાડોશના પ્રાંતોમાં આવો કાયદો કર્યો તેટલા જ કારણે આપણે ત્યાં તેવો કાયદો ગરીબ ખેડૂતોના માથે ઠોકી બેસાડી એક

બીજાના સહકારથી ખેતીનું કામ થાય છે તેમાં ઝઘડા ઊભા કરાવી ખેડૂતોને હિત થતું નથી પણ ઊલટ અહિત થાય છે.

૧૦. જમીનનું સ્વત્વાર્પણ કરવા ઉપર પ્રતિબંધ મૂકવા મુસદ્દાની કલમ ૬૧ થી ૬૩ ઘડાયલી છે તેવી રીતે અમલ કરવા જતાં જેને પૈસાની તાત્કાલિક જરૂરિયાત પડવાથી જમીન વેચવાની હોય તેવા ઈસમો આ પ્રતિબંધથી ઘણા મુશ્કેલીમાં મુકાશે. જમીન વેચવાનાં અનેક કારણો હોય છે જેવાં કે, (૧) પોતાના દેવા પેટે લહેણદારને કરવાનું વેચાણ અગર દેવું ચૂકવવા પૈસા મેળવવા કરેલું વેચાણ. (૨) નાપસંદ સ્થળની જમીન વેચી પસંદગીવાળા સ્થળે બીજી જમીન ખરીદ કરવા કરેલું વેચાણ. (૩) ધંધોરોજગાર અગર બીજા કારણે નાણાંની જરૂર પડવાથી કરેલું વેચાણ. (૪) પરદેશ જવા માટે અગર વિદ્યાભ્યાસ અગર બીજા કોઈ કારણ માટે નાણાંની જરૂરિયાત માટે કરેલું વેચાણ. આવાં અનેક વેચાણો તાત્કાલિક પૈસાની જરૂરના કારણે કરવાં પડે છે. આવાં વેચાણ શોખ ખાતર કરવાનાં હોતાં નથી. છતાં જમીન વેચતા પહેલાં જમીનની કિંમત નક્કી કરાવવા કલમ ૬૨ પ્રમાણે અરજી કરવી અને જમીનની કિંમત નક્કી કરાવ્યા પછી અમુક પાંચ સખસોને નોટિસોથી સૂચના આપવી અને મહિનાઓ સુધી ચાલુ રહે તેવોજ કાર્યક્રમ જમીન વેચવા માટે ચલાવવો; આ પ્રતિબંધ તદ્દન અવ્યવહારૂ અને તે ખેડૂતોની જમીનોની કિંમત ઉપર માઠી અસર કરે તેવો છે. એક તો ખેડૂતોની આર્થિક સ્થિતિ સારી નથી ને તેમની મિલકતોના સ્વત્વાર્પણ ઉપર આવો અવ્યવહારૂ પ્રતિબંધ મૂકવાથી ખેડૂતોની વધારે ખરાબી થશે.

અંકુશ મૂકવો હોય તો જાતે ખેતી કરતો ન હોય તેવા ઇસમને અગર તે ખેતી કરવા ઇચ્છે છે એવો દાખલો ન હોય તેવા ઇસમને વેચવા પુરતો પ્રતિબંધ મૂકી શકાય. પણ ખેતી કરનાર અગર ખેતી કરવા ઇચ્છે છે એવો દાખલો ધારણ કરનારને જમીન વેચાતી આપવાની છૂટ હોવી જોઇએ અને એવી છૂટ સિવાય ખેડૂતને તેની જમીનની પૂરી કિંમત મળી શકે નહિ.

૧૧. કદાચ ગણોતદારીને માટે મુદત ઠરાવવામાં આવે તો ૫ વર્ષથી વધારે હોવી ન જોઇએ; તેમજ ૫ વર્ષની મુદત પૂરી થયા પછી જમીનનો માલિક ગણોતદારી આગળ ચાલુ રાખે તો તે વાર્ષિક ગણોતદારી ગણવી જોઇએ.

૧૨. માલિકને જમીન ઘેર ખેડવી હોય તો સંરક્ષિત ગણોતદારી રદ કરવાનું ધોરણ કલમ ૩૪થી છે તેવું જ ધોરણ જમીન જાતે ખેડવી હોય તો ગણોતદારી રદ કરી શકાય એમ મુસદ્દાની કલમ ૧૪માં ધોરણ દાખલ કરવું જોઇએ.

# છઠ્ઠીનું ધાવણ

ઈશ્વર પેટલીકર

નડિયાદ સ્ટેશનેથી હું બપોરની લોકલમાં ગાડીમાં બેઠો ત્યારે ડબ્બાના ઉતારુઓ ગાડીઓમાં થઈ રહેલી ચોરીઓની વાતો કરતા હતા. સવારના દૈનિક છાપામાં સમાચાર હતા કે ગુજરાત મેલના સેકન્ડ કલાસના સ્ત્રીના ડબ્બામાંથી એક ગૂંડાએ એક બહેનને ચાલતી ગાડીએ બહાર ફેંકી દીધી હતી.

આ વિષય ઉપર ચર્ચા ચાલતી હતી. એક ભાઇ કહેતા હતા: 'બૈરાં માણસે એકલું ખરી રીતે બેસવું ન જોઇએ.'

બીજા ભાઇ કહેતા: 'સેકન્ડ કલાસમાં તો ચાલુ ચોરીઓ થતી હોય છે.'

ત્રીજા ભાઇ: 'સેકન્ડ કલાસમાં લોકો ય ઊંઘે છે ઘર હોય તેમ, પછી ચોરી કરતાં કોને એમાં શી નવાઇ? ભર્યાં ઘરમાંથી ક્યાં ચોરી નથી થતી?'

પહેલા ભાઇ: 'એ લોકો ય જબરા ચાલાક હોય છે તે કબૂલ કરવું પડે. જે બેગ કે કોટ ઉપાડે છે તેમાં મોટી રકમ ન હોય તેવું ભાગ્યે જ બને છે. વચ્ચે એક બેગ અમદાવાદ સ્ટેશનેથી ઉપડી ગઇ તેમાં ૧૦ હજારની રકમ હતી.'

બીજા ભાઇ: 'લોકો એવડી મોટી રકમ બેગમાં રાખતા શું કામ હશે?'

ત્રીજા ભાઇ: 'ખિસ્સાં પણ ક્યાં નથી કપાતાં?'

દૂરને છેડે બેઠેલા એક કોટપાટલૂન પહેરેલા અને ચાલાક દેખાતા આધેડ પુરુષે કહ્યું: 'ખિસ્સાની ક્યાં વાત કરો છો? મારા હાથેથી ટ્રામમાં ચડતાં ઘડિયાળ પટ્ટો કાપીને લેઈ લીધું તેની મને ખબર ન પડી!'

બેત્રણ જણા સાથે બોલી ઊઠ્યા: 'એ તો અજબ કહેવાય!'

પેલા ભાઈ: 'મુંબઇના રઘવાયિા જીવનમાં ઘડિયાળ તો શું પણ સાથેનું છોકરું જતું રહે તેનીય ખબર પડે એવી નથી. ટ્રામ દોડતી હોય, જગા હોય નહિ અને દોડતાં ચડવા જઇએ, કોઈ ઉતરતા અંદરથી બહાર ધક્કો કરતા હોય, કશું ભાન રહેતું નથી.'

એક જુવાન બહેન, આજની ઢબ પ્રમાણે કપડાં પહેરેલી અને ખુલ્લું માથું રાખેલી બોલી: 'ઉનાળામાં મારા ભત્રિજાનું લગ્ન હતું ત્યારે વરઘોડામાં માણેકચોક આગળ મારા હાથેથી લોકીટ ગુમ થયું તેની મને ઘેર આવી ત્યારે જ ખબર પડી. સ્ત્રીઓનું ટોળું હતું, કોઇ પુરુષ પાસે આવ્યો પણ નથી.'

એક ભાઇ: 'સાથેના બૈરાંમાંથી કોઇએ હાથચાલાકી કરી હોય તો?'

બીજા ભાઈ નવાઈ પામતાં બોલ્યા: 'બૈરું એવી હિંમત કરે?'

મુંબઈવાસી પેલા આધેડ પુરુષ બોલ્યા : 'હવે તો સ્ત્રીપુરુષની સમાનતાનો વખત છે. કોઇ સ્ત્રી એ દાવો કરે તો નવાઇ ન પામવી.'

પેલાં બહેન બોલ્યાં : 'બધાં અમારાં સગાં-સ્નેહીઓ હતાં.'

એક વૃદ્ધ, ગરીબ હોય તેવાં કપડાં પહેરેલ ડોસી, માથે પોગ્લીનું ઓશીકું કરી, ટ્રંકિયું વાળી કેવળ બે જણની જગા રોકી સૂઇ રહ્યાં હતાં, તે પડ્યાં પડ્યાં વાત સાંભળતાં હતાં તે બેઠાં થયાં. બોલ્યાં : 'આજનો વખતમાં સગાંનો કે વહાલાંનો, કોઇનો વસવાસ રખાય એવો નથી. મારા છોકરાની છોડીના લગનમાં મારા સગા ભાઇના છોકરાની વહુએ મારી બેનના ભાણીઆની વહુની વીંટી એ ઊંઘતી હતી ને કાઢી લીધી હતી.'

પેલાં જુવાન બહેને પ્રશ્ન કર્યો : 'પછી શી રીતે ખબર પડી?'

ડોસીમા પેલાં જુવાન બહેન ઉપર સીધો હુમલો કરતાં બોલ્યાં : 'હું કંઇ તમારા જેવી કાચી નથી. તમને તો વરણાગીવેડા આવડે છે એટલું જ. બાંયો વગરના કબજા પહેર્યાં, પારસણ જેમ સાડી પહેરી અને ઉઘાડું માથું રાખ્યું, અને ચાગી ચાગીને વાત કરતાં આવડ્યું એટલે તમે માનો છો કે અમે ડાહ્યાં અને આ ડોસીઓ કશું સમજે નહિ!'

અમે તો બધા સડક થઇ ગયા. મનમાં હસતા હતા.. હાસ્ય છુપાવતા હતા એ કારણ કે ડોસીમાને ખરા રૂપમાં જોવાનું જતું રહેશે. પેલાં જુવાન બહેન પણ બહાદુર લાગ્યાં. સહેજ પણ ક્ષોભ વગર મોં મલકાવી રહ્યાં હતાં.

ડોસીમા શ્વાસ ખાઇને બોલ્યા : 'હું તમારા જેવી ઢીલી નથી. જો મારા ઘરમાંથી તમારી જેમ લોકીટ ગયું હોય તો જે હાજર હોય તે બધાનું છઠ્ઠીનું ધાવણ કાઢી નાખું.'

પેલાં બહેન વચ્ચે બોલ્યાં : 'પણ માજી! એમ કોઇની આબરૂ ઉપર ઓછો હાથ નંખાય છે?'

માજી ઉતાવળા સાદે બોલ્યાં : 'એ આબરૂમાં ને આબરૂમાં મરવા બેઠાં ત્યારે લોકીટ ગયું ને? જો બધાંની ને વખતે તપાસ કરી હોત તો જરૂર એ હાથ આવત. જો બીજું ત્યાં ઢૂકયું ન હતું, તો લોકીટને શું પાંખો આવી તે ઊડી જાય? આ તો હળાહળ કળજુગ છે કળજુગ. આપણે જેને શાણી સીતા માનતાં હોઇએ એ જ ભલી હોય તો છિનાળ નીકળે!'

વળી ડોસીમા અટક્યાં. અમારામાંથી કોઇ એક ધીરજ ન ધરી શક્યું એટલે વચ્ચે બોલી ઊઠ્યું : 'માજી! પણ તમે પેલી વીંટી પકડી શી રીતે પાડી

માજી પાસેની પોટલી પગ નીચે સરખી રીતે દબાવીને બોલ્યાં: 'હું તો ધરમરાજા હોય તેનીય શરમ ન રાખું. સવારમાં ખબર પડી કે કુસંપ' અને એ નામ બોલવામાં ખોટું છે એમ શક જતાં એ બોલ્યાં: 'બળ્યાં આજનાં નામેય મને બોલતાં ફાવતાં નથી.'

પેલાં જુવાન બહેને સુધારતાં કહ્યું: 'કુસુમ.'

'હા, એ કુસુમે જ કહ્યું. મેં તરત બધાંની પેટીઓ ફેંદવા માંડી……'

વચ્ચે વળી પેલાં બહેન બોલ્યાં: 'આપણે ઘેર આવેલાંની એમ જડતી કરીએ તો બધાંને ખોટું ન લાગે?'

માજી: 'ખોટું લાગે તો ઘેર જઇને વધારે ખાય. સાચને વળી આંચ શી! ચોર પકડવો તો જોઇએ ને? બેત્રણ પેટીઓ ફેંદી કે પછી ચોરની આવી. કબજાના ખિસ્સામાં મૂકી હતી તે ટપ દેઇને ખંખેરતાં ખણણણ કરતી નીચે પડી.'

પેલાં બહેન: 'એ બિચ્ચારીનું મોં તો પડી ગયું હશે!'

માજી: 'એવું કરે તો મોં પડી તો શું પણ બળીય જાય. મારા ઘરની છોડીએ કે વહુએ જો એવું કર્યું હોય તો હું એનું મોં જ બાળી દઉં.'

અજાણમાંથી એક ભાઇ બોલ્યા: 'માજી આમ દેખાય છે સાલસ પણ છે જબરાં.'

માજી: 'જબરાં ના હોઇએ તો આ જમાનામાં' અટકીને પેલાં જુવાન બહેન તરફ આંગળી કરી બોલ્યાં: 'આવી વહુઓ ઝીલવાય ન દે!'

અમે હસ્યા. પેલાં બહેન પણ હસીને બોલ્યાં: 'તમારે કેટલી વહુઓ છે માજી?'

માજી: 'બે છોકરા છે, ને બેયને તમારા જેવી ટાપટીપવાળી વહુઓ છે.'

પેલાં બહેન મજાક કરતાં બોલ્યાં: 'ટાપટીપ કરીને તમને દુઃખ તો નથી દેતાં ને?'

માજી: 'મને એ શું દુઃખ દેતી'તી? બધાંને ઘરમાંથી સોંસરી કાઢું એવી છું છું. હું કંઈ એમની કે છોકરાની દબાયેલી નથી.'

પેલાં બહેન ટીખળ કરતાં બોલ્યાં: 'છોકરાનું કમાયેલું ખાવ, અને વહુનું રાંધેલું ખાવ એટલે દબાયેલાં તો ખરાં ને!'

માજી: 'હું છોકરાઓની ઓશિયાળી નથી. મારી પાસે મિલકત છે. વહુઓ કરતાં હું ઘરનું કામ વધારે કરું છું. આજેય પાંચ શેર દળીને આવી છું.'

મોં કડવું કરીને પેલાં બહેન બોલ્યાં: 'આ ઉમરે તમે શું કામ દળો છો? ઘંટીઓની હવે શી ખોટ છે?'

માજી: 'વહેલાં ઊઠીએ એટલે નવરાં કરવાનું ય શું? સવાર થાય તે પહેલાં તો સાત શેર દળી નાખું.'

અમારામાંથી એક ભાઇ બોલ્યા: 'એમાંથી એકેય વહુ ખીલડો ઝાલવા નહિ લાગતી હોય?'

માજી: 'વહુઓ તો દહાડો ઊગે ત્યારે જ ઊઠવાની.'

આમારામાંથી બીજા એક જણ: 'છોકરા એમને કશું કહેતા નથી?'

માજી: 'એ પણ, પહોર દહાડો ચડે ત્યારે ઊઠે છે. પછી એ શું કહેવાના હતા? એ બધાં ઊઠે તે પહેલાં હું બંબો સળગાવું છું, નાહી લઉં છું અને નાનાં છોકરાં ઊઠ્યાં હોય તો મોં ધોવરાવું છું.'

પેલાં બહેન હસીને બોલ્યાં: 'તમારા જેવાં સાસુ તો મને બહુ ગમે!'

અમારામાંથી ટીખળ કરતાં એક બોલ્યો: 'પણ માજી ટાપટીપ ન કરવા દે હોં કે!'

માજી નમતું જોખતાં બોલ્યાં: 'ટાપટીપ તો છોકરાઓને જોઇતી હોય એટલે એમાં આપણું શું ચાલે?'

અમારું આખું ખાનું ખડખડ હસી પડ્યું. બે જણ તો પેટ પકડીને હસ્યા. પેલા બહેન બોલ્યાં: 'હવે માજી તમે સમજ્યાં એ સાચું.'

માજી ગંભીર ભાવે, પેટનું પાણી હાલવા દીધા વગર બોલ્યાં: 'હું તો બધું ય સમજેલી છું. આજે તો છોકરાઓને વહુનો હાથ ઝાલીને નદી ઉપર ફરવા જવું હોય છે એટલે પેટનાં છોકરાં ય ભારે પડે છે!'

વળી અમે બધાં ખડખડ હસ્યાં.

પેલાં બહેને પૂછ્યું: 'તમારા છોકરા એમ ફરવા જાય છે શું?'

માજી: 'બેઉ સાહેબ છે. ભણેલી વહુઓ જાતે પસંદ કરીને પરણ્યા છે'.

અમારામાંથી એકે પૂછ્યું: 'શાની નોકરી છે?'

માજી: 'એક મ્યુનસિપાલિટીમાં છે અને બીજો બેંકમાં છે.'

અમારામાંથી બીજો બોલ્યો: 'માજી ત્યારે તમે આમ સાવ ગરીબ હો તેવાં કેમ લૂગડાં પહેરીને નીકળ્યાં છો?'

માજી: 'એ ટાપટીપ જ મારી નાખે છે ને? મારી પાસે પાંચ હજાર રૂપિયા હશે એમ હું જતી હોઉં તો કોઇને લાગે?'

આવી ગરીબ ડોસી પાસે પાંચ હજાર રૂપિયા છે એમ સાંભળતાં અમે બધા એકબીજા સામે ઘડીભર તાકી રહ્યા. બીજી પળે અમારામાંથી એક જણ બોલ્યું: 'તેમાં જ માજી તમે પોટલી વારેવારે પગ નીચે દાબો છો.'

'ના, ભાઇ' માજી બોલ્યાં: 'અત્યારે તો મારી પાસે કશું નથી. હું એ લેવા જાઉં છું.'

'ક્યાં?'

'મારું મૂળ ગામ જંબુસર. ત્યાં મારું ઘર છે તે વેચી દીધું છે. દસ્તાવેજ કરી આપવા જાઉં છું. આવતી વખતે એ રૂપિયા લેતી આવવાની છું.'

પેલાં બહેન મજાક કરતાં બોલ્યાં: 'માજી, આટલા બધા તમારી પાસે રૂપિયા છે તો પછી કપડાં સારાં રાખવાં જોઇએ. તમારા દીકરા અને વહુઓ પણ તમે આવાં ફરો એટલે શરમાય.'

માજી: 'એ તો બહુએય ટોકે છે. પણ આપણે આપણી પહેલાંની દશા શું કામ ભૂલી જઇએ? ભગવાને સારો દહાડો દેખાડ્યો તેથી છકી શું કામ જઇએ?

'આણંદ આવ્યું' એટલે હું ઉતરી પડ્યો.

પાંચમે દિવસે છાપું વાંચતાં સમાચાર વાંચ્યા: 'જંબુસરને સ્ટેશનેથી, સવારની ગાડીએ અમદાવાદ જવા બેઠેલી એક વૃદ્ધ સ્ત્રીના પગ નીચેથી પોટલું આંચકીને એક બદમાશ કુરાલ અને મોભારોડની વચ્ચેના સ્ટેશને ચાલતી ગાડીએ ઉતરી પડ્યો. નાની ગાડીમાં સાંકળ ખેંચવાનું સાધન ન હતું એટલે મોભારોડ સ્ટેશને ગાડી ઊભી રહી ત્યારે એ વાતની રેલવે સત્તાવાળાઓને ખબર પડી. બાઇના પોટલામાં પાંચ હજાર રૂપિયાની નોટો હતી. પોતાનું જંબુસરમાંનું ઘર વેચીને તે રકમ લેઇ બાઇ અમદાવાદ જતી હતી!'

ગાડીમાં ભેગાં થયેલાં એ માજી મને યાદ આવ્યાં.

જરૂર તે દિવસે અમારા ડબ્બામાં કોઈ બદમાશ હોવો જોઇએ કે જેણે માજીની રૂપિયા લેવા જવાની વાત સાંભળી હશે. અગર નાની ગાડીમાં વાત થતાં સાંભળી હોય અગર જંબુસરમાંથી કોઇ જાણીતો બદમાશ પાછળ થયો હશે. ગમે તેમ પણ કોઇ જાણભેદું હોવો જોઇએ. બાકી ગરીબ દેખાતી ડોસીની પોટલીમાં એવડી રકમ હોય તેમ કોઇને શક ન આવે. વળી ખાત્રીબંધ પોટલી ખેંચીને ચાલતી ગાડીએ ઉતરી પડનાર બદમાશ રેલવેમાં જ ચોરી કરનાર હોવો જોઇએ. બાકી બીજાનું ચાલતી ગાડીએ ઉતરી પડવાનું ગજુ નહિ. મને ખાત્રી થઇ ગઈ કે ગાડીમાં કે ગમે ત્યાં, અકારણ આપણે ખાનગી વાતો કરીએ છીએ તેમાંથી જ મોટા ભાગના બદમાશો તક સાધે છે.

મારી દૃષ્ટિ સન્મુખ, ગાડીમાં કોઇનું છઠ્ઠીનું ધાવણ કાઢી નાખવાની વાત કરનાર માજીનું પોતાનું છઠ્ઠીનું ધાવણ નીકળી ગયાનું દૃશ્ય ખડું થયું!

# ગ્રં * થ * સ્વી * કા * ર

(૧) **ગાંધી સાહિત્ય સૂચિ :** સંયોજક – પાંડુરંગ ગણેશ દેશપાંડે, પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, પૃષ્ઠ ૨૪૦, રૂ. ૩.

(૨) **લોકશાહી :** મૂળ લેખક – આચાર્ય જાવડેકર, અનુવાદક – પાંડુરંગ ગણેશ દેશપાંડે, પ્રકાશક — ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, પૃષ્ઠ ૨૩૨, રૂ. ૨.

(૩) **શિક્ષણ અને સંસ્કૃતિ :** લેખક – રવિશંકર શિવરામ વ્યાસ, પ્રકાશક ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૧૨૮, રૂ. ૧૧.

(૪) **સત્યાર્થ પ્રકાશ :** લેખક – સ્વામી દયાનંદ સરસ્વતી, અનુવાદક – આચાર્ય મયાશંકર શર્મા, પ્રકાશક – ચરોતર પ્રદેશ આર્ય સમાજ, આણંદ, આઠમી આવૃત્તિ, પૃષ્ઠ ૪૬૬, રૂ. ૨॥.

(૫) **આસન અને આરોગ્ય :** પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકર, પ્રયોજક – હરિશંકર વિદ્યાર્થી, પ્રાપ્તિસ્થાન – ચરોતર પ્રદેશ આર્ય સમાજ, આણંદ, પાંચમી આવૃત્તિ, પૃષ્ઠ ૧૭૧, રૂ. ૧॥.

(૬) **બ્રહ્મચર્ય :** લેખક ઉપર પ્રમાણે, અનુવાદક – ફુલચંદ બાપુજી શાહ, પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૧૯૪, રૂ. ના.

(૭) **પાટીદાર પડકાર :** [વાર્ષિક અંક] તંત્રી – અશ્વિન પટેલ, પ્રાપ્તિસ્થાન – 'પાટીદાર પડકાર' કાર્યાલય, પો. ઓ. ૯૪૬, નાઇરોબી.

(૮) **સુણાવ વાર્ષિક પત્રિકા સાતમી** [સં. ૨૦૦૪] પ્રકાશક – આશાભાઇ નરસિંહભાઈ પટેલ, મંત્રી સુણાવ કેળવણી મંડળ.

(૯) **સદુપદેશ – સુધા :** લેખક – સુમનાકર, પ્રકાશક – માધવ-પુસ્તક માલા, ઊન (મધ્યભારત), પૃષ્ઠ ૨૪.

(૧૦) **દેવના દીકરા :** લેખક-પ્રકાશક – ઉમિયાશંકર ઠાકર, આણંદ.

**વિના – ઓછા – લવાજમ ફંડમાં મદદ**

ઉત્તરસંડાના મોમ્બાસા રહેતા શ્રી મોતીભાઇ રણછોડભાઈ પટેલે એમના પિતાશ્રી રણછોડભાઈ દેસાઇભાઇના સ્મરણાર્થે શિ.૫૧ આપ્યા છે. નેમોલના કંપાલા રહેતા શ્રી હરમાનભાઇ એસ. પટેલે રૂ. ૨૫, બેડવાના મુંબઇ રહેતા શ્રી પુરુષોત્તમભાઇ વી. પટેલે રૂ. ૧૪, દેવાના વડોદરા રહેતા શ્રી ઉમેદભાઇ ઝવેરભાઇ પટેલે રૂ. ૭, ભાલેજના કંપાલા રહેતા શ્રી. સોમાભાઇ જીવાભાઇ પટેલે શિ. ૧૦, માઝાબુકાથી શ્રી ડાહ્યાભાઇ ડી. પટેલે રૂ. ૫, અને ઊમરેઠથી મેસર્સ એમ. શંકરભાઇ પટેલની કું. રૂ. ૨, મળ્યા છે. જે આભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

# પ્ર * સં * ગ * ક * થા

## મુંબઈમાં જાણીતું લગ્ન

ભાદરણના વતની અને મુંબઈના શાહસોદાગર શ્રી. હીરાભાઈ આશાભાઈ પટેલનાં પુત્રી શ્રી હંસાબહેનનાં લગ્ન દરબારશ્રી ગોપાળદાસ દેસાઈના પુત્ર શ્રી ભુપેન્દ્રભાઇ સાથે તા. ૧૨-૧૨-'૪૮ ના રોજ મુંબઇમાં થયાં. શ્રી હંસાબહેનની ઉમર ૨૦ વર્ષની છે અને શ્રી ભુપેન્દ્રભાઇની ઉમર ૨૯ વર્ષની છે. મુંબઇમાં શ્રી ભુપેન્દ્રભાઈ નિસર્ગોપચારનું કાર્ય કરે છે. બંનેની સંમતિથી લગ્ન થયું છે. લગ્નમાં લેવડદેવડની કોઇ શરત ન હતી. જમણવારના કાયદાનો ભંગ કર્યો ન હતો.

## લગ્નનું બીજું પાસુ

આમ ઉપરની રીતે લગ્ન બધી રીતે આવકારદાયક હતું. કોઈ સુધારકને એ લગ્નમાં હાજરી આપવી હોય તો તેને બાધ ન આવે. વડોદરામાં સ્થપાયેલ સમસ્ત પાટીદાર સમાજની જે પ્રતિજ્ઞાઓ છે તેનો આ લગ્નમાં ભંગ થયેલો નથી. પરંતુ બીજું પાસુ જોઇએ તો ખર્ચની અવધિ હતી. સાંભળવા મળ્યું છે તે પ્રમાણે, એક લાખ રૂપિયાનાં હીરા, માણેક, મોતીનાં, ઘરેણાં! લાખે લેખાં લેવાતાં હોય ત્યાં સોનું તો સઘડામાં જાય! એની ગણતરી કરવાની જ ન હોય. ૨૦ હજારનાં કપડાં. મંડપ બંધાવવાના કોન્ટ્રાક્ટની ૩૦ હજારની વાત હતી તે ૨૦ હજાર સુધીમાં સોદો પતેલો! જે આમંત્રણ માટે કંકોત્રીઓ છપાયેલી તેનું એકનું ખર્ચ એક રૂપિયા સુધીનું થાય છે એટલે ૫૦૦૦ હજાર કંકોત્રીઓ વહેંચાઇ હોય તેમ અંદાજ ગણીએ તો કંકોત્રી પાછળ જ પાંચ હજારનું ખર્ચ! બીજી રકમો આ પ્રમાણે ઘણી હશે એમ માનવું રહ્યું.

## તો આમાં બાકી શું રહ્યું?

આ ઝાકઝમાળ પ્રમાણે જમણવાર ન થયો તેટલું બાકી રહ્યું. અને જમણવાર ન કરવા પાછળ સરકારનો કાયદો પાળવાની વૃત્તિ કહેવાય. બાકી એમાંથી ય બારી કાઢવી હોય તો મુંબઇમાં લોકો સારી રીતે કાઢી શકે છે. મુંબઇમાં વસતા કોઈ માણસ કોઈ નિમિત્ત ઊભું કરી ૨૪ સુધીની સંખ્યાને રોજના જમણ આપી શકે છે. લગ્ન વખતે દરેક પોતાના સ્નેહીસંબંધીના નામે ૨૪, ૨૪ની સંખ્યામાં એ રીતે જાન જમાડી લે છે. આ રસ્તો આ

લગ્નમાં કરવો હોત તો થઈ શકત, પણ તે છટકબારી આમાં નથી કરવામાં આવી. એ રીતે કરોડાધિપતિના ઘેર આવું મોટું લગ્ન જમણવાર વગર ઉજવાયું.

## સૌથી વધુ ખર્ચ આ લગ્નમાં

આમ એક પક્ષે લેવડદેવડની કોઇ શરત નથી, પુખ્ત ઉમરનાં યુવકયુવતી સંમતિથી લગ્નગ્રંથિથી જોડાય છે, અને સરકારનો જમણવારનો કાયદો પળાય છે. છતાં કોઈ લગ્નમાં જે ખર્ચની રકમો નહિ સાંભળી હોય તેટલી આમાં છે! આ બે ઉત્તર દક્ષિણ ધ્રુવની સ્થિતિનાં મૂળ આજની આપણી બદલાયેલી સ્થિતિમાં છે. બન્ને કુટુંબ કેળવાયેલ છે. દરબાર સાહેબ તો ત્યાગવીર છે એટલે એમના પક્ષે લેવડદેવડની શરત ન હોય તે સ્વાભાવિક છે. છતાં દીકરીના પિતા કરોડાધિપતિ છે, સ્વેચ્છાએ પોતાની દીકરીને સ્થિતિ પ્રમાણે આપે એમાં નવાઇ જેવું નથી. પોતાની સ્થિતિ પ્રમાણે લગ્ન ઉજવવામાં પણ ખર્ચ કર્યું છે. આ ખર્ચ–મંડપનું કે કંકોત્રીનું ન કર્યું હોત તો? ઘરેણાં તો ઠીક, પણ એટલાં કપડાંનું ખર્ચ વ્યાજબી છે? એમ વિવિધ સવાલ થાય એવા છે. એના જવાબમાં એમ પણ કહી શકાય તેવું છે કે, આવાં દેખાદેખીનાં ખર્ચથી જ નાતમાં બધા ખર્ચ કરે છે. માટે નાતના આગેવાન પુરુષ તરીકે દરબાર સાહેબના દીકરાના લગ્નમાં આ ઝાકજમાળ ન થઈ હોત તો એ દાખલારૂપ ગણાત. કરોડાધિપતિ કન્યાપિતાએ સંયમ રાખી એવો ખર્ચ ન કરતાં મોટી રકમ દાનમાં આપી હોત તો એ ઇચ્છવા જોગ હતું.

## આ આપણી ઇચ્છાઓ ફળવાની નથી

આ જાતની ઇચ્છાઓ આપણે છેલ્લા પચ્ચીસ વર્ષથી કરતા આવ્યા છીએ. પણ એ ઇચ્છાઓ ફળી નથી, ઊલટ લગ્નમાં ખર્ચ દિવસે દિવસે વધતું જાય છે. એનો અર્થ લોકો બગડતા જાય છે એમ આપણે કરીએ છીએ. પણ એ દૃષ્ટિને વધુ દીર્ઘ બનાવીએ અને વિચારીએ તો બીજી સ્થિતિ પણ દેખાય છે. પરિસ્થિતિ બદલાતી જાય છે. પચ્ચીસ પચ્ચાસ વર્ષ પહેલાં નજર નાખીશું તો લગ્નનું ખર્ચ નાતમાં દરેકને, ગોળ, ગામ અને કુટુંબની કક્ષા પ્રમાણે લગભગ સરખું થતું. અને આજે એમાં ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલી અસમાનતા આવી ગઈ છે. શ્રી હીરાભાઇ એક લાખનું ઝવેરાત દાયજામાં આપે ત્યારે બીજે પક્ષે એમના પિત્રાઇ પાસે દીકરી પાછળ પાંચ હજાર ખર્ચવાની શક્તિ પણ ન હોય! આ ખર્ચની અસમાનતા આજની પેઢીના દુર્ગુણે આવી છે એમ માની લેવું વ્યાજબી નથી. પહેલાં જ્ઞાતિજન વચ્ચે

ભલે ખર્ચની સમાનતા જળવાતી હોય, પણ ભિન્ન ભિન્ન જ્ઞાતિ વચ્ચે સમાનતા ન હતી. ભંગી, ઢેડ, આહિર, રજપૂત, પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ વગેરે જ્ઞાતિઓનું લગ્નખર્ચ તે દિવસે પણ અસમાન હતું. પછાત કોમ કરતાં ઉજળિયાત કોમનું ખર્ચ વધારે. ઉજળિયાતમાંય જમીન–જાગીરવાળી પાટીદાર, રજપૂત કોમનું ખર્ચ વધારે. એટલે લગ્નપ્રસંગ દરેક કોમને ઘેર એકસરખો, છતાં ખર્ચ સમાન નહિ કારણ કે દરેક કોમની આર્થિક સ્થિતિ સમાન નહિ. આમ પહેલાં કોમ કોમ વચ્ચે લગ્નખર્ચની જે અસમાનતા હતી, તે આજે કોમની અંદર અંદર આવી ગઇ છે. કારણ કે આખી કોમની આર્થિક સ્થિતિ સરખી રહી નથી. કોઇ કરોડાધિપતિ બન્યો છે, તો કોઇ લક્ષાધિપતિ બન્યો છે, તો કોઇ સત્તાધિકારી બન્યો છે, અને કોઇ હતો તેમ ખેડૂત રહ્યો છે. એટલે આપણે ગમે તેટલી ઇચ્છાઓ રાખીએ કે જ્ઞાતિજનનું લગ્નખર્ચ સમાન રહે, કોઇને દેખાદેખી તણાવું ન પડે માટે શક્તિવાળો પણ વધુ ખર્ચ ન કરે, તો એ ઇચ્છા માનસશાસ્ત્રની દૃષ્ટિએ પ્રજામાનસને કસતાં ફળે એમ લાગતી નથી.

### તો પછી ઉપાય શો?

સામાજિક કાર્યોના ઉકેલ માટે ઉત્સાહ શક્તિ અને ભાવનાની જેટલી જરૂર છે તેટલીજ માનસશાસ્ત્રવાળી દૃષ્ટિની જરૂર છે. તા. ૨૭–૧૧–'૪૮ના રોજ દીલ્હીમાં ભરાયેલ દીલ્હી પ્રાંતિક સામાજિક પરિષદ સમક્ષ બોલતાં વડા પ્રધાન પંડિત નેહરુએ જણાવ્યું હતું કે, આપણાં સામાજિક કાર્યોને માનસશાસ્ત્રની રીતે ઉકેલવા પ્રયત્ન થવાની જરૂર છે. પંડિતજીએ એ પણ સ્વીકાર્યું કે આ કામ કેવળ સામાજિક મંડળોથી પૂરું પડે તેવું નથી. કરોડો માણસોની જૂની ગ્રંથિઓ બદલવાનું રાક્ષસી કામ સરકારની મદદ વગર શકય ન બને. પરંતુ સરકારની મશીનરી આજે બીજાં કાર્યોમાં એટલી બધી રોકાયેલી છે કે આ કાર્યો માટે એ ફાજલ કરી શકાઇ નથી.

### માનસશાસ્ત્રીય ઉપાય શો?

હવે પંડિતજી જે કાર્યને માનસશાસ્ત્રથી ઉકેલવાનું કહે છે, એ ઉપાય કયો? છેલ્લાં પચ્ચીસ વર્ષમાં આપણે જે રસ્તો લીધો તે ધગશનો હતો, કંઇ કરી છૂટવાનો હતો, એમાં સુધારાની શ્રદ્ધા પણ હતી, છતાં માનસશાસ્ત્રીય દૃષ્ટિ ઉમેરાયેલી ઓછી હતી એમ લાગે છે. માનસશાસ્ત્રની રીતે જોતાં, જ્ઞાતિજન તરીકે દરેકનું લગ્નખર્ચ મોટાભાગે સરખું હોવું જોઇએ એ સ્થિતિ બદલાયેલી પરિસ્થિતિમાં શક્ય નથી.

લડાયા છે. પરંતુ કાયદાથી અસ્પૃશ્યતાને સદંતર નાબૂદ કરતો છેલ્લો ધારો હિંદની સર્વોચ્ચ બંધારણ સભાએ સ્પષ્ટ અને ટૂંકો ઘડી કાઢ્યો છે— અસ્પૃશ્યતાને નાબૂદ કરવામાં આવી છે અને કોઈ ક્ષેત્રમાં તેવું વર્તન કરવાની મનાઇ ફરમાવવામાં આવી છે. એવું વર્તન કરનાર કાયદાથી ગુનેગાર ગણાશે!

**નસીબની કેવી બલિહારી!**

આમ હિંદમાંથી અસ્પૃશ્યતાને કાયદાથી દેશવટો દેનાર, કાયદો ઘડી કાઢનાર છે એક અસ્પૃશ્ય વર્ગના — ડૉ. આંબેડકર! નસીબની આ પણ બલિહારી છે કે જે માણસને વિદ્યાર્થી અવસ્થામાં અસ્પૃશ્ય હોવાને કારણે નિશાળમાં વર્ગની બહાર બેસી ભણવું પડતું હતું, તેજ માણસને હિંદે નવું બંધારણ ઘડવાનું કામ સોંપ્યું. અને તેજ પુરુષના હાથે અસ્પૃશ્યતાની બદીનો મૃત્યુઘંટ વાગ્યો!

## સમાચાર

* સુણાવના શ્રી અંબાલાલ જોરાભાઈ પટેલ, શ્રી ગોવિંદભાઈ જોરાભાઇ પટેલ અને શ્રી મણિભાઇ ગોરધનભાઇ જોગભાઇ પટેલે નડિયાદની મહાગુજરાત આયુર્વૈદિક મેડીકલ કોલેજનું મકાન બાંધવા રૂપિયા ૫૧ હજારનું દાન કર્યું છે. જે મકાન સાથે સ્વ. જોરાભાઈ શંકરભાઇ પટેલનું નામ જોડવામાં આવશે.

* વાસદના અને અમદાવાદ ગાંધર્વ વિદ્યાલયના પ્રિન્સીપલ શ્રી. રાવજીભાઇ પટેલ સંગીતના પ્રચારાર્થે પોતાની મંડળી સાથે આફ્રિકાની સફરે ઉપડ્યા છે.

* ભાદરણના અને વડોદરાના જાણીતા નાગરિક શ્રી. તુલસીભાઈ બહેચરભાઈ અમીન તા. ૨૬-૧૧-'૪૮ના રોજ અવસાન પામ્યા છે. સદગત વડોદરાના સમસ્ત પાટીદાર કેળવણી મંડળના પ્રમુખ હતા.



# બાલવિનોદનાં પ્રકાશનો

## બાલસાહિત્ય, કિશોરસાહિત્ય
## કુ મા ર સા હિ ત્ય
## ને પ્રૌ ઢ સા હિ ત્ય

માં સર્વોત્તમ છે

## બાલવિનોદનો બાબાસૅટ

બે થી પાંચ રંગમાં છાપેલી અઢીસો મનોહર ચિત્રોવાળી ત્રણ ચોપડીઓ, અક્ષરમાળા, શબ્દમાળા અને અંકલેખન, બાળકોને રમત વાતમાં કક્કો, બારાખડી, આંક ને વાંચન શીખવે છે. બાહોશમાં બાહોશ શિક્ષક જે ન કરી શકે તે આ સૅટ કરી બતાવે છે.
સૅટનો સવા રૂપિયો ☆ વી. પી. ખર્ચ છ આના

## બાલવિનોદ ગ્રંથાવલિ

બે રંગમાં પાને પાને સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલાં છ થી સાત વર્ષનાં બાળકો માટે તૈયાર કરેલાં દસ મનોહર પુસ્તકો : ત્રણસો ચિત્રો સાથેનું ત્રણસો પાનનું રસિક વાંચન ☆ સૅટના ચાર રૂપિયા ☆ વી. પી. ખર્ચ બાર આના

## બા લ વિ નો દ મા ળા

બારેબાર ચિત્રોવાળાં, રસ ગળે ને કટકા પડે એવાં સરસ, સાત થી દસ વર્ષનાં બાળકો માટેનાં એકએકથી ચઢિયાતાં તેસઠ પુસ્તકો. એક હજાર ચિત્રો સાથે સવા બે હજાર પાનનું સુંદર વાંચન, ત્રણ મનોહર સૅટમાં : દરેક સૅટના રૂ. ૫–૧૨.
ત્રણ સૅટના રૂ. ૧૭–૪ ☆ વી. પી. ખર્ચ બે રૂપિયા

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલાં, સુંદર ચિત્રોવાળાં, વિવિધ પ્રકારનાં દશ થી પંદર વર્ષનાં બાળકો માટેનાં અત્યંત રસિક ૯૯ પુસ્તકો. અગિયારસો ચિત્રો સાથે સાડાચાર હજાર પાનનું રસિક વાંચન : એકંદર દસ સૅટમાં.
દરેક સૅટના રૂ. ૩–૮ ☆ દસ સૅટના રૂ. ૩૫–૦ ☆ વી. પી. ખર્ચ ત્રણ રૂપિયા

## ર મૂ જ મા ળા

બાલકો હોંસેહોંસે વાંચે એવી હાસ્યરસની છોળો ઊડાવતી રસિક વાર્તાઓનાં પાંચ પુસ્તકો. સવાસો ચિત્રો સાથે ચારસો પાનનું સુંદર વાંચન. દરેક પુસ્તકના બાર આના
પાંચ પુસ્તકોના રૂ. ૩–૧૨ ☆ વી. પી. ખર્ચ આઠ આના

## મઝેદાર કહાણીમાળા

પુષ્કળ ચિત્રો સાથે કિશોરજગતનાં અવનવા પરાક્રમો રજૂ કરતી અજોડ ગ્રંથાવલિ. પાકી બાઈન્ડીંગના સોહામણા જૅકેટવાળાં છ પુસ્તકો. એકંદર હજાર પાનનું વાંચન
દરેકના અઢી રૂપિયા ☆ છ પુસ્તકોના રૂ. ૧૫–૦ ☆ વી. પી. ખર્ચ દોઢ રૂપિયો

## સા હ સ ક થા વ લિ

સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનના અવનવાં પરાક્રમોને લગતુ પ્રેરણાદાયી વાચન આપતી અભિનવ ગ્રંથાવલિ. પાકી બાઈન્ડીંગનાં સોહામણા જૅકેટવાળા સોળ પુસ્તકો. એકંદર સોળસો પાનનુ વાંચન. ચાર સૅટમાં.
સૅટના રૂ. ૫–૦ ☆ ચાર સૅટના રૂ. ૨૦–૦ ☆ વી. પી. ખર્ચ બે રૂપિયા

બાલવિનોદ કાર્યાલય * ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ * મુંબઇ ૨

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

તંત્રી

ઈશ્વર પેટલીકર

મહા – ૨૦૦૫

## આ અંકની વિવિધ લેખનસામગ્રી




વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩, વિદેશમાં શિ. ૬.
માસિક દર મહિનાની તા. ૨૫ મીએ પ્રગટ થાય છે.
'પાટીદાર' કાર્યાલય, આણંદ

# પારેવાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

મહા ] જાન્યુઆરી-'૪૯ [ વર્ષ • ૨૬
સં. ૨૦૦૫ ] [ અંક • ૪


## પ્રગતિ

ગાડાના બળદને જેમ મજલ કાપવાની હોય છે તેમ માનવીને પણ આ જગતમાં લાંબી મજલ કાપવાની છે. ગાડાના બળદને ખાલી મજલ કાપવાની નથી પણ ગાડામાં ભરેલો બોજો વહીને કાપવાની છે. તેમ મનુષ્યને માથે પણ બોજો છે. પુરુષ હોય તો પતિ તરીકેનો, પિતા તરીકેનો, અને સ્ત્રી હોય તો પત્ની તરીકેનો, માતા તરીકેનો. આમ આ બોજો તો લિંગ ભેદનો જ થયો. પણ તે ઉપરાંત દરેકને પોતાનાં બીજાં કાર્યો હોય છે. વેપારીને વેપારનું, શિક્ષકને કેળવણીનું, નોકરને સેવાનું, આગેવાનને દોરવણીનું, ધર્મગુરુને ધર્મનું; આમ દરેક માણસ ઉપર કંઇ ને કંઇ બોજો છે. અને જે માણસ પાસે આવો કોઇ બોજો નથી, તે મનુષ્ય નથી. આ દરેકના જુદા જુદા બોજાને એક શબ્દમાં સમાવી લેઇએ તો દરેકને પોતપોતાની જવાબદારી છે એટલે દરેક મનુષ્યને સંસારમાં જવાબદારીસહ લાંબીટૂંકી મજલ કાપવાની છે.

એ રીતે જોતાં, જે સમાજમાં કે વ્યક્તિમાં ગઇ કાલે જવાબદારીનું ભાન નહોતું, તેનામાં તે ભાન આજે જો આવ્યું હોય; અને જેમામાં ગઇ કાલે એ ભાન હતું તેનામાં આજે તે વધુ ઊંડું બન્યું હોય તો તે પ્રગતિશીલ છે એમ કહેવાય.

પ્રગતિ એટલે ભાન સહિત જવાબદારી અદા કરવા તરફ ગતિ.

नारायण

# ડાંગે માર્યા

ઈશ્વર પેટલીકર

સ્ટેશન આવ્યું એટલે ગાડી ઊભી રહી. દસેક માણસોને હાથકડી કરી પોલીસ લાવી હતી એ પ્લૅટફૉર્મ પરના દૃશ્ય તરફ ગાડીમાંના ઉતારુઓની નજર જતાં જે તે ડોકિયું કરી જોવા લાગ્યા—પૂછવા લાગ્યા : 'કોણ છે? શું છે?'

છેલ્લો ડબ્બો પ્લૅટફૉર્મની બહાર હતો, એટલે નવા ઉતારુઓનો ધસારો એટલે સુધી ન ગયો. ડબ્બામાં જે ચાર મુસલમાન હતા એ ઉતર્યા એટલે જગ્યા મળશે માની ત્રણ નવા ઉતારુઓ પ્લૅટફૉર્મ ઊતરી ત્યાં બેસવા જઈ પહોંચ્યા.

મુસલમાન ઉતારુઓ ઊતરી રહ્યા ને નવા ચડી રહ્યા એટલે બીજા નવીન ચડી આવવા લલચાય નહિ એ માટે એક ઉતારુ પાણી લેવા ગયો હતો છતાં બારણા પાસે બેઠેલા ઉતારુએ બારણું જોરથી બંધ કર્યું. અંદર નજર કરી તો એના ખાનામાં, પાછલા ખાનામાં પણ, કોઇ મુસલમાન હોય તેમ લાગ્યું નહિ. એટલે પેલા ઊતરી ગયેલા મુસલમાન ઊતારુઓએ કેળાં, મોસંબી ખાઇ જે છોતરાં ડબ્બામાં પાડ્યાં હતાં તે તરફ આંગળી કરી એણે કહ્યું : 'એમના બાપની ગાડી હોય તેમ કેટલી ગંદકી કરી મૂકી અહીં !'

એ મુસલમાન ભાઇઓએ જ્યારે એ કચરો પાડેલો—ગંદકી કરેલી ત્યારે બધા જોઇ રહ્યા હતા, પણ કોઇએ વાંધો લીધો ન હતો. વળી એવી ગંદકી મુસલમાનો કરે છે ને હિંદુઓ નથી કરતા એવું પણ નથી. પરંતુ એ બહાનું બીજી કોમ પ્રત્યે પોતાનો ધિક્કાર વ્યક્ત કરવાનું એક નિમિત્ત હતું એટલું જ.

નવા આવેલા ઉતારુઓમાંથી એક તરત બોલી ઊઠયો : 'હિંદુ મુસલમાનની તકરારને લીધે આ ગાડીમાં જ પોલીસ દસ જણને પકડી જાય છે ને!'

પાણી લેવા ગયેલ ઉતારુ બહારથી જ બારીમાં ડોકું ઘાલતાં બોલ્યો : 'જોડેના ગામમાં મસ્જિદ આગળ વાજાં વગાડવાના કારણે તોફાન થયું છે. ચાર હિંદુ ને છ મુસલમાનને પોલીસ પકડી લાવી છે. આ ગાડીમાં જ છે.'

નવા આવેલા ઉતારુઓએ બીજું કારણ સાંભળ્યું હતું, એટલે એક જણે કહ્યું : 'મસ્જિદની તકરાર તમને કોણે કહી? અમે પ્લૅટફૉર્મ ઉપર અર્ધો કલાકથી સાથે હતા. ખેતરની સરહદની તકરારને લીધે, અંદરઅંદર વેરઝેરને લીધે મારામારી થઇ એવું અમે તો સાંભળ્યું હતું.'

બારણા પાસે બેઠેલા, જેમણે પ્રથમ વાત ઉપાડી હતી, તે બોલ્યા : બીજાં તે કારણ હોય, પણ મુસલમાનો પાપ છે તે તો ચોક્કસ હકીકત છે.'

બીજા ભાઇ એના અનુસંધાનમાં બોલ્યા : 'આપણી કૉંગ્રેસ આવલી કે ત્યાં આપણે શું કરીએ ? એકએક મિયાંભાઇ 'પાકિસ્તાન લેકે રહેંગે' બોલતો હતો. હવે પાકિસ્તાન આવ્યું તો હિંદુસ્તાનમાં એક પણ મિયાંભાઇ શું કામ જોઇએ ?'

ત્રીજા ભાઇ : 'બરાબર છે. પાકિસ્તાનમાં હિંદુઓને રહેવું સહીસલામત નથી. ત્યાંથી આપણા લાખો–કરોડો હિંદુ ભાઇઓ ઘરબાર મૂકીને આ દેશમાં ભિખારી તરીકે આવ્યા ને અહીં મુસલમાનો અમનચમન કરે છે !'

ચોથા ભાઇ : 'એ સાપના કણાને દૂધ પાઈ ઉછેરવા જેવું આ કૉંગ્રેસ સરકાર કરી રહી છે. હમણાં એ લોકો નરમ લાગે છે તેનું કારણ એ નહિ કે એમનો હૃદયપલટો થયો છે. બધા આગેવાનો પાકિસ્તાનમાં ગયા એટલે નવા પેદા થતાં સુધી એ દબાઈ રહેશે. પછી એ સાપ કરડવાનું શરૂ કરશે!'

વાતને આમ એક બાજુ, અને તે ય પ્રત્યાઘાતી બનતી જતી જોઇ, મૌન રહી સાંભળી રહેલા એક ભાઇ બોલ્યા :'જો આમ આપણે અરસપરસ ઝેર રાખ્યા કરીશું, ઝેર ઓકયા કરીશું, તો દેશનું ભલું નહિ થાય. દેશમાં જે લોહી રેડાયું તે તો ભાગલા પાડીને રાજ્ય કરવાની નીતિ અંગે બંનેને પાયેલું ઝેર હતું. એ ઝેરનું છેલ્લી કક્ષાનું વૉમિટ થઇ ગયું. એ ગયો, ઝેર નીકળી ગયું, હોજરી ચોખ્ખી થઈ. હવે આપણે ભૂતકાળ ભૂલી નવું ઝેર ન પેદા કરીએ તો જ દેશનો જયવારો છે.'

બધાની નજર એ ભાઈ તરફ મંડાઇ હતી. કાળી ટોપી ને મિલનાં કપડાં એણે પહેરેલાં હતાં. જો ખાદીધારી હોત તો વચ્ચે જ કોઇ બોલી ઊઠયું હોત કે તમે કૉંગ્રેસીઓ જ દેશનું સત્યાનાશ વાળવા બેઠા છો. પણ એવો હુમલો થાય એમ ન હતો એટલે સૌ વચ્ચે બોલ્યા વગર વાતને પૂરી સાંભળી રહ્યા.

એના જવાબમાં, બારણા પાસે બેઠેલા, જેમણે ચર્ચા ઉપાડી હતી તે પહેલા ભાઇ બોલ્યા :'તમે, મિસ્ટર, ગુજરાતમાં બેઠા છો અને તોફાનોની તડકીછાંયડી જોઇ નથી એટલે પરોપદેશે પાંડિત્યમ્ કરો છો. મારી જેમ પાકિસ્તાનમાં હોત, લુંટાયા હોત અને આવું બોલતા હોત તો મરદ બકત.'

પેલા ભાઇ એને કંઇ જવાબ આપે તે પહેલાં બે–ત્રણ જણ સામટા બોલી ઊઠયા :'હેં ? તમે પાકિસ્તાનમાં હતા ? જરા ત્યાંની વાત તો કરો!'

એ ભાઈ બોલ્યા : 'શું વાત કરું ? આ ભાઇ જે ડહાપણની વાત કરે છે તેવું મને ય બોલતાં આવડે છે, પણ પાકિસ્તાનના પાપે લાખોની મિલકત લૂંટાઇ ગઈ. ત્રણ પેઢીનો ધંધો ગયો, બંગલાઓ ગયા, સાત લાખ રૂપિયાની મિલકત ફના થઈ ગઇ, હજારોની આવકનો ધંધો ગયો!'

ડબાનું વાતાવરણ એકદમ ગંભીર બની ગયું. બોલનાર ભાઈના મોં ઉપર દુઃખનાં વાદળ છવાઇ ગયાં. જાણે હમણાં એમની આંખોમાંથી આંસુ વહી આવશે એવી કરુણા આંખોને ઘેરી વળી. એકે સવાલ કર્યો: 'ક્યાં હતા તમે ?'

પેલા ભાઈ: 'કરાંચીમાં. ત્યાં અમારો ત્રણ પેઢીનો વેપાર. એને જ અમે અમારું વતન માનેલું. ગુજરાતમાં આગ આવવું પડશે એની કલ્પનાયે નહિ. કમાતા ગયા તેમ વેપાર ત્યાં વધાર્યો, મિલકત ત્યાં વસાવી, બંગલા ત્યાં બાંધ્યા. એ બધું મૂકીને અહીં આવ્યા હોઇશું તે અમારા દિલમાં શું થતું હશે?'

'ખરું છે;' એમને ટેકો આપતાં એક ભાઇ બોલ્યા: 'પેટનું છોકરું પૈસા માટે રડી મરે તોય એને આપતા નથી, અને આમ મિલકત લૂંટાઈ જાય એ શે વેઠાય? હું તમારા મતનો છું. આ દેશમાં ખરી રીતે એકે મુસલમાનને રહેવા દેવો ન જોઇએ. કૉંગ્રેસને બહુ દયા આવતી હોય તો ઢંઢેરો બહાર પાડે કે અમુક તારીખ સુધીમાં મુસ્લિમોએ હિંદ છોડી જવું અને તે પછી જે કોઈ અહીં હશે તેની કતલ કરવામાં આવશે!'

'સરકાર તો ઢંઢેરો બહાર પાડી રહી;' કરાંચીવાળા ભાઇએ કહ્યું: 'પણ મેં તો ઢંઢેરો બહાર પાડ્યો છે . . .' આગળ બોલતાં એ ભાઇ અટક્યા. એમની નજર ચોમેર ફરી.

એમનું મન કળી જતાં વળી એક ભાઈ બોલ્યા: 'તમારા પહેલાં મેં ખાતરી કરી છે, કોઇ મિયાંભાઇ ડબામાં નથી કહી નાખોને; તમારો ઢંઢેરો અમે પણ સાંભળીએ તો ખરા.'

બીજા ભાઇ વચ્ચે બોલ્યા: 'આપણે લોકો આમ બી બીને વાત કરીશું ત્યાં સુધી માર જ ખાવાના છીએ. ડબામાં મુસલમાન હોય તોપણ આપણે એમની શું કામ સાડાબાર રાખવી જોઇએ? પાકિસ્તાન મુસલમાનોનું છે, તેમ હિંદુસ્તાન હિંદુઓનું છે. હિંદુઓના બોલ સંભળાય તો તેઓ અહીં રહે, નહિ તો ચાલ્યા જાય એમના પાકિસ્તાનમાં!'

'તમારું કહેવું ખરું છે.' ત્રીજા ભાઇએ ટેકો આપ્યો, અને આ વિચારસરણીનો વિરોધ કરનાર પેલા ભાઇ તરફ કટાક્ષ કરતાં કહ્યું:'એમ હોય તો મિસ્ટર, તમે કાનમાં આંગળીઓ ઘાલી દો એટલે તમારા દયાવાળા હૃદયને દુઃખ ન થાય!'

પેલા ભાઇએ એ કટાક્ષનો જવાબ ન આપતાં મોં મલકાવ્યું.

એનો અર્થ પોતાની રીતે કરતાં એક ભાઇ બોલ્યા: 'એ ય છેવટ તો હિંદુ જ ને? ન્યાયની રીતે ભલે એ ઉદારતાની વાત કરે, પણ લોહીના સંબંધે એમને પણ હિંદુઓનું જ લાગે.' અને કરાંચીવાળા ભાઇને યાદ દેવડાવતાં જણાવ્યું: 'તમારો ઢંઢેરો તો જણાવો.'

પેલા ભાઈ ધીમેથી, અચકાતાં બોલ્યા: 'મોટી મિલકતમાંથી જે બે લાખ રૂપિયા બચ્યા છે, તે પણ ફના કરી નાખવાની મારી તૈયારી છે. જે કોઇ એક મુસલમાનને મારી નાખે તેને એક હજારનું ઇનામ આપવા હું એ બે ય લાખ રૂપિયા ખર્ચી નાખવા તૈયાર છું.'

એક ભાઈએ ટેકો આપતાં કહ્યું: 'તમારો ઢંઢેરો ખોટો નથી. માલદાર બધા જો આમ કરે તો એક મુસલમાન આ દેશમાં જીવતો ન રહે.'

વિરોધમાં પડનાર પેલા ભાઈ એમની જગાએથી ઊભા થયા, બધાની નજર એ બાજુ ખેંચાઇ. એ બે ડગલાં ખસીને બારણા પાસે બેઠેલા કરાંચીવાળા ભાઇની નજીક આવ્યા. એમની સામી પાટલીએ બેઠેલા ભાઇને ઇશારત કરી જગા આપવા કહ્યું. દરેક થોડુંથોડું ખસ્યા. કરાંચીવાળા ભાઇની બરાબર સામે એમણે બેઠક લીધી.

બધા સમજ્યા કે એ ભાઇ પોતાની દલીલથી હિંસા ખોટી છે, વેરઝેર ખોટું છે, એમ સમજાવવા એટલા નજીક ગયા હશે. એટલે સ્વાભાવિક રીતે સૌ એ ભાઇ હવે શી દલીલ કરે છે તે સાંભળવા એમના ભણી ઉત્સુકતાથી તાકી રહ્યા.

એ બોલ્યા: 'તમારા હજાર રૂપિયા અકબંધ રહે, ખર્ચ ન થાય ને તમારા મનની મુરાદ પૂરી થાય એવો રસ્તો હું બતાવું!'

બધાના ડોળા ફાટી ગયા. આવું એ ભાઈ કહેશે તેમ કોઇએ કલ્પ્યું ન હતું. કરાંચીવાળા ભાઈ પણ ગભરાયા. કંઇ જવાબ ન આપી શક્યા.

પેલા ભાઇ આગળ બોલ્યા: 'હું તમારી સામે જ બેઠો છું. કોઇને કામ સોંપવાની જરૂર નથી. હું મુસલમાન છું. મને તમે જ મારી નાખો. ડબામાં બધા હિંદુઓ છે એટલે તમને કોઇ પકડાવનાર નથી!'

બધા પૂતળાંની માફક પોતપોતાની જગાએ જડાઇ જ ગયા! કોઇના મોંમાંથી વાચા ન ખુલી. પણ સૌ કરતાં અજાયબ એ બન્યું કે કરાંચીવાળા ભાઇએ સામો જવાબ આપવાને બદલે છૂટે મોંએ પોક મૂકી!

પેલા ભાઇએ આશ્વાસન આપતાં કહ્યું: 'રડો નહિ. તમારી માલ-મિલકત લૂંટાઇ ગઇ એટલે તમને ઝેર આવે તે હું સમજું છું. વેર ઉત્પન્ન થાય ત્યારે માણસ ગમે તેવું પગલું ભરે છે. પણ મારે જે કહેવાનું તે

એટલું જ કે થોડા લોકોએ ગાંડપણ કર્યું, તેનો દાખલો લઇ આપણે સૌ ગાંડપણ કરીએ તો દેશ ખલાસ થઇ જાય, સ્વરાજ્ય આવ્યું ન આવ્યું થઇ જાય અને એક નહિ તો બીજી પરદેશી સત્તા આપણા માથે આવી ગુલામી આપણા કપાળમાં કાયમ કરે.'

હજુ કોઇકાઇને એ ભાઇનો હિંદુ જેવો પોશાક જોઇને શંકા જતી હતી કે આમ કરી એ પોતાનો પક્ષ જીતી તો નહિ લેતા હોય? એ દષ્ટિને પારખી જતાં એ મુસલમાન ભાઇ બધાના સામે જોઈ બોલ્યા: 'મારો પહેરવેશ અને બોલી હિંદુ જેવાં છે એટલે હું હિંદુ હોવા છતાં મુસલમાનનો વેશ ભજવી રહ્યો છું તેમ ન માનતા. હું મુસલમાન જ છું.'

કોઈકાઇને ચટપટી થવા લાગી કે રખેને આવતા સ્ટેશને ગાડી ઊભી રહેશે ત્યારે આ ભાઇ પોલીસને ફરિયાદ કરશે તો! બધા એકબીજા સામે તાકી રહ્યા. ઘડી પહેલાં મુસલમાન હોય તો પણ ન બીવાની વાત કરનાર ભાઇ પણ મોંમાંથી એક શબ્દ સરખો યે બોલી ન શક્યા.

કરાંચીવાળા ભાઇ આંસુ લૂછી નાખી દયાપૂર્ણ સ્વરે બોલ્યા: 'સાચે જ ભાઇ, મને મુસલમાનો પ્રત્યે પહેલાં બિલકુલ ધિક્કાર ન હતો. કરાંચીમાં તો અમે ભાઇભાઈની જેમ રહેતા હતા, પણ માણસને ઘરબાર અને માલમિલકત છોડવાં પડે ત્યારે એના હૃદયમાં વેર વસ્યા વગર નથી રહેતું.'

પેલા મુસલમાન ભાઈએ કહ્યું: 'તમારા કરતાં વધારે કડવો અનુભવ મને થયેલો છે. તમારી મિલકત ગઈ છે, ત્યારે મારું તો સર્વસ્વ ગયું છે. એટલે વેરઝેર અંતરમાં આવી વસે તે હું સમજું છું. પણ એ વેરઝેર તમે ને હું આમ જ્યાં ત્યાં ઓકીએ તો એથી વેરઝેરનો વધારો થાય. આપણે સૌ માણસ છીએ એટલે વેરઝેર અંતરમાં આવે તો એને બહાર કાઢી નાખવા પ્રયત્ન કરવો જોઇએ—એને અંદર આસન આપી આપણા ઉપર હુકમ બજાવવા ના દેવો જોઇએ.'

બોલનાર ભાઇ મુસલમાન હતા, છતાં એમની નમ્રતા, દિલની નિખાલસતા અને વાત કરવાની રીત જોતાં, મુસલમાનો પ્રત્યેનો શરુઆતનો ધિક્કાર સૌનામાંથી ઘડીભર ચાલ્યો ગયો હોય તેમ લાગ્યું. એક જણે અધીરાઇ બતાવતાં કહ્યું: 'તમારી વાત તો કરો. અમે જાણીએ તો ખરા કે તમારા જેવા મુસલમાનો પણ છે.'

પેલા મુસલમાન ભાઈએ કહ્યું: 'મારી વાત તો હું કહીશ એટલે તમને બધાને ખ્યાલમાં આવશે. કરાંચી તો દૂર પડ્યું છે, એટલે આપણે કલ્પના જ

કરવાની છે. આ તો આપણા ઘરઆંગણાની વાત છે. પણ એ કહેવા પાછળ મારો ઉદ્દેશ એવો નથી કે મુસલમાનો સારા છે અને હિંદુઓ નથી. પહેલાં કહ્યું તેમ, આ વેરઝેર પરદેશી સરકારનો વારસો છે. એ જતાં આપણે એને ચાપરી નાખ્યાં. હવે આપણે અંદરઅંદર નવાં બી ન વાવીએ એટલું જ મારે કહેવું છે.'

પોલીસને ફરિયાદ કરશે એવી જેમને શંકા આવી હતી, તેમને થયું કે ના, ના, એવી કોઈ ફરિયાદ કરે એવો હોય તેની વાણી આવી નમ્ર ન હોય, વિચાર ઉમદા ન હોય.

પેલા મુસલમાન ભાઇ બોલ્યા: 'આપણામાં જેમ કહેવત છે કે ડાંગે માર્યાં પાણી કંઈ જુદાં ન થાય, તેમ હિંદુસ્તાનના ડાંગે માર્યા ભાગલા કદી ન થઇ શકે. પાકિસ્તાન ભલે આજે હિંદથી જુદું થયું, પણ એક દહાડો એવો આવશે કે, એ ભાગલા સંધાઇ જશે. અને એ ભાગલા આપણે જેટલા જલદી વેરઝેર ભૂલી જઈશું તેટલા વહેલા સંધાઈ જશે.'

એક ભાઇએ હસીને કહ્યું: 'એવો બધો તો બોધ નેતાઓ રોજ આપે છે. એથી તો કંઈ અસર થતી નથી. પણ તમારા જેવા માણસોનો પ્રસંગ જાણવા મળે તો વળી એ વેરઝેર જલદી ભુલાય પણ ખરાં.'

મુસલમાન ભાઇએ કહ્યું: 'ગયા (૧૯૪૭ના) નવેમ્બરમાં વસોમાં તોફાન થયું તે તો તમને ખબર હશે.'

એક ભાઈ બોલી ઊઠ્યા: 'સારી રીતે. ૫૦–૬૦ ઘર મુસલમાનોનાં બાળી દીધાં. છાપામાં એ બધું વાંચેલું.'

બીજા ભાઇએ પૂછ્યું: 'તમે વસોના છો?'

પેલા મુસલમાન ભાઈએ કહ્યું: 'હા.'

એક જણ એ પ્રસંગની સ્મૃતિ તાજી થતાં બોલ્યો: 'હિંદુઓ ગાંડા થાય છે ત્યારે મુસલમાન કરતાં ઊતરતા નથી. ૫૦–૬૦ ઘર બાળી દીધાં, ને પાંચ છ જણને બાળી દીધા. તે સૌ કરતાં નીચ કૃત્ય તો એક પવિત્ર ને હિંદુ-મુસલમાનનો જેને ભેદ નહોતો તેવા વૃદ્ધ નૂરભાઇને બાળી મૂક્યા તે છે.'

એક જણે પૂછ્યું: 'એ નૂરભાઇ કોણ હતા?'

પેલા ભાઇ બોલ્યા: 'હું કંઇ ઠીક એમને ઓળખતો નથી. છાપામાં તે અરસામાં વાંચેલું. એ મુસલમાન ભલા અને પવિત્ર હતા. હિંદુઓમાં પણ એમનું એટલું બધું માન હતું કે બધા 'નૂરભાઇ ચાચા' કહીને જ

બોલાવતા. દરબાર ગોપાળદાસ દેસાઈને હસાની ગાદી પાછી સોંપાઇ તે વખતે, વસો ગામે નરભાઇના પ્રમુખસ્થાને એમને અભિનંદન આપ્યાં હતાં. એવા પુરુષને તે પછી થોડા વખતમાં જ હિંદુઓ ગાંડા થઇ જીવતા બાળી દે, ને પોતે જીવવા ધાર્યું હોત તો છુપાઇને જીવી શકત. છતાં એ વૃદ્ધ પુરુષ વીરની માફક એ ગાંડા ટોળાને અવિચારી કૃત્ય ન કરવા સામી છાતીએ બોધ આપવા નીકળી મૃત્યુને વરે, એ કૃત્ય તો, ખરેખર હિંદુઓ માટે લાંછનરૂપ છે.'

પેલા મુસલમાન ભાઈ બોલ્યા: 'એ બધું સાચું છે, છતાં એ કૃત્ય જ્યારે અમુક હિંદુઓએ કર્યું ત્યારે બીજા હિંદુઓએ અમને છુપાવીને અમારા જીવ પણ બચાવ્યા છે. મતલબ એ છે કે, જેણે જેણે આમ કર્યું તેણે પોતાના અંગત વેર ખાતર કંઇ કર્યું નથી. ખોટી સમજને ખાતર દેશને નામે કર્યું છે. એવું સૌથી મોટું કૃત્ય બાપુની હત્યા છે.'

વાતાવરણ આખું બદલાઈ ગયું હતું. પહેલાં જ્યાં મુસલમાનો પ્રત્યે ધિક્કાર હતો, ત્યાં હિંદુઓ પણ એવા છે એવી સ્થિતિ આવી ગઇ હતી; મુસલમાન પણ સારા છે એવું મનમાં વસ્યું હતું.

પેલા મુસલમાન ભાઇ બોલ્યા: 'એટલે પાકિસ્તાનમાં લૂંટાનાર અને સગાંના જાન ખોનાર હિંદુઓ અને હિંદુસ્તાનમાં લૂંટાનાર અને સ્નેહીઓના જાન ખોનાર મુસલમાનો, દેશને ખાતર દીધેલા બલિદાન ખાતર ગૌરવ લે-દુઃખી ન થાય અને એ ગૌરવ બીજાને પાય તો બલિદાનથી ઊભા થયેલા રાષ્ટ્રનું ભાવિ ઉજ્જવળ થશે. ઇતિહાસ કહે છે કે જે રાષ્ટ્રો બલિદાન ઉપર ઊભાં થયાં છે તેજ પ્રજાને તારે છે, જે લૂંટ ઉપર ઊભાં થયાં છે તે પ્રજાને પાયમાલ કરે છે.' આમ કહી પેલા કરાંચીવાળા ભાઈ સામે જોઇ એમણે ઉમેર્યું: 'માટે તમે, ભાઈ મિલકત લૂંટાઇ એમ ન માનો, દેશને ખાતર મિલકતનું બલિદાન આપ્યું માની ગૌરવ અનુભવો. બલિદાન એ મોટું ધન છે. એનાથી ભલે રાચરચીલું ન ખરીદાય કે પેટનો ખાડો ન પુરાય, પણ એથી માણસાઇને પોષણ મળે છે. અને જેનામાં માણસાઈ છે તેની પાસે સર્વ છે.'

બધાનાં મોં ઉપર ભાવનાનો હર્ષ છવાઈ ગયો. એકે પૂછ્યું: 'તમે શું ગુમાવ્યું છે તે તો કહ્યું જ નહિ?'

મુસલમાન ભાઇએ કહ્યું: 'નરભાઇ મારા પિતા થાય!'

'કુમાર' (એક સત્ય પ્રસંગને આધારે)

# કારમી દશા

## બબલભાઈ મહેતા

શ્રી બબલભાઇ મહેતા ગુજરાતના જુવાન પેઢીમાંના એક મૂગા સેવક છે. એમણે હમણાં ભાલ પ્રદેશમાં જે કારમી દશા જોઇ તે સાંભળી જાય તેવી નથી, પછી જોઇ તો જાય જ શી રીતે? છતાં એ સ્થિતિ ત્યાંની પ્રજા વેઠી રહી છે! ગુજરાતનું ગૌરવ કરતા કેટલા ગુજરાતીઓને ભાલની આ દશાની ખબર છે?



અમદાવાદ જિલ્લાના ભાલિયા ઘઉં જાણીતા છે. લોકો સ્વાદે સ્વાદે એ ઘઉંના મીઠી રોટલી જનાવીને ખાય છે. પણ એ ભાલ પ્રદેશ ક્યાં આવ્યો છે, એની રચના કેવી છે કે એ ઘઉં પકવનાર લોકો કયી રીતે દહાડા કાઢતા હોય છે એ વિષે આપણામાંથી બહુ થોડા જાણતા હોય છે.

ધોળકા અને ધંધુકા તાલુકાનાં લગભગ ૭૫ ગામોનો પ્રદેશ એ ભાલ પ્રદેશ ગણાય છે. જેમ ભાલ (કપાળ)માં વાળ નથી હોતા એમ ભાલ પ્રદેશમાં ઝાડ નથી. માઇલોના માઇલો સુધી એક સીધો સપાટ વેરાન જેવો પ્રદેશ પડ્યો છે. ક્યાંક ક્યાંક આવળ, ઝીપટા, બાવળિયા, કેરડા, ખિજડિયા કે નીચા વરખડાના છોડો ત્યાં નજરે પડે છે અને પાંચસાત માઇલને અંતરે નાનાં નાનાં ગામડાંઓ અને ઢોરોનાં ટોળાં ચરતાં દેખાય છે.

ચોમાસામાં આખો પ્રદેશ પાણીથી ઢંકાયેલો હોય છે. કેમ કે ભાદર, પીંજરિયા, હાઠી, તિલકા અને ઉતાવળી નામની નદીઓ એકદમ છીછરી બનીને આખા ભાલ પ્રદેશમાં રેલાય છે. ચોમાસામાં બહાર નીકળવું પણ મુશ્કેલ. ચારે બાજુ પાણી ભરાયેલું હોય ત્યાં ખેતી કરવાની વાત તો ક્યાં રહી જ.

આને પરિણામે શિયાળામાં એ લાંબા પહોળા વિસ્તારવાળા પ્રદેશમાં જ્યાં ત્યાં આંખને ઠારે એવા લીલાછમ ઘઉં અને ચણાના છોડો હિલોળા મારતા દેખાય છે અને ત્યાંનાં ગામોનાં તેમજ સીમનાં છીછરાં તળાવ-તળાવડાંમાંથી પીવાનું પાણી મળે છે. એ શિયાળુ પાકને લીધે ત્યાંનાં ગામડાંઓમાં વસ્તી છે અને એ ખડતલ અને મહેનતુ વસ્તીને લીધે એ ભાલ પ્રદેશની આબાદી છે.

ઘઉંનો પાક લેવાયો અને સૂર્ય નારાયણે એમનું ઉગ્ર રૂપ ધારણ કરવા માંડ્યું એની સાથે જ ભાલ પ્રદેશ એનું બિહામણું સ્વરૂપ ધારણ કરે છે

અને ત્યાંનું જીવન કષ્ટમય બનાવી મૂકે છે. ઉનાળાના ધોમ તાપમાં તળાવડાં સૂકાઇ જાય છે. ક્યાંક ક્યાંક કૂવા ખોદાયા હોય છે. એનાં પાણી ઊંડાં ઊતરી જાય છે અને વેરાન ભૂતળ ઉપર ભ્યાંલાં ઝાંઝવાનાં જળ અને એમાંથી ઊભાં થતાં રંગબેરંગી દૃશ્યો દેખાવા લાગે છે. વૈશાખ જેઠમાં કેટલાક કૂવા પણ સૂકાઇ જાય છે. એ વખતે કોઇ કોઈ જગ્યાએ મીઠા ભૂગર્ભવાળી જમીન હોય છે એજ પાણીના દુઃખનું નિવારણ કરે છે.

ઉનાળાના ધોમ તાપમાં પીવાનું પાણી લેવા માટે પાંચપાંચ સાતસાત માઇલ દૂર જવું પડે એ કલ્પના જ થથરાવી મૂકે એવી છે. પણ એ તો ત્યાંની પ્રજાના ઉનાળે ઉનાળે થતા હાલ છે. આટલાં વર્ષો સુધી આપણે મીઠા ઘઉં ખાધા અને ભાલની મહેસૂલનાં નાણાં તિજોરીમાં જમા કર્યા છતાં ત્યાંની પ્રજાનાં દુઃખનો કોઇને વિચાર સરખો ન આવ્યો એ કેટલી દુઃખદ દશા છે!

છેલ્લાં પાંચસાત વર્ષથી મુનિશ્રી સંતબાલજીની નજર ભાલ નળકાંઠા ઉપર પડી છે. અને આપણે એ પ્રદેશમાં ભાલ નળકાંઠા પ્રાયોગિક સંઘ સ્થાપ્યો છે. ત્યાંના નપાણિયા મુલકમાં લોકોને સ્વાશ્રયને પંથે વાળીને ભાલમાં સામુદાયિક દૃષ્ટિએ આજ સુધીમાં કદી નહિ વિચારાયેલો એવો અજોડ પ્રયત્ન આદર્યો છે. એટલું જ નહિ પણ ભાલ પ્રદેશમાં મુખ્યત્વે વસતા લોકપાળ પટેલ (તળાજા કોળી) કોમમાં સાચી ધર્મદૃષ્ટિ ખીલાવી તેમને સામાજિક સુધારાને પંથે વાળવાનો એક બહુ જ પવિત્ર પ્રયત્ન થઈ રહ્યો છે.

આ પ્રદેશમાં પાણીનો પ્રશ્ન એ સૌથી મોટો પ્રશ્ન બની ગયો છે. એના ઉકેલ માટે એમણે શ્રી. છગનજ ભાલ નળકાંઠા જેવી સહાયક સમિતિ રચી છે અને એની મારફત પ્રવૃત્તિઓ ચાલી રહી છે.

આ પ્રદેશની પાણીની કાયમી મુશ્કેલી ટાળવા માટે સંશોધન સમિતિએ તૈયાર કરેલી જે યોજના મુંબઈ સરકાર પાસે મૂકવામાં આવી હતી તે ઉપરથી મુંબઇ સરકારે ધોળકામાં ભાલટ્રેક્ટ નામની ઑફિસ ખોલીને ભાલનાં ૬૨ ગામોને લગભગ એક કરોડ રૂપિયાના ખર્ચે પાઇપ લાઇન મારફત પાણી આપવા વિચાર કરે છે. આ લાઇનની કાચી સરવે થઇ છે. તેનાં ત્રણ કેન્દ્રો નક્કી કર્યાં છે. (૧) ઝાંપ (૨) જાળિયા (૩) રીંઝા. આ ત્રણ કેન્દ્રોએ ભાલનાં ૬૨ ગામોને પાણી આપવામાં આવશે એવી યોજના છે.

પણ એ યોજના અમલી સ્વરૂપ લે એ પહેલાં તો ભાલ પ્રદેશ ઉપર અસહ્ય આસમાની સુલતાની ઉતરી આવી છે. ગયા ચોમાસામાં ૧૫-૧૬ ઇંચને બદલે ફક્ત ૩-૪ ઇંચ જ વરસાદ પડ્યો. આથી નદીઓનાં પાણી

રેલાયાં નહિ. તળાવ ભરાયાં નહિ, શિયાળુ પાક, જેના ઉપર ભાલ પ્રદેશનો મુખ્ય આધાર હોય છે એ ઘણું કે ચણા ઓરાયા જ નહિ. આજે ભાલ પ્રદેશ ઘાસ, અનાજ અને પાણી એ ત્રણેનો દુકાળ અનુભવી રહ્યો છે.

હું પાંચ દિવસ પુરતો ભાલના દક્ષિણ વિભાગમાં ફર્યો. ત્યાં મેં શું શું જોયું એનું અહીં એક ચિત્ર આપીશ. એ ઉપરથી જ આપને ત્યાંની ભીષણ અને કરુણ હાલતનો ખ્યાલ આવી જશે.

તા. ૧૮-૧૨-'૪૮ની સાંજે હું ગુંદી પહોંચ્યો. ત્યાંના કૂવામાં બહેનો પાણી ભરતી હતી. પણ મેં જોયું કે એમાં ફક્ત મોટા લોટા ડૂબી શકતો નહોતો. લોકો કહેતા હતા કે હવે કૂવામાં આજે આવે છે એ વહેણ પણ ઓછાં થઈ જશે. પછી અહીં પણ પાણીની મુશ્કેલી ઊભી થશે.

ત્રીજે દિવસે સવારની ગાડીમાં શ્રી. રવિશંકર સાથે ભૂરખી સ્ટેશનેથી અમે ભાલનાં પાણી વિના અસહ્ય ત્રાસ ભોગવી રહેલાં કેટલાંક ગામડાંઓમાં જવા નીકળ્યા. ધંધુકા આવ્યું ત્યાં સુધી રેલવે આજુબાજુ ક્યાંયક લીલોતરી દેખાઇ. ધંધુકામાં ડૉ. પોપટલાલ અમારી સાથે જોડાયા. ગાડી જેમ આગળ વધવા લાગી એમ મુફલિસીનાં ચિન્હો નજરે પડવા લાગ્યાં. ઓરેલા ઘઉં જમીનના ભેજ વિના ચીમળાઈ જતા હતા. ભીમનાથ સ્ટેશન આવ્યું એટલે અમે ઉતર્યા. ત્યાં અમને સદ્દેશો મળ્યો કે સૌરાષ્ટ્ર સરકાર તરફથી ૨૫૦૦ ગેલન પાણીની એક ટાંકી રોજ સવારે બોળિયાથી પાણી ભરીને ભીમનાથ પહોંચતી કરવાનું ઠર્યું છે. એ મુજબ આજે પહેલી ટાંકી આવી ગઈ છે.

ભીમનાથથી અમે ખટારામાં બેઠા. ખટારો આગળ વધતો ગયો એમ ચારે ય બાજુ એ વેરાન પ્રદેશ દેખાવા લાગ્યો. ભીમનાથ નજીક એક જંગી કૂવો છે. એમાં ૧૮ કોસ ચાલતા હતા અને કૂવેથી ત્રણત્રણ માઇલ દૂર સુધી પાણી લઈ જઈને ખેડૂતો સુકાતા પાકને જીવાડવા મથી રહ્યા હતા. ત્યાંથી નવ માઇલે નાવડા આવ્યું. એ ગામની આખી સીમ પાણી રેલાયા વિનાની હતી એમ નજરે જોનાર કોઈ પણ કહી શકે એમ હતું.

નાવડા પ્રમાણમાં ઠીક હતું, પણ અઠવાડિયે રેશનમાં મળતો મેંદાનો લોટ લોકો લઇ આવતા પણ તળાવની મજૂરીમાં મળતી દસ આનાની રોજી આ મોંઘા લોટ માટે અધૂરી પડે છે.

ત્યાંથી અગિયાર માઇલ ભાણગઢ આવ્યું છે. એ આજુબાજુનાં ગામો માટે પાણીનું ટાંકુ ગણાતું, પણ આજે ત્યાં ય પાણી નથી. તળાવમાં જેસો

જેટલા કૂવા ખોદ્યા છે. અઠવાડિયે દસ દિવસે ખોદેલા કૂવાનું પાણી ખારું થાય છે તેમ નવા કૂવા ખોદાતા જાય છે. અમે પહોંચ્યા ત્યારે રાત પડવા આવી હતી. કૂવાનું પાણી બીજા કોઈ ન લઇ જાય એ માટે ખાટલા પાથરીને આ શિયાળાની ઠંડીમાં લોકો ચોકી કરતા હતા. તળાવમાં કેટલા કૂવા ખોદ્યા છે? એના જવાબમાં ત્યાંના મુખીએ કહ્યું કે આખું તળાવ કાણું કરી નાખ્યું છે! કૂવાનો ક્યાં પાર છે?

ત્યાંથી અઢી માઇલ દૂર આવે છે મહાદેવપરા. રાત્રે નવના આશરે અમે ત્યાં પહોંચ્યા. પણ એ વખતે ય લોકો દેગડાં, માટલાં વગેરે લઇને ફરી વળ્યા અને ઘાસની તાપણીના અજવાળે પાણી વહેંચાયું. એ વખતે ત્યાંનાં ભાઇબહેનોનાં મોઢાં ઉપર કેવા કેવા ભાવો હતા એ તો જોનાર જ જાણી શકે.

દસ વાગે અમે ધોલેરા પહોંચ્યા. ધોલેરા બંદર સડક અને બાગને અભાવે ખડી પડ્યું છે. ૧૮૮૫ની સાલમાં જે બંદરની વસ્તી ૧૬ હજારની હતી ત્યાં આજે માત્ર ૪ હજારની છે. ત્યાંનો વેપારધંધો રવડી ગયો છે. બજારના વિશાળ રસ્તાઓ આટલી વસ્તીમાં વધારે વિશાળ લાગે છે. ધોલેરાના ચારે બાજુથી બાંધેલા તળાવમાં પાણીનું ટીપું યે નથી. ૫૦-૭૫ કૂવાના ખાડા ખોદાયા છે. એમાંના કેટલાકમાં મીઠું, ખારું અને ખરસટું પાણી છે. વધારે મીઠું પાણી જોઇતું હોય તો એ ત્યાંથી અડધો માઇલ દૂર સાબર તળાવના ખાડામાંથી પાણી ભરી મંગાવે છે.

બીજે દિવસે બપોરના તાપમાં આ ભાલ પ્રદેશનું વધારે રુદ્ર સ્વરૂપ દેખાયું. એમાં કોઇ કોઇ સ્થળે પડેલાં ઢોરનાં હાડપિંજરો, ઝાંઝવાના જળના કૃત્રિમ દેખાવો અને એમાં ભૂલાં પડેલાં કોઇ બેચાર હરણો એ દેખાવની ભયંકરતામાં વધારો કરતાં હતાં. ઉનાળાની લૂ વખતે અહીં શું થશે?

રાહા તળાવમાં આજે પહેલવહેલું જ પાણી આવી પહોંચ્યું. ત્યાંના લોકોએ વાયકા સાંભળી હતી કે મોટરમાં પાણી આવવાનું છે પણ જ્યારે મોટર ખરેખર આવી જ પહોંચી ત્યારે એમના હર્ષનો પાર ન રહ્યો. દરેક ઘરમાંથી આબાલવૃદ્ધ સૌ વાસણ લઇલઇને મોટરને ફરી વળ્યાં. ટોળાંને હારમાં ગોઠવ્યું, પણ સંખ્યા જોતાં પાણી બધાંને પહોંચે એવું ન લાગ્યું. એટલે કહ્યું કે ઘરદીઠ ઘડો ઘડો પાણી મળશે. એક ભાઇ બોલી ઊઠ્યા, ભાઈસાબ આજે ધરાઈને એક વાર પીવા જેટલું તો પાણી મળશેને તો ય તમારો પાડ! કેટલી કરુણ દશા!

# જ્ઞાતિઓનું ભાવિ

ડાહ્યાભાઇ મનોરભાઇ

જ્ઞાતિઓ તૂટી રહી છે ત્યારે એના તરફની આપણી મમતા હોય એમ જ્ઞાતિસંસ્થાઓ વધતી જાય છે! જ્ઞાતિનાં અલાયદાં ગૃહો–વિદ્યાર્થી-ગૃહો, અતિથિગૃહો વગેરે વધતાં જાય છે અને જ્ઞાતિના રિવાજો પણ વધારે કડંગા થતા જાય છે; એ વાતને લક્ષ્યમાં રાખવા છતાં જ્ઞાતિઓ તૂટી રહી છે એની ના પાડી શકાય એમ નથી. ચાલતા આવેલા ચીલામાંથી બહાર નીકળવાનું સામાન્ય માણસનું ગજુ નથી એટલે ઉપરઉપરથી જોતાં જ્ઞાતિ સંસ્થાઓમાં ક્યાંય ગાબડું પડેલુ જણાતું નથી. તેમ છતાં તે તૂટી રહી છે અને દિવસે દિવસે વધારે તૂટતી જાય છે એવી વિચિત્ર લાગણી આપણા મનમાં વારંવાર થયા કરે છે.

આ પરસ્પર વિરોધી કથનને આપણી રાજકીય ગુલામી સાથે સરખાવી શકાય. અપવાદ બાદ કરતાં ગયા દશકામાં લગભગ આપણે બધા કોઠે પડેલી ગુલામીમાંથી છુટવાની વાતમાં કેવળ નિરાશા જ સેવતા હતા. દુઝણી ગાય જેવો દેશ એમ તે કોઇ છોડે! આમ છતાં આપણને લાગતું હતું અને આપણે પોકારીને કહેતા હતા કે આઝાદી આવી રહી છે. શું આ કેવળ લોકોમાં નશો અને જોશ ચડાવવા માટેનો મિથ્યા પોકાર હતો? ના, એકજ દશકામાં એ વિરોધી વાત સત્ય ઘટના બની ગઈ છે.

વર્ણવ્યવસ્થાનો આદર્શ પ્રજાના અસ્તવ્યસ્ત જીવનને વ્યવસ્થિત બનાવવાનો હોઈ મહાન હતો એની ના નથી. એના પાયામાં અસમાનતા કે વિકૃતિ નહિ હોય, સર્વને સમાન તકનો મોકો હશે. એનો આદર્શ જન્મકર્મ પ્રમાણે નહિ પણ ગુણકર્મ પ્રમાણે હતો, એ બધી વાત સાચી; પણ વ્યવહારમાં તો ગુણકર્મવિભાગને બદલે જન્મકર્મવિભાગ અને અસમાનતા આવી ગયાં અને સ્થાયી થયાં, એ દુઃખદ હકીકત કદી ન ભુલાવી જોઇએ. સમાજમાં અનેક માણસો અનેક કર્મ–ધંધા કરતા હોય એ દેખીતું છે, બાપનો ધંધો દીકરાને મળે–એ સિવાય બીજી આવડતની અગવડતાના અભાવે–એ દેખીતુ જ છે. આમ ધંધા પ્રમાણે અનેક જ્ઞાતિઓ થઈ. એનો વિસ્તાર વધતાં પેટાધંધા પ્રમાણે કે સમાજ અને ઝઘડાના કારણે અનેક પેટાજ્ઞાતિઓ અને શ્રેણીઓ થઈ. એ બધામાં રોટીબેટી અને બીજા વ્યવહારની દીવાલો થઇ અને માનવી માનવી વચ્ચે જન્મને કારણે અને ધંધાને કારણે અસમાનતા આવી ગઈ.

આ બધું શા માટે થયું? માનવજીવનના સરળ વ્યવહાર માટે? સંભવ છે કે માનવજીવનની સરળતામાં આવી વ્યવસ્થા મોટો ફાળો આપતી હશે; પણ અસમાનતા, આભડછેટ અને રોટીબેટીવ્યવહારની દીવાલોથી માનવતા દબાતી હતી એ વાતનું ભાન ભાગ્યે જ કોઈને થતું હતું. સઘળી જન્મપ્રાપ્ત પરિસ્થિતિ ઈશ્વરદત્ત છે, ભાગ્યવશાત્ છે એવું પરંપરાગત આશ્વાસન મળ્યા કરતું. એટલે જન્મથી બ્રાહ્મણ બ્રાહ્મણ હોઈ ભીખ માગવામાં અને જન્મથી ભંગી ભંગી હોઈ ઝાડુ વાળવામાં સંતોષ માનતો હતો.

જ્ઞાતિના હાથમાંજ કાયદો અને દંડ હતાં. જ્ઞાતિનું પંચ સર્વસત્તાધીશ હતું. જીવનની આકાંક્ષાઓ, અહંકાર, અભિમાન, પ્રતિષ્ઠા અને ગૌરવ જ્ઞાતિસૃષ્ટિમાંજ પૂરાં થતાં. એથી આગળ વધવાની તક ન હતી એટલે તે માટે સ્વપ્ન ન આવતું; તો પુરુષાર્થ કરવાની તો વાતજ ક્યાં રહી?

જ્ઞાતિની આવી પકડ છતાં વિકાસશીલ માનવજીવન સદાને માટે એમાં પુરાઈ રહે એ અસંભવિત છે. દેશકાળ પ્રમાણે માનવજીવનમાં પણ ફેરફારો થયે જાય છે. પહેલાં જે સારું અને શ્રેય હોય તે આજે પણ એવુંજ હોય એમ મોટે ભાગે બધાજ માને છે. ન માનતા હોય તો પણ અન્યથા વર્તવામાં જે સહન કરવું પડે તે સહેવાની શક્તિ બધામાં નજ હોય. એમનો પલટો એકસામટોજ થાય છે કારણ કે માનવજીવન બરુ જેવું છે બરુને ક્યાંકથી વાળવા જાવ તો ભાંગી જાય પણ પવનના સપાટા સાથે સમૂળાંજ વનનાં વન નમી જાય. મહાન ક્રાન્તિના ઝંઝાવાત સામે સમગ્ર માનવજીવન નમી પડે છે.

છેલ્લા એક સૈકામાં અને ખાસ તો છેલ્લા કેટલાક દશકામાં જ્ઞાતિસંસ્થા પર ભારે આઘાતો થયા છે. જવાઆવવાની જાહેર સગવડો વધવાથી, કેળવણીનાં દ્વાર સર્વને માટે ખુલ્લાં થવાથી, ખ્રિસ્તી મિશનરીઓની ધર્માંતરની પણ સાથે સાથે માનવતાની પ્રવૃત્તિઓથી અને ખાસ તો રાષ્ટ્રીય આંદોલનોથી ભાણાવ્યવહારની દીવાલો તૂટવા લાગી, આભડછેટ ઓછી થવા લાગી અને ગમે તે માણસ ગમે તે ધંધો કરે એની શક્યતા આવવા લાગી. આથી જ્ઞાતિનું ધંધાસૂચકપણું માર્યું ગયું. વતનની બહાર, જ્ઞાતિના જૂથની બહાર દૂર પરપ્રાન્તમાં કે પરદેશમાં વસવાટ સામાન્ય થઈ પડયો. જ્ઞાતિની પકડ ઢીલી પડી.

આમ જો કે ધંધે અને ભાણાવ્યવહારે જ્ઞાતિબંધન ઘસાઈ ગયાં છે છતાં તેથી જ્ઞાતિપણું જતું રહેતું નથી, જ્ઞાતિ તૂટી નથી; જ્ઞાતિસંસ્થાઓ કાયમ છે. માત્ર એના બંધારણની સ્થિતિસ્થાપકતા ઓછી થઈ છે એટલુંજ. આમ આ બાબતમાંથી એટલું તો સિદ્ધ થાય છે કે આપણને ખબર પણ ન પડે

તેવી રીતે અશક્ય જણાતી બાબતોમાં મહત્ત્વના ફેરફારો થયે જ જાય છે. આ સંસારમાં કેવળ સત્ય સિવાય બીજી કોઇ બાબત સ્થિતિસ્થાપક નથી.

આનો અર્થ તો એ થયો કે જ્ઞાતિપણાનું બાકીનું અંગ, પ્રબલ અંગ, તે બેટીવ્યવહાર લાગે છે કે એ તૂટતાં જ્ઞાતિની મમતા જતી રહેશે અને નાતજાત નામશેષ રહેશે.

હવે આ બાકીના અંગ વિષે વિચાર કરીએ. જ્ઞાતિનું જ્ઞાતિપણું હવે બાકી રહ્યું છે એની કન્યાવ્યવહારની દીવાલોમાં. બીજી બાબતોમાં આંખઆડા કાન કરીને હવે જ્ઞાતિઓ કન્યાવ્યવહારના ક્ષેત્રમાં ખૂબ રાચે છે. કન્યાવ્યવહારની દીવાલો બીજી દીવાલોની સાથે સાથે જ શિથિલ ન થાય એ દેખીતું છે. બીજી દીવાલોની શિથિલતા જ એને માટે ભૂમિકા તૈયાર કરી રહી છે. ખરું કહીએ તો આ દીવાલો તૂટે તેવું વાતાવરણ જ હજી સુધી પેદા થયું નથી. સાચી કેળવણી જેટલા પ્રમાણમાં વધે અને હિન્દી રાષ્ટ્રીવનાનો જેટલા પ્રમાણમાં વિકાસ થાય એટલા પ્રમાણમાં કન્યાવ્યવહારની દીવાલો તૂટવાની છે. એકબીજાને ઓળખીને સહચાર્ય શોધતાં ભાવનાશાળી અને કેળવાયેલાં યુવકયુવતીને લગ્નથી જોડાવું હશે તો જ્ઞાતિની દીવાલો આડે આવી શકશે નહિ. આવા દાખલા જૂજ બને છે એનું કારણ કેળવણીનું જૂજ પ્રમાણ અને સંવનનનાં ક્ષેત્રનો અભાવ એ છે.

જ્ઞાતિ અને સંપ્રદાયો પ્રગતિરોધક છે, હિન્દી રાષ્ટ્રીયતાના શત્રુ છે. હિન્દુ ધર્મની વાત કરીએ તો હિન્દુ સંસ્કૃતિને આધુનિક જમાનામાં ઊભવું હશે તો જ્ઞાતિઓના કૂવામાંથી બહાર આવવું પડશે. જ્ઞાતિઓની વાત કરીએ તો તે તૂટી જવાથી કે નામશેષ થવાથી હિન્દુ ધર્મનો નાશ થવાનો નથી. હિન્દુ સંસ્કૃતિ સમાજને પ્રાણવાન રાખતા સદાચારમાં રહેલી છે; આધ્યાત્મિક શોધન અને પ્રગતિમાં રહી છે. આધ્યાત્મિક વાત બાજુએ રાખીએ તો રાષ્ટ્રધર્મ અને નાગરિક ફરજો એ આ સદાચારનું આ જમાનાનું દેશકાળને અનુકૂળ નવું નામ છે. આ કાર્ય જ સ્વભાવે જ્ઞાતિના ક્ષેત્રની બહારનું છે એટલું જ નહિ, જ્ઞાતિ એમાં આડખીલી રૂપ છે

કેટલાક કેળવાયેલા યુવકો પ્રામાણિકપણે માને છે કે જ્ઞાતિની અવેજીમાં મૂકવાનું આપણી પાસે બીજું કંઈ ન હોય તો જ્ઞાતિ જ જેવી છે તેવી કન્યાવ્યવહાર માટે અવગુણયુક્ત પણ અનુકૂળ ક્ષેત્ર છે માટે તેને નભાવી લેવી જોઇએ. જ્ઞાતિ વિના કન્યાવ્યવહાર કેમ ચાલે? કન્યાને ગમે ત્યાં કયાંક ગમે તેની સાથે પરણાવી દેવાનું તો કોઇ ન જ કહે. જ્ઞાતિ નહિ તો જ્ઞાતિ જેવું બીજું કંઇક તો જોઇશે જ ને? સાચી વાત છે. એ 'કંઇક' એની મેળે આવી રહેશે. જ્ઞાતિવિહોણા સમાજમાં વ્યક્તિગત રુચિ, સ્વભાવ,

કેળવણી, સંસ્કાર, જીવનનું કાર્યક્ષેત્ર અને કેટલેક અંશે દોલતના હિસાબે દીવાલ વગરનાં વર્તુળો પડવાનાંજ એમાં શંકા નથી. વાસ્તવમાં એ વર્તુળો ન હોય. વર્તુળો જેવું કંઇક લાગે એટલું જ. આવાં વર્તુળો સ્વાભાવિક છે.

માબાપ જ્યાં સુધી કન્યાને દાન આપવાની ચીજ, પરણાવીને પુણ્ય મેળવવાની વસ્તુ સમજે છે, કન્યાના લગ્નનો બોજો જ્યાં સુધી સો ટકા માબાપનેજ માથે છે ત્યાં સુધી જ્ઞાતિવિહોણા સમાજની કલ્પના થઇ શકતી નથી અને જ્ઞાતિસંસ્થા અનિવાર્ય છે એમ લાગે છે. પરંતુ જ્યારે યુવક કે યુવતીને પોતાનેજ પોતાની પસંદગી કરવાની હોય માબાપ એમાં સલાહ અને દોરવણી આપનાર ગુરુ છે એવી સ્થિતિ આવશે ત્યાં જ્ઞાતિ કે જ્ઞાતિની અગત્યનો સવાલ પેદા થશે નહિ. જ્ઞાતિની મમતા રહેશે નહિ, જ્ઞાતિ તૂટી જશે અથવા નામશેષ રહેશે. જોવાનું એટલુંજ રહે છે કે યુવક અને યુવતી વિચારે અને વયે એટલાં પુખ્ત બને, ધંધે વળગ્યા પહેલાં લગ્નથી જોડાવાનો વિચાર ન કરે અને સંવનનનાં ક્ષેત્ર વિશાળ બને એટલુંજ નહિ પણ સંવનન માટે તંદુરસ્ત મન ધરાવે. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ પણ જ્ઞાતિઓ દેશકાળને ધક્કે તૂટવાનીજ છે પણ આપણાં યુવકયુવતીમાં આવી લાયકાત નહિ આવે તો લગ્નસંસ્થા શિથિલ બનશે; સમાજની અવનતિ થશે.

સામાજિક બાબતોમાં જ્ઞાતિજ સર્વસત્તાધીશ હતી. લગ્ન, મરણ અને બીજા સામાજિક વિષયોના કાયદા જ્ઞાતિઓ ઘડતી અને પળાવતી. સામાન્ય દંડ ઉપરાંત મોટો અને પ્રબલ દંડ 'જ્ઞાતિબહાર' મૂકવાનો હતો. નાત બહાર થવું એ મૂઆસમાન ગણાતું અને ભાગ્યેજ કોઇ એવી હિંમત કરતું. આજે તો સામાજિક વિષયોના તમામ કાયદા જ્ઞાતિઓ પાસેથી ખૂંચવી લઇને રાજ્યે પોતાના હાથમાં લીધા છે. વિધવાવિવાહ, બાળલગ્ન, બહુપત્નીત્વ, વારસાહક વગેરે. અરે જ્ઞાતિના નાતબહાર મૂકવાના હકને નાબૂદ કરતો, કોઇને નાત બહાર ન મૂકી શકાય એવો કાયદો રાજ્ય હવે કરી શકે છે.

આમ જ્ઞાતિની દંડશક્તિ જ્યારે હણાઈ રહી છે ત્યારે હવે જ્ઞાતિ પાસે રહે છે શું? માત્ર ન છુટકે જ્ઞાતિની અંદરજ થતો કન્યાવ્યવહાર. એ વ્યવહાર પણ તૂટી જાય એવાં અનેક બળો આજે કામ કરી રહ્યાં છે. સર્વોદયના કાર્યક્ષેત્રમાં જ્ઞાતિઉચ્છેદન એ પણ એક અગત્યના ક્ષેત્ર તરીકે સ્વીકારાયો છે. ગાંધીજીએ જ્ઞાતિઓને ગંધાતાં ખાબોચિયાં કહ્યાં છે.

જ્ઞાતિસંસ્થા પર અનેક આક્રમણો થઈ રહ્યાં છે. દશે દિશાએથી થતા આઘાતો જીરવવાનું એનું ગજુ નથી. જ્ઞાતિસંસ્થાઓ તૂટી રહી છે.

કાર્યાલય
ની
ટપાલ

# છૂટાછેડા લેવા છે

[ ૧ ]

તા. ૧૮-૧૨-'૪૮

મુ. ઈશ્વરભાઈ,

કેટલાય વખતથી આપને પત્ર લખવાનો વિચાર કરતો હતો તે આજે લખું છું. આશા રાખું છું કે તેનો સહાનુભૂતિભર્યો જવાબ આપશો.

હું અત્યારે કૉલેજના છેલ્લા વર્ષમાં છું. નાનપણમાં મારાં લગ્ન થઈ ગયેલાં. અત્યારે મારે તેની જોડે બનતું નથી. ગમવા ન ગમવાનાં કારણોમાં ઊંડા ઉતરીએ તો તેનો પાર જ ન આવે. એટલે હાલ તો એટલું જ લખવું બસ છે કે મારા અનેક પ્રયત્નો છતાં આખરે મને લાગે છે કે તેની જોડે હું જિંદગી જીવી જ ન શકું.

સમાજની સામે ન થવાની મારી નિર્માલ્યતાને કારણે તેની સાથે રસહીન જીવન જીવવા કરતાં કોઈ પણ સારા કાર્યમાં મગ્ન રહી જીવન જીવવું વધારે સારું છે. ને મેં બીજો માર્ગ પસંદ કર્યો છે. આમાં મારે સગવડતા પણ છે. મારું લગ્ન……થયેલું છે. ત્યાં વિધવાવિવાહનો રિવાજ છે એટલે હું જરા દબાણ કરું તો હું ધારું છું કે છૂટાછેડા લઈ શકાશે. તે મારો આ આખરી નિશ્ચય છે. વર્ષોના વિચારમંથન પછી મારો આ નિશ્ચય બંધાયો છે. છતાં જ્યાં સુધી તે કામ પત્યું નથી, જ્યાં સુધી જિંદગીમાં અમુક પ્રકારની નિશ્ચલતા આવી નથી ત્યાં સુધી કાયમ મનોમંથન થયા જ કરવાનું.

મનમાં થયા કરે છે કે મારે પ્રયત્નો કરવા જોઈએ. એકલી નિરાશાથી કંઈ નહિ વળે. આપ આ ક્ષેત્રમાં અનુભવી છો એટલે મનને શાન્તિ મળે તેટલા માટે આપને આ કાગળ લખી આપની સહાય તથા માર્ગદર્શનની ઈચ્છા રાખું છું. તો છૂટાછેડા લીધા પછી મને કોઈ યોગ્ય નોકરી મળી રહે કે કેમ? ને આપનો આ બાબતમાં શો અભિપ્રાય છે?

જો કે ગમે તેમ થાય તો પણ હું મારા વિચારમાં મક્કમ જ છું; છતાં મનમાં આ વિચારોની કાયમ ગડમથલ થયા જ કરે છે. સાથે સાથે હું ઇચ્છું છું કે આપે પહેલાં 'પડદો પડયો' નામનો લેખ 'પાટીદાર'માં લખ્યો હતો તે વિધવાબહેનની બાબતમાં કંઈ થઈ શકે કેમ તે જણાવવા કૃપા કરશો.

લિ., ……ના જયહિન્દ

[૨]

આણંદ, તા. ૨૨-૧૨-૪૮

રા. ભાઈશ્રી,

આપનો તા. ૧૮ મીનો પત્ર મળ્યો. તમારો પત્ર ફરી ફરી વાંચી ગયો. એમાં ઘણા ઘણા મુદ્દા સમાયલા છે. તમે પત્ની સાથે ન બનવામાં ઘણાં ઘણાં કારણો છે એમ મોઘમ કહ્યું છે. એ બધાં કારણો શાં છે તે હું જાણતો નથી. પરંતુ અનુમાન કરું છું કે પત્ની દેખાવડી નહિ હોય, અભણ હશે. અને તમે જે રહેણીકરણીના ઊંચા ધોરણથી ટેવાયા છો તે ધોરણ એની પાસે નહિ હોય, એ રીતે એનો પહેરવેશ નહિ હોય.

આ બધામાં ઉમેરો કરે છે, યુવકને એનું કૉલેજ જીવન. શહેરમાં રહેવાનું હોય છે. કેળવાયેલ સ્ત્રીવર્ગ આંખ સામે હોય છે. વર્ગમાં પણ હોશિયાર અને દેખાવડી છોકરીઓ મોં સન્મુખ હોય છે. એટલે યુવકનો જીવ બળ્યા કરે છે, બસ! ભગવાને એક મારા કરમમાંજ અભણ પત્ની લખી!

આવું આજે ઘણા યુવકોને થાય છે. પહેલાં પણ નહિ 'થતું' હોય તેમ માનવાનું કારણ નથી. પરંતુ પરણ્યા પછી બીજો શો ઉપાય માની પડ્યું પાનું નિભાવી લેવું પડતું એટલે નવો વિચાર કરવાનો રહેતો ન હતો. પરંતુ જમાનો હવે આગળ વધ્યો છે એટલે આજે કોઇ કોઇ યુવકો છૂટાછેડા તરફ દૃષ્ટિ ફેરવે છે.

એટલે પોતાનો પક્ષ ન્યાયી છે તે માટે કારણ શોધે છે. લગ્ન નાનપણમાં થયેલાં એ કારણ એની પાસે હોય છે. તમે એ કારણથી એક ડગલું આગળ વધી બીજું કારણ પણ શોધી કાઢ્યું છે—'વિધવાવિવાહનો રિવાજ છે એટલે હું જરા દબાણ કરું તો હું ધારું છું કે છૂટાછેડા લેઈ શકાશે.'

પણ આ કારણમાં ઊંડા ઊતરશો તો તમને દેખાશે કે એ કારણ નથી પણ બહાનું છે. જ્યાં વિધવાવિવાહનો રિવાજ છે. ત્યાં છૂટાછેડાનો પણ રિવાજ છે એમ કંઈ હોય છે એવું નથી. એટલે વિધવાવિવાહ અને છૂટાછેડા એ બંને જુદા રિવાજ છે. જે વર્ગમાં વિધવાવિવાહ છે ત્યાં પણ છૂટાછેડા નથી એમ તપાસ કરશો એટલે તમને લાગશે.

વળી તમે ઉચ્ચ વિચાર સેવતા હો તેમ પણ તમારા મને માની લીધું છે—'રસહીન જીવન જીવવા કરતાં કોઈ પણ સારા કાર્યમાં મગ્ન રહી જીવન જીવવું વધારે સારું છે. ને મેં બીજો માર્ગ પસંદ કર્યો છે.'

સારા કાર્યમાં મગ્ન રહેવું એ તો ઉત્તમ છે. પરંતુ 'ન મળ્યે બાવો બ્રહ્મચારી' એ કહેવત પ્રમાણે, ન છૂટકે સારા કાર્યમાં મગ્ન રહી શકાતું

નથી. એ મગ્ન રહેવા જાય પણ ચિત્તમાં શાન્તિ ન મળે. વળી સાચેજ એવી લગની તમને લાગી ગઈ હોય તો એમાં પત્ની નડતરરૂપ પણ શી રીતે થાય? કોઈ કામમાં મગ્ન રહેવા માગતા પુરુષને ન ગમતી પત્ની વાંધારૂપ હોય જ તેવું માની લેવું એ વ્યાજબી નથી.

એટલે જો તમે એમ ઇચ્છા રાખતા હો કે હું છૂટો થઈને સારા કામમાં મગ્ન રહીશ, તો એ તમારી ગણતરી ઝાંઝવાના જળ જેવી છે. વળી હજુ એવો કોઇ પ્રયત્ન તમે કરી જોવા એટલા તૈયાર હો તેમ દેખાતું નથી. કારણ કે એક બાજુથી તમે લખો છો કે આ મારો દૃઢ નિશ્ચય છે છતાં માનસિક વ્યગ્રતા પીડી રહી છે. માણસે જો દૃઢ નિશ્ચય કર્યો હોય અને એનું દિલ અંતઃકરણથી કહેતું હોય કે તારો નિશ્ચય સત્ય છે, તો માણસને વ્યગ્રતા ન રહે, પણ શાન્તિ હોય. પણ એ શાંતિ તમને નથી એ બતાવે છે કે તમારો નિશ્ચય દૃઢ નથી, અને હોય તો એ ખોટું પગલું છે એમ અંતઃકરણ કહી રહ્યું છે.

વળી તમે એમ માનો છો કે, 'વર્ષોના **વિચારમંથન** પછી મારો આ નિશ્ચય બંધાયો છે. છતાં જ્યાં સુધી તે કામ પત્યું નથી, જ્યાં સુધી જિંદગીમાં અમુક પ્રકારની **નિશ્ચલતા** આવી નથી ત્યાં સુધી કાયમ **મનોમંથન** તો થયા જ કરવાનું.' તમારા આ વાક્યમાં પણ જુદી સ્થિતિ છે. આપણે સૌ વિચાર અને ચિંતાના મોટા ભેદને ઘણા વખત સમજી શકતા નથી. આપણે સૌ જ્યારે દુઃખમાં હોઇએ છીએ, મૂંઝવણમાં હોઇએ છીએ ત્યારે મોટે ભાગે ચિંતા કરતા હોઇએ છીએ, અને એને જ વિચાર કહીએ છીએ એમ માની બેસીએ છીએ. એટલે જેને આપણે ઘણા વખત વિચારમંથન કહીએ છીએ તે મોટે ભાગે ચિંતામંથન હોય છે. અને ચિંતામાંથી યોગ્ય નિર્ણય ઉપર આવી શકાતું નથી. હવે માની લઇએ કે તમે ચિંતા નહિ પણ વિચારમંથન કર્યું છે–વર્ષોનું, તમે કહો છો તેમ; પણ જેમ દધીમંથન માટે દહીં જોઇએ, અને તે વગર ખાલી છાશ વલોવવાથી કંઈ માખણ ન આવે, ગમે તેટલો વખત મંથન કરીએ તો પણ, એજ પ્રમાણે વિચારમંથન માટે અનુભવ અને ઊંડું જ્ઞાન જોઇએ, સમજશક્તિ જોઇએ અને સામા પક્ષ માટે સહાનુભૂતિ જોઇએ, આ સર્વ શક્તિ વગર ગમે તેટલાં વર્ષ વિચારમંથન કર્યું હોય તો પણ એમાંથી માખણ નીકળતું નથી. એટલે વર્ષોનું વિચારમંથન છે માટે હવે એ છેવટનું છે એમ માની ન લેવાય. પણ એજ વાક્ય તમે કહ્યું છે તેમ, મનોમંથને મોટો ભાગ ભજવ્યો હશે. મનોમંથન એટલે

મન પોતાને ગમતું મંથન કરે તે. મન કેવું ચંચળ છે તે તો મને ને તમને સૌને સરખો અનુભવ છે. એટલે મનોમંથન પ્રમાણે દોરવાવું જોઇએ નહિ અને દોરવાઇએ તો સુખી ન થઇએ. હવે એજ વાક્યનો ત્રીજો મુદ્દો–'જ્યાં સુધી જિંદગીમાં અમુક પ્રકારની નિશ્ચલતા આવી નથી ત્યાં સુધી કાયમ મનોમંથન થયા જ કરવાનું.' એ મુદ્દો બતાવે છે કે તમે મનને કંઇક ઓળખી શક્યા છો.

આ પ્રશ્ન ઉપર, કોઇ ને કોઈ મુદ્દા અંગે યુવકોને એક કે બીજા રૂપે મનોમંથન થયા કરે છે. પછી એ યુવકનું બાળલગ્ન થયું હોય, કે એ જાતે જોઈ કરીને પરણ્યો હોય. કારણ કે, જોઇને પરણવાથી કંઇ બધું પતી જતું નથી. સ્વભાવભેદ, રુચિભેદ, વગેરે ભેદોથી વળી વિચારમંથન શરુ થાય છે. અને એ બધું શમી જાય છે તમે કહ્યું તેમ જિંદગીમાં અમુક પ્રકારની નિશ્ચલતા આવતાં. એટલે તમારા માટેજ વાત નથી કરતો, મોટા ભાગે આપણા સૌના માટે કહું છું કે એ સ્થિતિજ સૌને મુક્ત કરે છે. તમે પુખ્ત ઉમરના કહેવાઓ, છતાં વિદ્યાર્થીવસ્થા છે. દરેક યુવકને અમુક કાળ સ્વૈરવિહારનો છે. એ સ્વૈરવિહાર વખતે એ કલ્પનાસૃષ્ટિમાં ઉડવા પ્રયત્ન કરે છે. પરંતુ એ કાળ વિતતાં, વાસ્તવિકતાની નક્કર ધરતી ઉપર પગ મૂકતાં એ અમુક પ્રકારની નિશ્ચલતાએ આવે છે અને ત્યારે એનાં સ્વપ્ન વેરાતાં જાય છે. તમે એ કાળ સુધી ગઢ જુઓ તો તમારી પણ એ સ્થિતિ ન આવે એમ હું શા માટે માનું?

હવે આ પત્ર લખવાની તમારી ઇચ્છા ઉપર આવું—'આપ આ ક્ષેત્રમાં અનુભવી છો એટલે મનને શાન્તિ મળે તેટલા માટે આપને આ કાગળ લખી આપની સહાય તથા માર્ગદર્શનની ઇચ્છા રાખું છું. તો છૂટાછેડા લીધા પછી મને કોઇ યોગ્ય છોકરી મળી રહે કે કેમ?'

હું આ ક્ષેત્રનો અનુભવી છું એમ તો ન કહી શકું. પણ 'પાટીદાર'ના સંચાલનને લીધે મને ઠીક ઠીક અનુભવ થઇ રહે છે. યુવકોનું અને યુવતીઓનું માનસ જાણવા મળે છે. યોગ્ય હોય તો મારાથી બનતી મદદ કરવા શક્ય પ્રયત્ન પણ કરું છું. એટલે એવા કંઇક અનુભવ આધારે કહું તો આ વય ઘણી નાજુક છે. જો કે કોઇ કિસ્સામાં યુવકો સાચેજ દુઃખી પણ હોય છે. યુવકો તરફ સંપૂર્ણ સહાનુભૂતિ હોવા છતાં આવા પ્રસંગે વડીલો કે અનુભવીઓ જ્યારે એમની ઇચ્છાને સંમતિ નથી આપતા ત્યારે યુવકો એમ માને છે કે એ લોકો સહાનુભૂતિથી જોઇ શકતા નથી. પરંતુ સલાહ આપનારની દૃષ્ટિમાં યુવકો અને યુવતીઓ બંને સહાનુભૂતિ માટે સરખાં

હકદાર છે. તેમાંય બહેનોની સ્થિતિ પછાત છે. એટલે એમની ઉપેક્ષા કરવી કોઇને ન રુચે. એટલે આવા વખતે યુવકો માને છે કે માર્ગદર્શન આપનાર પોતાના તરફ સહાનુભૂતિથી જોતાં નથી, તો એમને એટલું જ કહેવાનું કે એમની નજર બંને પાત્રો તરફ હોય છે અને તેથી એ બંને તરફ સહાનુભૂતિથી જોઇ અમુક સલાહ આપે છે. વળી અનુભવે એમ પણ જણાયું છે કે શરુઆતમાં પત્ની સાથે પોતાને નહિ ગોઠે તેમ કહેનાર, અબોલા લેનાર અને ત્યાગ કરનાર યુવકોને પાછળથી ગોઠી ગયેલું લાગ્યું છે. એટલે તમને પૂરી હકીકત જાણ્યા વગર હું તો શું પણ કોઇ કંઇ કહી ન શકે. વળી છૂટાછેડા પછી યોગ્ય છોકરી મળી રહે કે કેમ એ પણ કોઇથી શી રીતે કહેવાય? ઘણા એક ઉપર બીજી પરણેલા જોઇએ છીએ, એટલે ન મળે એમ માનવાનું કારણ નથી, પણ તેથી મળે તેમ પણ માનવાનું કારણ નથી.

'પડશે પડ્યો' એ પ્રસંગમાં જે બહેનની વાત હતી તે અંગે શક્ય નથી. જો કે એ શક્ય નથી માટે જ જવાબ આપું છું. બાકી શક્ય હોત તો મેં જુદો જવાબ આપ્યો હોત. યુવક કે યુવતી પરણેલાં હોય તો તે સ્થિતિમાં નવા લગ્નનો વિચાર કરે પાત્ર શોધે તે વસ્તુ જ શોચનીય છે. લગ્નને શારીરિક ભૂખની નીચી કોટિમાં જ ઉતારી પાડે છે અને તેમાંય વિદ્યાર્થીવસ્થા હોય ત્યારે એ કરુણ કહેવાય. સીવીલ લૉમાં પણ હું માનું છું કે આવી કોઇ દષ્ટિને લીધે છૂટાછેડા પછી નવું લગ્ન ૭ મહિના પછી થઇ શકે એવી મુદત રાખેલી હશે.

આ લાંબો પત્ર તમને કેટલો મદદરૂપ કે માનસિક વ્યગ્રતાને ઓછી કરતો થઇ પડશે તેનો મને ખ્યાલ નથી. છતાં એક વાતની તમને ખાત્રી આપું છું કે મારી તમારા પ્રત્યે, તમારા જેવા યુવકો પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ છે. હું પણ તમારાથી થોડો મોટો, પણ એક યુવક છું. એટલે યુવકનાં મનોમંથન અને આશાઅભિલાષા મારામાં પણ મોજૂદ છે. એટલે આ બધું મેં કોઇ મુરબ્બીના ઊંચા આસનેથી લખ્યું નથી. પણ એક વડીલ બંધુ તરીકે સંપૂર્ણ સહાનુભૂતિથી લખ્યું છે.

મારો આ પત્ર તમને કંઇ ઉપયોગી થાય, અને તમારી સ્પષ્ટ હકીકત લખવાની વૃત્તિ થાય તો છૂટથી લખશો. હું એનો મારી બુદ્ધિ પ્રમાણે જવાબ આપીશ. બસ, ત્યારે જય જય!

ઈશ્વર પેટલીકરના વંદન

# નવો હિન્દુ ધારો

હેમેન્દ્ર શાહ

હિંદની બંધારણ ધારાસભાની છેલ્લી બેઠકમાં, નવો હિંદુ ધારો પસાર કરવાને જરૂર પડયે ખાસ બેઠક બોલાવવામાં આવશે, એવું ડૉ. આંબેડકરે નિવેદન કર્યું ત્યારે સામાન્ય જનતામાંથી ઘણાને નવાઈ લાગી હશે કે નવા હિંદુ ધારાનું એટલું બધું તે શું મહત્ત્વ છે કે ખાસ બેઠક બોલાવવી પડે.

જૂના હિંદુ ધારાની બે મુખ્ય શાખા છેઃ મિતાક્ષર અને દાયભાગ. મિતાક્ષર બંગાળ સિવાય હિંદના સર્વ ભાગોમાં પ્રચલિત છે. જ્યારે બંગાળમાં દાયભાગની આમન્યા છે. મિતાક્ષરમાં 'જન્માધિકાર' અને 'ઉત્તરાધિકાર' એ બેઉ સિદ્ધાંતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જન્માધિકાર એટલે છોકરાને વડીલોપાર્જિત–બાપને પ્રાપ્ત થયેલી–મિલકતમાં જન્મથીજ અધિકાર. (Vested right by birth.) ઉત્તરાધિકાર એટલે મરનાર વ્યક્તિ સંયુક્ત કુટુંબની સભ્ય હોય તો તેના મરણ પછી તેની મિલકત તેના વારસોને ન જતાં સંયુક્ત કુટુંબના બીજા સભ્યો ફાળે જાય. (Survivorship.) ટૂંકમાં વડીલોપાર્જિત અને સ્વોપાર્જિત મિલકત, એવા બે જે ભેદ મિતાક્ષરમાં કરવામાં આવ્યા છે તેનું દાયભાગમાં નામનિશાન નથી. નવા હિંદુ ધારા નીચે જન્માધિકાર અને ઉત્તરાધિકાર એ બેઉ સિદ્ધાંતોને ફગાવી દેવામાં આવ્યા છે. દાયભાગમાં આ બે સિદ્ધાંતો નથી. પરિણામે મિતાક્ષરને સ્થાને દાયભાગની સયુક્ત કુટુંબની મિલકત સંબંધી પ્રચલિત હિંદુ ધારો બંગાળ ઉપરાંત સમગ્ર હિંદને એક સમાન રીતે લાગુ પડશે. એટલું જ નહિ પણ નવો હિંદુ ધારો આવતાં પહેલાં જે સંયુક્ત કુટુંબો અસ્તિત્વમાં અત્યારે છે તે નવો ધારો આવ્યા પછી આપોઆપ સંયુક્ત મટી જશે. નવો ધારો આવ્યા પછી બાપના જીવતાં બાપની મિલકતમાં છોકરાનો બિલકુલ અધિકાર રહેશે નહિ અને સંયુક્ત કુટુંબનો સભ્ય મર્યા પછી તેની મિલકત બીજા સંયુક્ત કુટુંબના સભ્યોને ન જતાં તેના પોતાના વારસોને જશે.

મરનારના વારસોમાં પુત્ર તથા પુત્રી અને વિધવા પત્નીને, એકીસાથે એકસરખો અધિકાર વારસામાં મળશે. જૂના ધારા નીચે પુત્રના અભાવે વિધવા પત્નીને, ને તેના અભાવેજ પુત્રીને વારસો મળતો. તેવીજ રીતે સ્ત્રીના વારસોમાં પુત્રીની સાથે પુત્ર અને વિધુર પતિને પણ સરખો ને એકીસાથે હિસ્સો મળશે. જૂના ધારા નીચે સ્ત્રીની મિલકતમાં પુત્રી ન હોય તોજ

પુત્રને, ને તે ન હોય તોજ વિધુર પતિને ભાગ મળતો. આમ પુત્ર અને પુત્રી વચ્ચેનો વારસાભેદ દૂર કરવામાં આવ્યો છે; ને બાપ તથા માની મિલકતમાં એક સરખો ભાગ આપવામાં આવ્યો છે.

જૂના ધારા નીચે સ્ત્રીઓને જે મિલકત વારસામાં મળતી તે માત્ર તેનાથી જીવે ત્યાં સુધીજ વાપરી શકાતી. તે મિલકત સ્ત્રીથી વેચી શકાતી નહિ. તે તેના મૃત્યુ પછી જેના તરફથી મળી હોય તેના વારસોને પાછી મળતી. નવા ધારા નીચે સ્ત્રીઓને મિલકતના માલિકીહક્ક સંબંધી પુરુષો જેટલાજ સંપૂર્ણ ને અબાધિત વાપરવા તથા વેચવાના અધિકાર આપવામાં આવ્યા છે. વળી જૂના ધારા નીચે પત્ની, પુત્રી, માતા, દાદી ને બાપની દાદી સિવાય બીજી સ્ત્રીઓને વારસ તરીકે સ્થાન ન હતું. બીજાં નજદીકનાં બહેન, ફોઇ, ભત્રીજી, માસી, જેવાં સ્ત્રીસંબંધી હોય તો પણ તેમને વારસો ન મળતાં દૂરના પિત્રાઈઓને વારસો મળતો. નવા ધારા નીચે આમાં ફેરફાર કરવામાં આવ્યો છે, ને માત્ર પિત્રાઈ હોવાને કે પિંડદાન કરતા હોવાને ધોરણે નહિ પણ લોહીના નજદીકપણાના સંબંધે, પછી તે પુરુષ હોય કે સ્ત્રી હોય, વારસોનો ક્રમ નક્કી કરવામાં આવ્યો છે. નવા ધારા નીચે માણસ લંગડો, કાણો, નપુંસક હોય તો પણ તેમનો વારસાધિકાર માન્ય રાખવામાં આવ્યો છે. માત્ર ખૂની, અને પતિએ વ્યભિચારી તરીકે દોષિત પુરવાર કરાવેલી સ્ત્રીને વારસામાંથી બાતલ કરવામાં આવ્યાં છે.

લગ્નમાં વિધિયુક્ત (ધાર્મિક) અને વિધિહીન (સિવિલ) એમ બે પ્રકાર સ્વીકારવામાં આવ્યા છે. બેઉ પ્રકારના લગ્નનું કાયદામાં સ્થાન (Status) તો સરખું જ છે. માણસ પોતાની ઇચ્છાનુસાર એમાંથી ગમે તે પ્રકારનું લગ્ન કરી શકે છે.

ધાર્મિક લગ્નમાં કન્યાની વય ૧૪ અને વરની વય ૧૮ની હોવી જોઇએ. ધાર્મિક લગ્નમાં રૂઢિગત અથવા શાસ્ત્રીય વિધિ અનુસાર લગ્ન થવાં જોઇએ. ઉપરાંત વર અને કન્યા પિતૃપક્ષે પાંચ પેઢી સુધી, ને માતૃપક્ષે ત્રણ પેઢી સુધીનાં સંબંધી હોવાં જોઇએ નહિ. સિવિલ લગ્નમાં ઉભય પક્ષની વય ૨૧ વર્ષની હોવી જોઇએ. લગ્ન માટે તેમાં વિધિની જરૂર નથી. માત્ર રજિસ્ટ્રારને ૩૦ દિવસની લગ્ન કરવા માગે છે તે મતલબની નોટિસ આપવી જોઇએ. નોટિસ મળ્યા પછી રજિસ્ટ્રાર તે નોટિસ છાપામાં છપાવશે કે તે લગ્ન સામે કોઇને વાંધો હોય તો રજિસ્ટ્રાર સમક્ષ રજૂ કરવો. ૩૦ દિવસમાં ઉપર જણાવેલાં પાંચ કારણોમાંથી ગમે તે એકને લીધે લગ્ન ગેરકાયદેસર છે એવો વાંધો નહિ મળે તો રજિસ્ટ્રાર લગ્ન નોંધી સર્ટિફિકેટ આપી શકશે.

દાયજા (Dowery)નું અનિષ્ટ દૂર કરવા માટે ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો છે. પરણવાની હા પાડવા માટે કે અવેજી તરીકે પરણનાર સ્ત્રી કે પુરુષ અથવા તેમના તરફથી કોઇ અન્ય વ્યક્તિ કે સગાંઓ જે કોઈ મિલકત કે ધન લેશે કે આપશે તે સર્વને સ્ત્રીધન ગણવામાં આવશે, અને તેવા ધન પર સ્ત્રીનો સંપૂર્ણ માલિકીહક્ક ગણવામાં આવશે. પરણનાર સ્ત્રી સિવાય બીજાના કબજામાં આ સ્ત્રીધન રહેશે તો તે સ્ત્રી માટેની ટ્રસ્ટની મિલકત તરીકે રાખવું પડશે

નવો ધારો આવ્યા પછી દ્વિપત્નીત્વ ગુનો ગણવામાં આવશે. નીચે જણાવેલાં કારણોમાંથી કોઇ પણ કારણ ઊભું થતાં પતિ કે પત્ની લગ્નવિચ્છેદ માગી શકશે: (૧) લગ્નના સમયથી નપુંસકતા, (૨) ધર્માન્તર, (૩) અસાધ્ય પાંચ વર્ષ સુધી ચિત્તભ્રમ, (૪) અસાધ્ય ઉગ્ર રક્તપિત્ત, (૫) પતિ રખાત રાખતો હોય અથવા પત્ની રખાત કે વેશ્યા તરીકે રહેતી હોય. વળી નવા હિંદુ ધારા નીચે નપુંસકતા અથવા ચિત્તભ્રમનું કારણ ઊભું થયા પછી ત્રણ વર્ષની અંદર લગ્નવિચ્છેદ માટે દાવો લાવવો જ પડે. જો તેમ નહિ કરવામાં આવે તો તે જ કારણોસર ભવિષ્યમાં લગ્નવિચ્છેદ થઈ શકશે નહિ.

કોઇને લગ્નવિચ્છેદ ન કરવો હોય તો કાયદેસર જુદા રહેવાની વ્યવસ્થા પણ નવા ધારા નીચે કરવામાં આવી છે. નીચેના સંયોગોમાં કાયદેસર જુદા રહેવા ( Judicial Separation ) અધિકાર મળી શકે તેમ છેઃ ( ૧ ) બે વર્ષનો ત્યાગ, ( ૨ ) સહવાસ જોખમી કરે તેવી ક્રૂરતા, ( ૩ ) જાતીય અસાધ્ય ચેપી રોગ, ( ૪ ) ઉગ્ર રક્તપિત્ત, ( ૫ ) લગ્નના સમયથી ચિત્તભ્રમ, ( ૬ ) વ્યભિચાર. લગ્નવિચ્છેદ ને કાયદેસર જુદા રહેવા વચ્ચેનો ફેર એટલો કે લગ્નવિચ્છેદ પછી પુનર્લગ્ન થઇ શકે, જ્યારે કાયદેસર જુદા રહેવામાં ( જ્યુડિશિયલ સેપરેશનમાં ) લગ્નવિચ્છેદની જેમ પતિપત્ની તરીકેના સર્વ સંબંધો મટી જાય છે, પણ પુનર્લગ્ન થઈ શકતું નથી. લગ્નવિચ્છેદ કે જ્યુડિશિયલ સેપરેશન લીધા પછી પણ પતિ પત્નીને. છવે કે તે પુનર્લગ્ન ન કરે ત્યાં સુધી તેને ભરણપોષણ આપવા બંધાયેલો છે.

નવા ધારા નીચે દરેક માણસ તેનાં માતાપિતા, બાળકો તથા સ્ત્રીઓનું ભરણપોષણ કરવા બંધાયેલો છે. પતિ અશક્ત હોય તો પત્ની પોતાની સ્થિતિ પ્રમાણે તેનાં બાળકોનું ભરણપોષણ કરવા જવાબદાર છે. જૂના ધારા નીચે પત્નીને આવી જવાબદારી ન હતી. જો સસરા પાસે સાધન હોય તો સાધન વિનાની પુત્રવધૂનું ભરણપોષણ કરવાની તેની ફરજ ગણવામાં આવી છે.

કોઇ પણ વ્યક્તિ એવું વિલ ન કરી શકે જેથી જે લોકોનું ભરણપોષણ કરવાની તેની કાયદેસર જવાબદારી છે, તે લોકો ભૂખે મરે. જો તેવું વિલ કરે તો વિલના વારસોએ મળેલી મિલકતમાંથી મરનાર જેમનું ભરણપોષણ કરવાને બંધાયેલ હતો તે બધાનું ભરણપોષણ કરવું પડશે. ભરણપોષણમાં વસ્ત્ર, ભોજન, નિવાસ, શિક્ષણ ને વૈદકીય સારવાર એટલાનો સમાવેશ થાય છે.

પિતા પછી સગીર બાળકોના વાલી તરીકે માતાને સ્થાન આપવામાં આવ્યું છે. એટલું જ નહિ પણ પિતાના અભાવે માતા પોતે વિલ દ્વારા પોતાનાં બાળકોના વાલી તરીકે ગમે તે વ્યકિતને નીમી શકે છે. આ અધિકાર માતાને પ્રથમ વાર સાંપડે છે. માતાપિતા પોતે પોતાનાં બાળકોના વાલી હોવા છતાં કોર્ટની રજા સિવાય બાળકોની સ્થાવર મિલકત વેચી શકે નહિ.

ને છેલ્લે દત્તવિધાન. જૂના હિંદુ ધારાની આ ઘણીજ ગૂંચવણભરેલી, અનિશ્ચિત ને વકીલોના પેટ ભરનારી શાખા છે. દત્તવિધાનનો મૂળ હેતુ ભલે મરનારને શ્રાદ્ધદાન આપવાનો ને તેના વંશ ચલાવવાનો હોય. અત્યારે તો સામાન્યતઃ મિલકતના લાભ ને લોભ માટેજ દત્તક લેવાય છે. ગરીબ માણસ મોટે ભાગે કોઇને દત્તક લેતો નથી ને તેની ઇચ્છા હોય તો પણ ભાગ્યેજ કોઇ દત્તક આપવા તૈયાર થાય છે. ઘણીયે વાર વિધવા વૃદ્ધ થાય ત્યારે તેની અશકિતનો લાભ લઈ દત્તવિધાન કરવામાં આવે છે. જૂના ધારા નીચે બહેન, માસી, પુત્રી જેવાના પુત્રને દત્તક લઇ શકાય નહિ. ઉપરાંત દત્તક લેવા કે આપવામાં પત્નીની સંમતિની જરૂર ન હતી. નવા ધારા નીચે દત્તક લેવામાં કે આપવામાં પત્નીની સંમતિ આવશ્યક છે. ગમે તે વ્યકિતને દત્તક લઇ શકાય પણ દત્તક લેવાયલી વ્યક્તિ અપરિણીત ને ૧૫ વર્ષથી વધુ વયની હોવી જોઇએ નહિ. ધર્માંતર કરનાર, પુનર્લગ્ન કરનાર સ્ત્રી, અથવા પુત્ર, પૌત્ર, પુત્રવધૂ કે પૌત્રવધૂવાળી વિધવા—આટલાથી દત્તક લઇ શકાય નહિ. દત્તક લેવામાં દત્તહોમ જેવી ધાર્મિક વિધિને પડતી મૂકવામાં આવી છે; માત્ર આપવાલેવાની શારીરિક ક્રિયા આવશ્યક છે. દત્તક પુત્ર માત્ર પોતાની દત્તક માતાની મિલકતમાંથી અર્ધો ભાગ મેળવી શકે છે, પણ તે સિવાય મરનાર પિતાના અન્ય વારસોને મળેલી મિલકતમાં ભાગ પડાવી શકતો નથી. દત્તવિધાનમાં દત્તક નામની એકજ પ્રથા સર્વ હિંદ માટે માન્ય રાખવામાં આવી છે.

[ 'સંસ્કૃતિ' ]

# સામસામો દાવ

## અરવિંદ પટેલ

૧]

### શહેરના લોકની વાત જ જવા દો!

સાંજે વાળુ કર્યા પછી ખડકીને ઓટલે બેસી હુક્કો પીતાં પીતાં રોજ ગામગપાટા ચાલતા હોય છે. આજે વાતવાતમાં શહેરની ચર્ચા શરૂ થઈ.

મથુરભાઇ: 'શહેરના લોકોની વાત જ જવા દો. ચંદુ મારો સગો જ ભત્રિજો છે, પણ અમદાવાદ ગયા હોઈએ ત્યારે એને તો મન ઉપર જ નહિ. એ એના ધંધામાં એટલે વીશીની જેમ આપણે જમી લેઇએ એટલુ જ. સાંજે વળી જમવામાં સાથે હોય. પણ એમાં ય મહેમાનગત જેવું તો કંઈજ નહિ.'

નારણભાઈ: 'હજુ તમારો ચંદુ તો એટલો સારો છે કે બોલાવે છે, જમાડે છે પણ મારો ભાણેજ તો આપણે ગયા હોઇએ તો ય મન ઉપર ધરાવતો નથી. હમણાં મારો ભાઇલાલ એના બેચાર મિત્રો સાથે ફરવા ગયો હતો. ગામડામાં આપણે જવાનું ય કયાં? એટલે એ કહે છે હું વડોદરા જઇ આવું. 'ગુણસુંદરી' પિકચર સારું છે તે જોતો આવીશ. એટલે એની સાથે ભાઇબધો થયા. મને કહીને તો એમ ગયો હતો કે બે ત્રણ દહાડા નિરાંતે ફરીને આવીશું. પણ વીલે મોઢે બીજે દહાડે બધા પાછા આવ્યા હતુનું મન સહેજે ય જુએ ત્યારે રહેવાયને?'

ભગવાનદાસ: 'શહેરનાં બધાંની વાત જ કરવા જેવી નથી. આપણે જાણીએ કે સગો શહેરમાં રહે છે તે કોક દહાડો સાજેમાંદે ય કામ આવશે. મારા ઘરમાંથી ગઇ સાલ કસુવાવડ થઇ ગઇ અને મરી જાય તેવી થઇ ગઈ એટલે આણંદ દવાખાનામાં એને લેઈ ગયો ત્યારથી મેં તો શહેરમાં રહેનારનું નાહિ નાખ્યું જ છે. રમણ કંઇ દૂરનો સગો છે? મારા ભાઈનો સગો સાળો થાય એટલે સાજેમાંદે એને ઘેર જઇએ એમાં એ આપણી ઊંડઓસ કરે તેમાં શી નવાઇ કરે છે? પણ એની વહુ ખબર જોવા જાય તેને ચા પાવામાં ય મરવા પડતી, દૂરનો મામલો રહ્યો એટલે ટંકે જમાડવું પડે એમાં કંઇ ચાલે? પણ એણે કોઇને આગ્રહ કર્યો નથી. મારો જમાઇ ગયો તેને ય એમને એમ કાઢયો.'

નાથાભાઇ: 'એવા લોકોને ઘેર આપણે તે શું પોક મૂકવા જઇએ? પણ કોઇ વખત અડીઓપટી હોય ત્યારે ન છૂટકે જવું પડે. એક વાર. મહેસાણાવાળી ગાડી લાગુ ન થઈ એટલે અમારે દસ જણને રાત્રે અમદાવાદ

રોકાઇ જવું પડયું. હવે રાત તો જ્યાંત્યાં કાઢવી. યાદ આવ્યું કે મારી સાળીનો જમાઇ રહે છે ત્યાં ચાલો. બે કલાક ફરીને ઘર શોધી કાઢયું. નવ દસ વાગી ગયા હતા. હું પહેલવહેલો જ ગયો હતો, ગામડે જો આમ આપણે ઘેર મહેમાન પહેલવહેલો આવ્યો હોય તો આપણા હરખનો પાર ન રહે અને એમને તો છપ્પન ઉપર ભૂંગળ વાગે છે. મોં કડવું કરી નાખ્યું. પૂછયું — જમવાના કે? ત્યારે એને એ નહિ સૂઝતું હોય કે આવેલો મહેમાન ટકે જમવાનો ન હોય ત્યારે અપવાસ કરવાનો હશે! હું ય એના માથાનો તે ના શું કામ કહું? ને હું એને ભારે પડું એવો ય કયાં હતો? સાળીની દીકરી એટલે મારે તો એના હાથમાં આપવાનું હતું, પછી એ ઊઠમેસ કરે એમાં નવાઇ શી છે? ભૂંડો ન મનતું જમ્યા, પણ એનું નામ કંઇ નહિ. પરોઢિયે વહેલા ઊઠયા ત્યારે એ આવજો જજોનો વિવેક કરવા ય ન જાગ્યો!'

નરોત્તમ: ''તમે બધા તો મોડા જાગો છો, પણ હું સૌ પહેલાં જાગ્યો છું. મારા બનેવીની શરૂઆતની સ્થિતિ નરમ હતી, અમે અહીંથી બધું મોકલીને પૂરું કરતા હતા એ કોઇનું અજાણ્યું નથી. છતાં એમનો નાનો ભાઇ મુંબઇમાં રહે છે તેણે મારા છોકરાને ઠેકાણે પાડવા કંઇ ન કર્યું.' મેં કહ્યું ત્યારે કહે, અંગ્રેજી ભણતર વગરનાનું મુંબઇમાં કામ નહિ. બધા અભણ આફ્રિકા સુધી પહોંચી ગયા, અને મુંબઇમાં ન ચાલે કહે એમ હું શી રીતે માનું? છેવટ મને ના ન કહેવાયું ત્યારે ઊલટ છોકરો ચોર છે એમ આળ ચડાવીને બદનામ કરીને ઇજ્જતે પાછો ધકવ્યો. ધારો કે છોકરો ન સમજમાં એવું કંઈ કરી બેઠો તે દાબીને ઢાંકવાનું કે ઉઘાડું કરી મારી આબરૂ ખોવાની? તે દહાડાનો મારો છોકરો બગડયો તે ન રહ્યો અહીંનો કે ત્યાંનો!'

## [ ૨ ]

## ગામડાના લોકથી ભગવાન તોબા!

શહેરના લોકો વાતો કરતા હતા.

મનુભાઈ: 'ગામડાના લોકથી તો ભગવાન તોબા! એમને સામાનો વિચાર તો કદી આવતો જ નથી. પછી આપણે એમને દાદ નથી દેતા ત્યારે કહે છે શહેરના લોક બોલાવતા નથી. ગામડાના લોક મહેમાનની પરોણા-ચાકરી કરે છે તેનો સોમો ભાગ પણ શહેરના કરતા નથી. પણ શહેરના મારા અનુભવથી મને ખાત્રી થઈ ગઈ છે કે શહેરમાં આવનાર કોઈ મહેમાન નથી. બધા આપણા ઘરનો વગર પૈસાની લોજ તરીકે ઉપયોગ કરવા માગે

છે. મહેમાન પ્રત્યેનો ભાવ લુપ્ત થઈ ગયો છે એમ ગામડાના લોકો વાતો કરે છે, પણ એમ નથી સમજતા કે મહેમાન જ નથી રહ્યા પછી એ ભાવ ક્યાંથી રહે? ગામડાવાળા કહે છે કે અમે સારી પરોણાચાકરી કરીએ છીએ, પણ એમ નથી સમજતા કે શહેરના જેટલી જો ગામડામાં ધમાલ પહોંચતી હોય તો એ કોઈને ન બોલાવે!'

નરહરિ: 'તમારી કહેલી વાત સાવ સાચી છે. ગામડામાં તો વરસમાં બેપાંચ વખત સગાસાગવા ખબરઅંતર જોવા કે બીજા કામે સઆને ઘેર જાય એટલે એ ધરાઈને પરોણાચાકરી કરે. પણ શહેરમાં તો બધા સૌ સૌના કામે આવે છે. હું દરેક મહેમાનને પૂછું છું કે કેમ આવવું થયું? તો કંઈ ને કંઈ કામ બતાવે છે. કોઈ એમ નથી કહેતો સાંભર્યો કે બહુ વખત થયો એટલે ખાલી ખબરઅંતર કાઢવા આવ્યો હતો. આમ કોઈ સાચો મહેમાન હોતો નથી, ફક્ત પોતાના કામે આવી આપણા ઘરનો ઉપયોગ વગર પૈસાની લૉજ તરીકે કરવા માગે છે. આપણે હજુ સારા છીએ કે મને કે કમને ટકે જમાડીએ છીએ, સુવાડીએ છીએ. છતાં એ લોકો ઉપરથી વાતો કરે છે કે મન દઈને બોલાવતા નથી!'

સુમંત: 'અને તેમાંય જો આપણા સગા જ આવતા હોય તો સારું, પણ એ વળી એમની લપો આપણને વળગાડે છે. વચ્ચે મારા મામાનો છોકરો ફરવા આવ્યો હતો. શહેર છે, કોઈ વખતે ફરવાનું મન થાય તેનો ય વાંધો નહિ, પણ સાથે એના બેચાર મિત્રોને લેતો આવ્યો હતો. હવે એ બધી લપને મારે શું લાગે વળગે? કામ હોય ને સગો આપણને ગોદ કરે તો એ ય લેખે લાગે, પણ શોખ મારવા માટે પણ આપણે ગોદ વેઠવી એ કયી જાતની મહેમાની? રાત્રે નાટકસિનેમા જોવા જાય, ઊંઘમાંથી જગાડે અને સવારમાં પરવારે ત્યાં સુધી એ ઊઠે નહિ!'

કપિલ: 'કામ પ્રસંગે આવે તો ય એ લોકોથી ભગવાન તોબા! મારા સાળાની સાસુ મંદવાડમાં દવાખાને આવ્યાં. આપણે સગાના સગા રહ્યા એટલે કંઈ મુશ્કેલી હોય તો મદદ કરીએ. દવાખાનામાં રહેવું હોય તો જરૂરી સરસામાન આપીએ. પણ આ તો નાખે બધું આપણા ઉપર. તે ય જો દર્દી એકલાની પંચાત હોય તો ફોડી લઈએ. પણ દર્દીને જોવા આવે તે લોકોની વેઠ પણ આપણે કરવાની. વળી ખબર જોનાર શહેર રહ્યું એટલે તરત પાછા ચાલવા માંડવાને બદલે મહેમાની કરવા રોકાય. અને આટલાથી બાકી હોય તેમ દવાખાનામાંથી જતી વખતે મારાં ગોદડાં એંગણે

એમના કોઈ ઓળખીતાના દર્દી આવ્યા તેમને આપ્યાં અને મને કહ્યું કે એ જાય ત્યારે કાળજી રાખીને મંગાવી લેજો! એ ગોદડાં પાછાં આવ્યાં ત્યારે એના ગલેફ તોડી નાખેલા, અને ચીકટાં તો એવાં કરી મૂકેલાં કે આપણને ચીતરી ચડે!'

શાંતિલાલ: 'એ બધા ત્રાસની વાતો ક્યાં કરવા બેસીએ? ગયે અઠવાડિયે જ દસ વાગે બારણે મારા નામની કોઈએ બૂમો પાડવા માંડી. મેં બારીએથી ડોકિયું કર્યું તો દસનું ધાડું. કોણ હશે એમ પૂછ્યું તો નામથી પણ હું એમને ઓળખી ન શક્યો. કહ્યું કે—તમારા સસરાના મોસાળપક્ષના અમે છઈએ. બારણું ઉઘાડ્યું. બે ખંડની રૂમમાં મારે આ અતિથિદેવોને ક્યાં આસન આપવાં એ જ મુશ્કેલી થઈ. એ તો સીધા મારી પત્ની સાથે સગાઈને દાવે વાત કરવા લાગ્યા અને એટલી રાત્રે જમવાનું કરવાનું થયું. ગાડી ચૂકી ગયા તેથી ઘર પૂછતા પૂછતા આવ્યા તેના કરતાં સ્ટેશન ઉપરની લૉજમાં પડી રહ્યા હોત તો બધાંને નિરાંત થાત. મારે ગઈ કાલનો, રાત-પાલીની નોકરી હતી એટલે ઉજાગરો હતો અને બાર વાગ્યા. અને પાછા વહેલી ગાડીએ જવું એટલે ચાર વાગે બધું ઊઠ્યું. હું કંટાળીને જાગતો હતો છતાં પડી રહ્યો!'

મોહનભાઈ: 'અરે! ગામડાના લોકને આપણે ગમે તેટલું કહીએ તો પણ રાજી કરવા મુશ્કેલ છે. મારા ભાઈની સાળીનો છોકરો અંગ્રેજી ભણેલો નહિ, અને એ લોક આગ્રહ કરે કે મુંબઈ લેઈ જાવ. છેવટ એમને ખોટું ન લાગે તે માટે મારે ઘેર રાખી મેં એક પેઢી ઉપર ગુમાસ્તીમાં મૂક્યો. છ મહિના ખાધું તો મારું ખાધું અને પેઢીમાં હાથ માર્યો તેનો ઠપકો મારે સાંભળવો પડ્યો. અમારા ઘરમાં પણ એક બે વખત એવું થયેલું પણ એના ઉપર વહેમ ગયેલો નહિ. છેવટ એ સ્થિતિમાં મેં એને ઘેર મોકલી દીધો, ત્યારે બાપ દીકરાનાં લક્ષણ જોવાને બદલે મને વગોવવા લાગ્યો કે મેં એમની આબરૂ ખોઈ!

મનહર: 'ટૂંકામાં વાત એટલી કે જ્યાં સુધી આપણે દબાયાચંપાયા એમની શરમ રાખી ગોદ વેઠીશું ત્યાં સુધી એ લોકો હેરાન કરવાના. બાકી જે દિવસે નશરમા થઈ આપણાં દ્વાર મફતની વીશી તરીકે અમારું ઘર નથી. એમ માની બંધ કરીશું ત્યારે એમને લૉજમાં ઉતરવું પડશે એટલે જ્ઞાનનાં પડળ ઉઘડી જશે કે કેટલી વીસે સો થાય છે. મેં તો મનથી નિશ્ચય કર્યો છે કે એમનો શિરપાવ મારે જોઈતો નથી અને ખાલી હેરાનગતિ ભોગવવી નથી!

# દરબાર સાહેબના દીકરાનું લગ્ન

[૧]

પાટીદાર નાતિના સમાજસુધારા માટે વડોદરામાં 'શ્રી સમસ્ત પાટીદાર સમાજ'ની પ્રવૃત્તિ શરૂ થઈ છે. એનું મંત્રીપદ મને સોંપવામાં આવ્યું છે. આ સંસ્થાના પ્રતિજ્ઞાપત્રો વહેંચતી વખતે મને એક ભાઈએ સીધું જ પૂછ્યું કે, 'કેમ શાના સુધારા કરવા નીકળ્યા છો? દરબાર સાહેબે હમણાં દીકરો પરણાવી કર્યો તેવો સુધારો કરવાનું કહો છો? નકામા માથાફોડ રહેવા દો. નાતના કામમાં બધા ય સરખા છે. કોઈને કંઈ જ કરવું નથી. વખત આવ્યે બધા જ પાણીમાં બેસી જાય છે.'

પૂ. દરબાર સાહેબના દીકરાનું સગપણ જાહેર થયું ત્યારથી એ સંબંધી લોકોમાં ખરીખોટી અનેક અગમનિગમની વાતો થાય છે. પરંતુ આ બધી ખોટી છે એ હવે તો 'પાટીદાર'માં જાહેર થઈ ગયું છે. આ લગ્નમાં આપવાલેવાનો કંઈ જ સોદો થયો નથી એમ હું પહેલેથી જ કહેતો આવ્યો છું. આ સંબંધ બંધાનાર દંપતિની મરજીથી જ જોડાયો છે એમ હું જાણું છું. એટલે સગપણ થયા પછી આ અંગે પૂ. દરબાર સાહેબને ઉતારી પાડવાના પ્રયત્ન થતા તે ખોટા ઠરાવવા મારાથી શકય તે પ્રયત્ન હું કરતો જ હતો.

પછી લગ્ન આવ્યું. એની ઉજવણી બહુ ભપકાથી થઈ. અને તેમાં પૂ. દરબાર સાહેબ હાજર રહ્યા. એટલે લોકોને તો પૂછવું જ શું? પરંતુ પ્રથમ જણાવ્યા પ્રમાણે એક ભાઈએ મને સીધો જ કટાક્ષ કર્યો એટલે મને આ બાબત અનેક વિચાર આવ્યા છે.

આમાં ખોટું શું થયું! એમ પ્રશ્ન પૂછતાં નીચેના વિચાર આવે છે. વરકન્યાની સમતિથી લગ્ન થયું છે એ તો સારું જ થયું. કન્યાના પિતા કરોડપતિ છે. લગ્ન વખતે એમણે પૈસા સારા પ્રમાણમાં ખર્ચ્યા પૈસાપાત્ર માણસો દેશની ગરીબાઈ ટાળવાનાં બીજા સારા કામો માટે પૈસા ન ખર્ચી શકતા હોય તો ભલે આ રીતે ખર્ચે. પૈસાનો સંગ્રહ કરવા કરતાં આ રીતે ય નાણું ખર્ચાય તેમાં ખોટું શું! એટલે ધન ભેગું કરનાર કંજુસ ધનવાન કરતાં આવા પ્રસંગોએ ખર્ચ કરનાર ધનવાન મને તો વધુ ગમે છે. અત્યારના કેટલાક સંજોગોનો વિચાર કરતાં એમ લાગે છે કે આ લગ્નની ઉજવણીમાંથી પૂ. દરબાર સાહેબ દૂર રહ્યા હોત તો સારું થાત.

આવો વિચાર આવવાનાં કારણો અનેક છે. પૂજ્ય દરબાર સાહેબ મહાન ત્યાગી છે. એમણે એમના ત્યાગથી અનેક યુવાનોમાં ત્યાગની ભાવના જાગૃત કરી છે. વળી તે ચુસ્ત ગાંધીભક્ત છે.

આવા મહાન માણસના થોડા અનુયાયીઓમાંના પૂ. દરબાર સાહેબ એક છે. એટલે એમની સાથે સંબંધ જોડાવાથી શ્રી હીરાભાઈ પણ કંઈક અંશે ગાંધીજીની વિચારશ્રેણી મુજબ આ લગ્ન ઉજવશે એમ જનતા આશા રાખે તો ખોટું નથી. વ્યક્તિસ્વાતંત્ર્યમાં માનતા પૂ. દરબાર સાહેબ આ બાબતમાં દીકરીના બાપ હોવાથી શ્રી હીરાભાઈ ઉપર લગ્ન અમુક રીતે જ ઉજવવાની ફરજ ન પાડી શકે. એટલે એ દૃષ્ટિએ આ ઉજવણી થઈ તેમાં તેમનો વાંક કાઢી ન શકાય. પરંતુ આ ઉજવણીમાં ભાગ ન લેવા તે સ્વતંત્ર હતા. અને તેમના જેવા ગાંધીભક્ત—જેમના જીવનમાંથી યુવકો ઘણી પ્રેરણા મેળવાથી આશા રાખે છે તેવા નેતા—આવા પ્રસંગે અલગ રહી ગાંધીજીનો આદેશ શો છે તે પોતાના વર્તનથી બતાવી શક્યા હોત તો સારું થાત. મોટા માણસો ય આચારથી દાખલો ન બેસાડે તો બીજાનું શું?

જીવનમાં લગ્નપ્રસંગ એ અગત્યનો પ્રસંગ છે. એ પ્રસંગ દરેક જણ પોતાની શક્તિ અનુસાર અને એટલી સારી રીતે ઉજવે એ સમજી શકાય એવી વાત છે. પરંતુ અત્યારે આપણા દેશમાં કેટલાંક ખાસ કારણોને લીધે શક્તિવાળા માણસોએ પણ આવા પ્રસંગો સંયમથી ઉજવવાનું જરૂરી છે. આ કારણો એવાં છે કે—લગ્ન એ સામાજિક પ્રસંગ છે. એમાં દેખાદેખીથી અને હરીફાઈથી ગજા ઉપરાંતનો ખર્ચ કરી લોકો પાયમાલ થાય છે. એટલે લોકોને સારો દાખલો બેસાડવા સાધનસંપન્ન માણસોએ પણ બને એટલી સાદાઈ રાખી આ પ્રસંગો ઉજવવાની જરૂર છે વળી અત્યારે ગુજરાતમાં દુષ્કાળની પરિસ્થિતિ છે. એવે પ્રસંગે આવા ખર્ચ કરવા કરતાં સંકટગ્રસ્ત લોકોને સહાય આપવા કંઈક દાન થાય તે જરૂરી છે.

ઉપર પ્રમાણેના વિચાર કરતાં વળી એક વિચાર આવે છે કે આમાં ભૂલ છે. જે કંઈ ખર્ચ વગેરે થયું તે શ્રી હીરાભાઈએ કર્યું. તેમાં દરબાર સાહેબનો શો વાંક? એનો જવાબ મળે છે કે દરબાર સાહેબ પાસે લોકો દોરવણીની આશા રાખે છે. અને આ પ્રસંગે પૂ. દરબાર સાહેબે—તેઓ જેમ જનતાને દોરે છે તેમ—શ્રી હીરાભાઈને યોગ્ય દોરવણી આપવી જોઈતી હતી. અને શ્રી હીરાભાઈએ તેમનું ન જ માન્યું હોત તો પોતે ઉજવણીમાંથી દૂર રહી વરકન્યાને આશીર્વાદ આપી સંતોષ માનવો જોઈતો હતો.'

બીજા કોઇને માટે નહિ ને પૂ. દરબાર સાહેબ પાસેથી આટલી બધી આશા રાખવી શા માટે? કેમ નહિ. પૂ. દરબાર સાહેબના જીવનમાંથી અનેક યુવકોને પ્રેરણા મળી છે. અને હજુ અનેક જણ પ્રેરણા મેળવવા આશા રાખે છે. અને એમના જેવાના વિચાર–વાણી કે વર્તનની અસર જ્ઞાતિમાં વધુ પ્રમાણમાં થાય છે. એટલે તેમની મોટાઇ કાયમ રહે તે જરૂરી છે. તેમના જેવાના જીવનની ક્ષતિઓથી એક વ્યક્તિને નહિ પણ સારા સમાજને નુકસાન છે. એટલે આપણા જેવા સામાન્ય માણસ કરતાં પણ આવા મોટા માણસોનું જીવન વધુ નિષ્કલંક રહે તે ખાસ આવશ્યક છે. અને એટલા જ માટે તેમણે આવા પ્રસંગે પોતાનું બિરૂદ કેમ ન બતાવ્યું તે ન સમજાતાં નિરાશ થવાય છે.

સમાજને આદર્શરૂપ જીવન જીવનાર દેશમાં થોડા માણસો પાકે તો સમાજના ઘણા વિકટ પ્રશ્નો ઉકલી જાય. બાકી કેવળ રાજસત્તાના કાયદાથી સમાજનાં દુઃખો ઓછાં થવાનાં નથી. અને તેથી જ ગાંધીજી જીવનમાં પોતાના વિચારો આચારમાં ઉતારવાનો આગ્રહ સેવતા. વિચારોને આચારમાં ઉતારી જીવન જીવવું એ અતિ કઠિન કામ છે. બહુ જ થોડા માણસો એ કામ કરી શકે છે. પરંતુ એવા થોડા જ પ્રજાને સાચે માર્ગે દોરી જવાના છે. એવા થોડા માણસોમાં પૂ. દરબાર સાહેબ ઊભી શકે એટલી તેમની તાકાત છે. છતાં આ વખતે તે નરમ પડ્યા એમ લાગે છે. આમ કેમ બન્યું તે સમજાતું નથી. પ્રભુ આવા મોટેરાઓને જાગૃત રાખો.

વડોદરા, ચિમનભાઇ મૂ. અમીન

[ ૨ ]

ગયા 'પાટીદાર'માં દરબારશ્રી ગોપાળદાસ દેસાઇના પુત્રનાં લગ્ન ભાદરણના શ્રી હીરાભાઈ આશાભાઇ પટેલનાં પુત્રી સાથે થયાં. તેનો હેવાલ આવ્યો એથી કંઇક રાહત અને કંઇક ખેદ થયો.

રાહત એટલા માટે થઈ કે આ સગપણ જાહેર થયું એટલે જ્ઞાતિનાં ઘણાં માણસોમાં જાત જાતના તર્કવિતર્ક અને વાતો થતી હતી કોઇ કહે કે દરબાર સાહેબે ત્રણ લાખ રૂપીઆ લીધા. કોઇ કહે કે મુંબઇનો બંગલો અને મોટર લીધી. દરબાર સાહેબ જેવા ત્યાગવીર માણસની બાબતમાં આવી વાતો માની શકાય એવી ન હતી. છતાં આ સગપણ થતાં આ જાતની વાતો સાંભળી નવાઇ લાગતી. 'પાટીદાર' માસિક વાંચી ખાતરી થઇ કે આપ–લેનો કોઇ સોદો આ લગ્નમાં થયો નથી એટલે સંતોષ થયો.

પરંતુ આ લગ્નમાં જે ભપકો અને ઠાઠ થયો તે જાણી ભારે આશ્ચર્ય અને ખેદ થયો. ખરી રીતે શ્રી હીરાભાઈ જેવા પૈસાપાત્રને ત્યાં લગ્ન થાય અને આ બધો ભપકો થાય તેમાં નવાઈ જેવું કશું નથી. પરંતુ આ લગ્નમાં સામા પક્ષે શ્રી દરબાર સાહેબ છે. દરબાર સાહેબ-ઘણી બાબતોમાં આપણા જીવનને પ્રેરણા આપે એવું જીવન જીવ્યા છે. એ ચુસ્ત ગાંધીભક્ત છે. એટલે એમને ત્યાંનું લગ્ન ગાંધીજીના સિદ્ધાન્તો અનુસાર તદ્દન સાદાઈથી થયું હોત તો વધુ શોભાવાળું દેખાત. જ્ઞાતિની દૃષ્ટિએ પણ શ્રી. દરબાર સાહેબ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. અને સમાજમાં તો સૌ મોટાનું અનુકરણ કરે છે. એટલે એમના જેવાને ત્યાંજ આ જમાનામાં આવા ઠાઠથી લગ્નપ્રસંગો ઉજવાય તો પછી સમાજસુધારાની આશા કે ઇચ્છા રાખનાર યુવકોએ કોનો દાખલો લેવો?

કોઈ કહેશે કે આમાં દરબાર સાહેબનો વાંક નથી. કારણ કે જે કંઈ ખર્ચ કે દેખાવ થયો તે કન્યાપક્ષ તરફથી કન્યાને ઘેર જ થયા છે. દરબાર સાહેબ તરફથી તો બહુ જ સાદાઈ હતી.

આ વાત સાચી હોય તો પણ આમાં એક વાત વિચારવા જેવી છે. પૂ. દરબાર સાહેબ આ લગ્ન સાદાઈથી ન ઉજવાય તો ગેરહાજર રહી શક્યા હોત તો તેમનું પગલું યુવકોને ખૂબ પ્રેરણાદાયી નીવડત.

આપણે ગામડાંના ઉદ્ધારની વાતો કરીએ છીએ અને આવાં લગ્નો ઉજવીએ છીએ. વળી અત્યારે તો ગુજરાતમાં દુષ્કાળ છે. હજારો લોક પાણી અનાજ વિના દુઃખી દુઃખી થઈ રહ્યા છે. આપણા દેશની ઉન્નતિ સાધવા મથતા દેશના થોડા મોટા માણસો પૈકી પૂ. દરબાર સાહેબ છે. એટલે આ પ્રસંગ સાદાઈથી ઉજવી પોતાના ધનનો લાભ આપણી ગ્રામપ્રજાને આપવાની સલાહ પૂ. દરબાર સાહેબે શ્રી. હીરાભાઈને આપી હોત તો ઘણું સારું થાત.

આપણું કમભાગ્ય છે કે પૂ. ગાંધીજીના નામે અને એમના પ્રતાપે આબરૂ પામેલા દેશના ઘણા માણસો પ્રસંગ આવ્યે આ રીતે નાપાસ થાય છે. ગામડાંનો ઉદ્ધાર, ગરીબાઈમાં સંતોષ, ગરીબોની સેવા વગેરેની વાતો કરનાર પ્રતિભાશાળી માણસો પણ ધનવાનોના તેજમાં અંજાઈ જાય છે અને પોતાના સિદ્ધાન્તો ભૂલી જાય છે. આ સંજોગોમાં યુવકવર્ગે પૂ. દરબાર સાહેબ પાસે રાખેલી આશા આ લગ્ન પુરતી તો ખોટી કરી છે આવું જ બને તો યુવકોએ કોની પાસેથી સાચી પ્રેરણા અને દોરવણીની આશા રાખવી એ જ સમજાતું નથી.

વડોદરા, શાન્તિલાલ કીશોરભાઈ પટેલ

[ ૩ ]

ગુજરાતનાં ગામડાં દુકાળથી ટળવળતાં હોય ત્યારે હસતે મોઢે ત્યાગવીર ગોપાળદાસ પોતાના ઘરનું લગ્ન આ રીતે કેમ ઉજવી શક્યા?

કહેવાય છે કે દરબાર સાહેબને આ લગ્નમાં આટલો ભપકો થાય તેની ખબર ન હતી. પરંતુ દરબાર સાહેબ પોતે આ લગ્ન મહાલે અને આ વૈભવની યાદગીરી ઉતારતી ફિલ્મમાં પણ હાજરી આપે છે. આ તો ગાંધીયુગ છે. લોકો તો જોશે તે કહેશે. શ્રી. મોરારજીભાઇ અને દરબાર સાહેબ જેવા ચુસ્ત ગાંધીસેવકો આશીર્વાદના નિમિત્તે આવા જલસાઓ મહાલશે અને સાદાઈની વાતો કરશે તો ગાંધીયુગની જાગૃત જનતા એ માનશે?

સંબંધ હોય તો હાજર રહેવું પડે એ વાત ખરી છે પણ એ સવડ તો સામાન્ય માણસો માટેની કહેવાય. મોટા માણસો પાસેથી લોકો ઘણું શીખે છે માટે તેમણે કેમ બોલવું, ઊઠવું, બેસવું, વર્તવું વગેરે બાબતોમાં વધુ સાવધ રહેવું જોઇએ. કહેવત છે કે 'લાખ મરજો લાખનો પાલનહાર ન મરશો.' એવી જ રીતે જનતાનાં જીવન સુધારનાર નેતાઓએ તો ગાંઠ વાળવી રહી કે 'લાખ ભૂલજો લાખનો દોરવનાર ન ભૂલશો.'

વડોદરા, રાવજીભાઈ કુ. પટેલ

# ગ્રં થ સ્વી કા ર

[૧] **શ્રાદ્ધનાતેર દિવસ** : લેખક–વિનોબા ભાવે, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, સાત આના.

[૨] **યોગિક જીવન** : લેખક – હરિભાઇ નારણભાઈ પટેલ, પ્રકાશક – ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ, રૂ. ૧ા.

[૩] **અમર ગાંધીજી** : લેખક – સોમાભાઈ ભાવસાર, પ્રકાશક–ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, ત્રણ આના.

[૪] **પહેલી ચોપડી** : (પ્રૌઢ શિક્ષણ વાચનમાળા) : લેખક –શંકરભાઈ સો. પટેલ, પ્રકાશક – પુ. સ. સા. મંડળ લિ, વડોદરા, ચાર આના.

[૫] **छिपा खजाना** : लेखक–छोटुभाओी सुथार, प्रकाशक–चरोतर अेज्युकेशन सोसायटी, आणंद, आठ आना.

**વિના –ઓછા – લવાજમ ફંડમાં મદદ**

નડિયાદના શ્રી રમણભાઇ ઇશ્વરભાઈ પટેલ તરફથી એમનાં સદ્ગત દીકરી બહેન હેમલતાના સ્મરણાર્થે રૂા. ૫, મળ્યા છે. જે આભાર તે ફંડમાં જમા કર્યા છે.

# સમસ્ત પાટીદાર સમાજ—૪

સમસ્ત પાટીદાર સમાજનો ટૂંક ખ્યાલ આપતી પત્રિકા તથા પ્રવેશપત્રો છપાઇ ગયાં છે, અને તેની માગણી કરનારને તથા બીજા કેટલાંકને તે મોકલાઇ રહ્યાં છે. આ પ્રવેશપત્રો ભરીને સભ્યો થવાનું પણ કેટલાંકે શરૂ કર્યું છે. સભ્યો સંબંધી વિગતવાર માહિતી હવે પછીના 'પાટીદાર'ના અંકમાં આપવા વિચાર છે.

સમાજના કાર્યમાં નાણાંની જરૂર ઊભી થવાથી તે માટે માગણી કરતાં કામચલાઉ નાણાં મળતાં જાય છે. વધુ નાણાં મળે તો સમાજના કાર્યનો પ્રચાર વધારે થઈ શકે. એવી નાણાંની મદદ આપવા ઇચ્છનાર નીચેને સરનામે તે મોકલે:—

**શ્રી ચિમનભાઇ મૂ. અમીન**
મંત્રી, સમસ્ત પાટીદાર સમાજ,
લેઉઆ શેરી, અમદાવાદી પોળ, વડોદરા.

સમાજના કાર્યની માહિતી મેળવવા ઇચ્છનારે, સભ્ય થવા ઇચ્છનાર તથા સભ્યો બનાવવા ઇચ્છનારે પણ ઉપર જણાવેલા સરનામે પત્રવ્યવહાર કરવો.

સમાજના કાર્ય સંબંધી વિચારણા કરવા તા. ૨–૧–'૪૯ને દિવસે સમાજના કાર્યવાહક મંડળની સભા મળી હતી. તે સભામાં કાર્યવાહકોએ સભ્યો નોંધવાનું નક્કી કર્યું હતું એ મુજબ કામ શરૂ થઈ ગયું છે.

એ સભામાં કાર્યવાહક મંડળ પૈકીનાં બહેન તથા બીજાં એક બહેન હાજર હતાં. તેમણે એવી જરૂરિયાત જણાવી હતી કે બહેનો માટે પ્રવેશપત્રમાં જણાવેલી શરતોમાં ફેરફાર હોવો જોઇએ. આ બાબત કાર્યવાહક મંડળે સ્વીકારી હતી; તથા તે સંબંધી વિચાર કરી બહેનો માટેનો પ્રવેશપત્રનો મુસદ્દો તૈયાર કરવા તે બે બહેનો ઉપરાંત બીજા ત્રણ સભ્યોની સમિતિ નીમી હતી. આ સમિતિ બહેનો માટેનું પ્રવેશપત્ર કેવું હોવું જોઇએ તે વિચારી કાર્યવાહક મંડળ પાસે તેની મંજૂરી મેળવશે.

સમસ્ત પાટીદાર સમાજ સંબંધી 'પાટીદાર'ના ગયા અંકમાંની પ્રસંગકથા નોંધ છે તેમાં તંત્રીએ સૂચવ્યા પ્રમાણેની દિશામાં કાર્ય કરવા સમાજની ઇચ્છા છે. એ ઇચ્છા બર આવવી તે સમાજને મળતા સહકાર ઉપર અવલંબે છે. અમે આશા રાખીએ છીએ કે સમાજોપયોગી આ આ પ્રવૃત્તિમાં સર્વ પાટીદાર ભાઈબહેનો સાથ આપશે.

શંકરભાઇ સો. પટેલ

# પ્ર * સં * ગ * ક * થા

**'અમારો કુળધર્મ'**

થોડા દિવસ ઉપર મારા એક સ્નેહી સાથે દવાખાનામાં એક ભાઈ બિમાર હતા તેમની ખબરઅંતર જોવા હું ગયો હતો. એ ભાઈની સારવાર કરવા તેમનાં દીકરી સાથે આવ્યાં હતાં. મારું ઓળખાણ આપતાં મારા મિત્રે કટાક્ષ કરતાં એ બહેનને કહ્યું–'તમે ઊંચા કુળવાળા મોટી મોટી પરઠણ લો છો તેનો વિરોધ કરે છે તે 'પાટીદાર' ના તંત્રી... અને બે દિવસ અગાઉ તેમના પિત્રાઈભાઈના દીકરાનો વિવાહ મોટી પરઠણ સાથે થયો હતો તેનો ઉલ્લેખ કરતાં એમણે સાથે સાથે પૂછ્યું–'....ભાઈએ કેટલી પરઠણ લઈને વિવાહ કર્યો?' એ બહેને હસીને પ્રત્યુત્તર આપ્યો: 'પરઠણ લેવી એ તો અમારા કુળનો ધર્મ છે!' મને હસવું આવ્યું. મારા મિત્ર હસીને મને કહે–'લ્યો કરો હવે આમની સાથે વાદવિવાદ.'

**પાંડવોનો કુળધર્મ**

આ જવાબ એ બહેન કટાક્ષમાં નહોતાં બોલ્યાં, સ્વાભાવિક રીતે જ તેમણે કહ્યું હતું. એ જે વાતાવરણમાં ઉછર્યાં હતાં અને પરણ્યાં હતાં એ હવા જ એવી હતી કે એમાં એમને પરઠણ સહજ લાગે. એમના દીકરાની પરઠણ પણ એમણે સારી લીધી હતી. મને આ નવા ધર્મની વાત સાથે અર્જુને દ્રૌપદીને પાંડવોના કુળધર્મની વાત કરી હતી તે યાદ આવી. સ્વયંવરમાં અર્જુને મત્સ્યવેધ કર્યો અને પોતે એકલા પરણવાને બદલે પાંચ ભાઈઓ પરણશે એમ કહ્યું ત્યારે દ્રૌપદીએ કહ્યું–એવું કેમ બની શકે? અર્જુને કહ્યું–એ તો અમારો કુળધર્મ છે. દ્રૌપદી એ કુળધર્મને કબૂલ રાખી પાંચ પતિને વરી. પછી જ્યારે અર્જુન સુભદ્રાનું હરણ કરી એને પરણી લાવી હસ્તિનાપુર આવ્યો ત્યારે દ્રૌપદીએ પોતાના અધિકાર ઉપર ત્રાપ પડ્યા અંગે ફરિયાદ કરી. અર્જુને કહ્યું–દેવી! તમારે આ અંગે નાખુશ થવાનું કંઈ કારણ નથી. એક કરતાં વધુ પત્ની કરવી એ અમારો કુળધર્મ છે! એના જવાબમાં દ્રૌપદી કહે છે કે, 'કૃપા કરી તમારા આ બધા કુળધર્મો તમારી પ્રજાને ન સોંપશો!'

**એ 'કુળધર્મ' ભાવિ પ્રજાને ન સોંપશો**

એટલે જે બહેને પરઠણ લેવી એ પોતાનો કુળધર્મ છે એમ કહ્યું, અને એમની જેમ જે બહેનો માને છે, વર્તે છે તેમને સૌને એ જ વિનંતિ કે એ કુળધર્મ

તમે તમારી પ્રજાને ન સોંપશો. પુરુષો એ કુળધર્મ છોડે તે તરફ ખરી રીતે બહેનોએ પ્રયત્ન કરવો જોઇએ. દ્રૌપદીની જેમ દરેક બહેને પુરુષ પાસેથી કુળધર્મ છોડાવવા પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે એ કુળધર્મથી સરવાળે બહેનોને જ નુકસાન થાય છે– થઇ રહ્યું છે. એટલે ખાસ કરીને કેળવાયેલ બહેનોએ પુરુષના આ કુળધર્મને પોતાનો ન માનવો, અને એ ધર્મ જેમ બને તેમ વહેલો લોપ થઈ જાય તેમ પ્રયત્ન કરવો જોઇએ.

## અમદાવાદમાં પાટીદાર ક્લબની સ્થાપના

ભદ્ર, મિશન રોડ ઉપર પી. ધનજીભાઈ સામે પાટીદાર ક્લબની સ્થાપના કરવામાં આવી છે. આમંત્રણમાં જણાવવામાં આવ્યું છે કે, 'અમદાવાદમાં વસતા સમસ્ત પાટીદારો માટે જાન્યુઆરી ૧૯૪૯થી પાટીદાર ક્લબની સ્થાપના થાય છે. આ ક્લબનો ઉદ્દેશ રમતગમતનાં અને મોજશોખનાં સાધનો તથા સારાં પુસ્તકો વગેરે વસાવી સમસ્ત પાટીદારોની શારીરિક અને નૈતિક ઉન્નતિ સાધવાનો તથા પરસ્પર સંપર્ક સમાગમ દ્વારા સેવા, સહકાર અને સંગઠન કેળવી જ્ઞાતિના ભલા માટે જરૂરી કાર્યો કરવાનો છે. ક્લબમાં હાલ તુરત ૫૦ મેમ્બરો લેવાના છે. અત્યાર સુધીમાં પચીસેક મેમ્બરો નોંધાઇ ગયા છે. ઉદ્‌ઘાટનસમારંભ તા. ૨–૧–'૪૯ને રવિવારે સાંજે પાંચ વાગે ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલના પ્રમુખપણા હેઠળ યોજવામાં આવ્યો છે.'

## લંડનમાં આયરીશ ક્લબ

અમદાવાદનું આ આમંત્રણ મળતાં ગઇ સાલ આયરીશ ક્લબ અંગે જગતના મહાન સાહિત્યકાર શ્રી. બર્નાર્ડ શોએ વ્યક્ત કરેલા તેમના વિચારો સહેજે યાદ આવે છે. લંડનમાં રહેતા આયરીશ લોકોએ પોતાની ક્લબ સ્થાપવાનો ગઇ સાલ નિર્ણય કર્યો ત્યારે શ્રી. બર્નાર્ડ શોને, એ આયરીશ હોવાને કારણે ક્લબને શુભેચ્છા પાઠવવા વિનંતિ કરી. એ વિનંતિના જવાબમાં તા. ૬–૩–'૪૮ના રોજ શ્રી. બર્નાર્ડ શોએ જણાવ્યું કે, 'લંડનમાં આયરીશ ક્લબની સ્થાપના ઇચ્છવાજોગ નથી. આયરીશ લોકોએ ઈંગ્લેન્ડમાં ઈંગ્લિશ ક્લબમાં દાખલ થવું જોઇએ. અને પ્લેગના જંતુની બીકની જેમ એકબીજાથી ભડકવાની વૃત્તિ છોડવી જોઇએ. જો લંડનમાં વસતા આયરીશ લોકો પોતાના ટોળામાંથી વિખૂટા પડવા માગતા ન હોય તો એમણે કદાપિ પણ આયર્લેન્ડ છોડવું ન જોઇએ. અલગતાની વૃત્તિથી તમે સામાની કદર નહિ કરી શકો તેમજ એમની પ્રજાનો પ્રેમ પણ નહિ મેળવી શકો. ઇંગ્લિશ ક્લબ તમને હમેશ

અનવકારે છે.' અને છેવટ પોતાનો લાક્ષણિક કટાક્ષ કરતાં એ ઉમેરે છે—'અંગ્રેજો વધારે મૂરખ હશે, કદાચ, પણ તેમ છતાં તેમની સાથે ભળવાથી અને સહકાર કરવાથી પરદેશીઓને ઘણું શીખવાનું મળશે !'

## આપણે એમાંથી શીખવાનું છે

શ્રી. બર્નાર્ડ શૉની દૃષ્ટિએ જોતાં જુદા જુદા પ્રાંતોમાં સ્થપાતાં મંડળો જેવાં કે, પૂનામાં ગુજરાતી મંડળ, અમદાવાદમાં મહારાષ્ટ્રીય મંડળ, કલકત્તામાં ગુજરાતી મંડળ અને વડોદરામાં બંગાળી મંડળ પણ ઈચ્છવાજોગ નથી. ખરી રીતે પર પ્રાંતમાં વસવા જનારે દૂધમાં સાકર ભળે તેમ તે પ્રાંતની પ્રજા સાથે ભળી જવું જોઇએ. પરંતુ એ કક્ષાને બાજુએ રાખીએ તો પણ જ્ઞાતિની કલબ સ્થપાય તે સંકુચિતતા બિલકુલ ઈચ્છવાજોગ નથી. અમદાવાદમાં જો સાચેજ રમતગમત કે વાચન માટે કલબની જરૂર હોય તો પાટીદાર કલબ, બ્રહ્મક્ષત્રિય કલબ કે ખડાયતા વણિક કલબની જરૂર નથી. પણ ખાડીઆ કલબ, એલિસબ્રીજ કલબ, મણિનગર કલબ, એમ દરેક લત્તાને અનુકૂળ હોય તેમ સ્થળની સીમાને ધ્યાનમાં રાખીને સ્થાપવી જોઇએ. અને તેમાં કોઇ પણ કોમનો માણસ આવી શકે. આજે જ્યારે જ્ઞાતિની સંકુચિતતા, ખાવાપીવામાંથી અને અડવાઆભડવામાંથી શહેરોમાં દૂર થઇ છે ત્યારે એ સંકુચિતતા રમતગમત, દવાચાકરી અને સેવા–સહકારમાં શું જરૂરી છે ! અમદાવાદના સમસ્ત પાટીદારો એક સ્થળે દૂર દૂરથી ભેગા થઇ કલબનો ઉપયોગ કરી શકે એ શું શકય છે? જરૂરી પણ છે? અને ૫૦ સભ્યો લેવાના હોય ત્યાં એ આશા ફળે પણ શી રીતે? આમ કોઈ રીતે જ્ઞાતિસૂચક કલબ શહેરમાં કે ગામડામાં જરૂરી નથી.

## ગાંધીજી–સરદાર કલબોમાંથી જન્મ્યા !

કલબના ઉદ્‌ઘાટન પ્રસંગે સો જેટલા પાટીદારભાઇઓ હાજર હતા. 'પાટીદાર બંધુ'ના તંત્રી શ્રી. વિઠ્ઠલભાઈ અમીન, શ્રી. મગનભાઇ ભીખાભાઈ પટેલ, ડૉ. છોટુભાઇ જે. પટેલ, શ્રી. દાદુભાઈ અમીન, શ્રી. ડાહ્યાભાઈ મોતીભાઈ વકીલ, ડૉ. દીનુભાઇ પટેલ, શ્રી. કેશવલાલ વકીલ અને શ્રી. રતિભાઇ પટેલે પ્રાસંગિક બે બોલ કહ્યા હતા. તેમાં ડૉ. દીનુભાઇએ કહ્યું તે ધ્યાન ખેંચે તેવું હતું—'આપણે જોઇશું તો યુરોપ ઈંગ્લેન્ડમાં જે મહાપુરુષો જન્મ્યા હોય તો તે ત્યાંની કલબોમાંથીજ. આપણા દેશમાં ગાંધીજી તથા વલ્લભભાઈ કલબોમાંથીજ આગળ આવ્યા છે!'

## પ્રમુખસ્થાનેથી શ્રી. રાવજીભાઇનું પ્રવચન

કલબનું ઉદ્‌ઘાટન કરતાં શ્રી. રાવજીભાઇએ જણાવ્યું કે, 'સહુ વાતો મેં સાંભળી. પહેલેથી જો આવું હોત તો હું ના પાડત. કારણ હમેશાં હું કલબથી ભાગું છું. હું જિંદગીમાં કોઇ કલબમાં ગયો નથી. હમેશાં શબ્દોની પાછળ સંસ્કૃતિ રહેલી હોય છે. હોટેલ, સ્ટેશન....વગેરે પાછળ સંસ્કૃતિ હોય છે. આથી હું કલબથી ભાગું છું. ગાંધીજી કંઇ કલબમાં નહોતા જતા. અને સરદારને કલબમાંથી ખસેડ્યા પછીજ તેઓ સરદાર થયા હતા. તે પહેલાં તો લોકોના ઠઠ્ઠાજ કરતા હતા. મારા મિત્રોએ મને પૂછ્યું હતું–શું તમે કલબની ઉદ્‌ઘાટનવિધિ કરો છો ! પણ શ્રી. વિઠ્ઠલભાઇ અને ગોવિંદભાઈ જેવા જુવાનો આવતાં હું નમી પડું છું. આથી તેમને આધીન થઈ હું અહીં આવ્યો છું. કોમી હરીફાઇઓ માટે આવી સંસ્થાઓ નથી. હિંદમાં અનેક નાતો છે. પણ, જો એનો સદુપયોગ થાય તો ફાયદો છે. ખેડા સત્યાગ્રહ વખતે અમે આ ગોળ અને જ્ઞાતિઓનો ફાયદો ઉઠાવ્યો હતો. એકનિષ્ઠાથી અને યોજનાપૂર્વક કામ કરીએ તો જ્ઞાતિઓના ઘણા ફાયદા છે. નદીઓનું વહેણ સમુદ્ર તરફ હોય છે. કોમો તે નદીઓજ છે. બધાનો પ્રવાહ નદીઓની જેમ એક તરફ હોવો જોઇએ. કોમી દૃષ્ટિ ન જોઇએ. કામની સુગમતા માટેજ આવી જ્ઞાતિઓ છે. સંસારિક, આર્થિક...વગેરે અનેક બાબતોમાં અનેક કામ કરવાનાં છે. જો આ જાતની દૃષ્ટિ હોય તો વાંધો નથી.'

## દુઃખદ સ્થિતિ

ડૉ. દીનુભાઇએ કહ્યું, ગાંધીજી અને સરદાર કલબોથી આગળ વધ્યા. શ્રી. રાવજીભાઇએ કહ્યું, ગાંધીજી કલબમાં નહોતા જતા અને સરદાર જતા બંધ થયા ત્યાર પછી સરદાર બન્યા ! આમ એક જણે કલબનાં ગુણગાન ગાયાં ત્યારે બીજાએ તેને નબોડી! યુરોપમાં કયા મહાપુરુષો કલબોમાંથી જન્મ્યા તેનાં નામ ડૉ. દીનુભાઇએ આપ્યાં નથી એટલે એ ઉપર વિવેચન કરવું શકય નથી. આગળ શ્રી. રાવજીભાઇએ કહ્યું કે, હમેશાં હું કલબથી ભાગું છું. અને છતાં એ ભાગનાર પુરુષને હાથે જ્ઞાતિકલબની ઉદ્‌ઘાટનક્રિયા થાય છે ! કારણ કે શ્રી. વિઠ્ઠલભાઇ જેવા જુવાનો આવતાં પોતે નમી પડે છે. માણસ પોતાની ભૂલ હોય તે સુધારે, એવા અર્થમાં યુવકના હાથે શ્રી. રાવજીભાઇ નમી પડે તો એમાં ખોટું નથી. પણ એવું કંઇ છે નહિ. એ પોતેજ કહે છે, સહુ વાતો મેં સાંભળી. પહેલેથી જો આવું હોત તો હું ના પાડત. એટલે એક વાત તો ચોક્કસ થાય છે કે શ્રી. રાવજીભાઇએ અનિચ્છાએ આનું

ઉદ્‌ઘાટન કર્યું. અને તે સ્થાનેથી જ્ઞાતિઓને ગૌરવ આપતાં કહ્યું કે, કોમો તે નદીઓ જ છે. જ્ઞાતિને નદી કહેનાર શ્રી. રાવજીભાઈને આ પ્રથમ સાંભળ્યા. બાકી મહાત્માજીએ એને ગંધાતાં ખાબોચિયાં કહ્યાં છે અને તેને પૂરી દેવાની વહેલામાં વહેલી જરૂર છે એમ તો સૌ જાણે જે. શ્રી. રાવજીભાઈ કહે છે, ખેડા સત્યાગ્રહ વખતે અમે આ ગોળ અને જ્ઞાતિઓનો ફાયદો ઊઠાવ્યો હતો. શ્રી રાવજીભાઈને યાદ દેવડાવાનું કે સ્વ. મહમદઅલી ઝીણાએ પણ કોમને નામે લાભ ઉઠાવી પાકિસ્તાન મેળવ્યું છે! આજે પણ રાજકારણમાં કોમનો લાભ લેવાતો હશે. પણ એથી કોમ ઉપયોગી ઠરતી નથી, હથિયાર ઠરે છે. આગળ એ કહે છે, કામની સુગમતા માટેજ આવી જ્ઞાતિઓ છે. તો પૂછવાનું કે જ્ઞાતિ પાસે હવે કયું કામ છે? પાટીદાર કલબથી કામમાં શી રીતે સુગમતા આવશે? સાચેજ કલબ દ્વારા જો કંઈ સેવા કરવી હોય તો જ્ઞાતિવાર નહિ પણ સ્થળવાર કલબ હોય તો સુગમતા થાય. શ્રી રાવજીભાઈ જેવા કોંગ્રેસના ઊંચા દરજ્જાના પુરુષ આમ અનિચ્છાએ જ્ઞાતિકલબનું ઉદ્‌ઘાટન કરે અને જ્ઞાતિનો બચાવ કરે એ સાંચેજ દુઃખદ સ્થિતિ છે.

### વચલા ગાળામાં આપણું કર્તવ્ય

નાતજાતના ભેદભાવ વગર, પ્રાંતિકતાની સંકુચિતતા વગર, હિન્દને જે રીતે આપણા નેતાઓ એક પ્રગતિશીલ દેશમાં રૂપાંતર કરવા માગે છે, જેને માટે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ પ્રાણનું બલિદાન આપ્યું, તે આદર્શ રીતે તો ભવિષ્યમાં પર પ્રાંતમા રહેતી બીજી પ્રજા પોતાનાં અલગ મંડળ સ્થાપે તે પણ શ્રી. બર્નાર્ડ શૉ કહે છે તેમ નાબૂદ કરવાં પડશે. જ્ઞાતિઓ પણ કાઢવી પડશે. લગ્નના વ્યવહાર પૂરતી જ્ઞાતિઓ આજે રહી છે ત્યારે આદર્શ તરીકે કામ કરવા માગતા માણસોનું કાર્ય જ્ઞાતિ તરીકે સામાજિક પ્રશ્નમાંજ પરિસમાપ્ત થવું જોઇએ. એ સિવાય જ્ઞાતિમંડળોએ બીજા કાર્યને પોતાનામાં સમાવવું ન જોઇએ. એ દૃષ્ટિએ વડોદરામાં સ્થપાયેલ સમસ્ત પાટીદાર સમાજ આવકારદાયક છે. એ સમાજ અંગે માસિકમાં દર અંકે, સમાચાર આપવામાં આવે છે. મંડળે બહાર પાડેલી પત્રિકામાં એણે જે કાર્ય સ્વીકાર્યું છે તે એ રીતે સામાજિક પૂરતું મર્યાદિત છે.

### સમસ્ત પાટીદાર સમાજનું કાર્યક્ષેત્ર

મંડળે પત્રિકામાં બતાવેલું કાર્યક્ષેત્ર નીચે પ્રમાણે છે. (૧) વરવિક્રય તથા કન્યાવિક્રયનું અનિષ્ટ દૂર કરવા માટે તેમજ લગ્નમાં થતા ખર્ચ અને

તેટલા ઓછા થાય તેને માટે પ્રયત્ન કરવો. (૨) મરણ પાછળ થતા જમણવારો બંધ કરાવવા પ્રયત્ન કરવો. (૩) જૂની માન્યતાઓને આધારે કુલીન ગણાતાં ગોળ, ગામ કે કુટુંબમાંજ કન્યાઓ આપવાનો મોહ છે તેને બદલે સંસ્કાર તેમજ બીજી રીતે સારાં લાગતા ગોળ, ગામ કે કુટુંબમાં કન્યાઓ આપવાનો પ્રચાર કરવો. (૪) જુદા જુદા ગોળ અને લેઉવા, કડવા વગેરેના ભેદો ઓછા થઈ તેમની વચ્ચે એકતા થાય તેમ કરવું. (૫) વિધવાવિવાહને ઉત્તેજન આપવું, તથા વિધવાની ઉન્નતિના પ્રયત્ન કરવા. આ એનું કાર્યક્ષેત્ર જોતાં નં. ૩માં સંસ્કારના ધોરણે લગનવ્યવહાર તરફ દષ્ટિ રાખી હોત તો બસ હતી. વળી પાછા સારાં લાગતા ગોળ, ગામ કે કુટુંબની માયાજાળ રચવાની કંઇ જરૂર નથી. નં. ૪માં જ્ઞાતિના ભેદોજ કેવળ દૂર થાય તેથી સંતોષ ન માનતાં, સંસ્કાર પ્રમાણે આંતરજ્ઞાતિય લગ્ન થાય તેમ આ મંડળ સ્વીકારે છે તેમ રાખવું જોઇતું હતું.

## વિદ્યાનગરમાં કેળવણીની નવી સંસ્થા–શારદા મંદિર

વિદ્યાનગરમાં બે વર્ષની અંદર કેળવણીની ચાર સંસ્થાઓ કામ કરે છે. આર્ટસ અને સાયન્સ કોલેજ, એન્જિનિયરીંગ કોલેજ અને ડીપ્લોમા કોર્સના વર્ગો. આ વરસથી સરકારે માધ્યમિક શાળાના સત્રમાં ફેરફાર કર્યો છે. પહેલાં શાળાનું નવું વરસ જૂનથી શરૂ થતું તેને બદલે આ સાલથી માર્ચ તા. ૧થી વરસ શરૂ થનાર છે. અને એ નવા વરસથી વિદ્યાનગર શરૂઆતની બે સંસ્થાઓનાં મંડાણ કરે છે. પાયાની કેળવણી તરીકે બાલભવન અને કુમારભવન અને માધ્યમિક કેળવણી તરીકે કિશોરભવન, એમ બે સંસ્થાઓ શરૂ થનાર છે. વિદ્યાનગરની કેળવણીની યોજના પાયાથી માંડી ઉચ્ચ શિક્ષણ સુધીની છે. આણંદમાં કોલેજોની પ્રથમ જરૂર હતી એટલે તેની શરૂઆત કર્યા પછી વિદ્યાનગર આ નવા વરસથી પાયાની કેળવણી તરફ મંડાણ કરે છે. એ અંગે જેમને માહિતી જોઇતી હોય તે અને પોતાનાં બાળકોને દાખલ કરાવવા માગતા હોય તેમણે પ્રવેશપત્ર મંત્રી, ચારુતર વિદ્યામંડળ, વલ્લભવિદ્યાનગર, વા. આણંદ એ શિરનામેથી મંગાવી લેવાં.

## મધમાખના ઉછેર સંબંધી

માગશરના અંકમાં શ્રી એસ. કે. કાલાપુરનો 'મધમાખીનો ઉછેર' એ લેખ છપાયો છે. એ વાંચીને વડોદરાથી એક ભાઈએ પૂછાવ્યું કે એ અંગેનાં સાધનો અને માહિતી જોઇતાં હોય તો કયાંથી મળી શકે? એટલે કાર્યાલયથી એ અંગે માહિતી મેળવવા મુંબઇ ડીરેકટર આફ પબ્લીસીટી ઓફિસને

# ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડ

## ગ્રામોદ્ધાર કાર્યાલય

### વલ્લભ વિદ્યાનગર

વિજ્ઞાનની મદદથી અનેક બાબતોમાં ગ્રામજનતાને સહાય કરવાનો આ કાર્યાલયનો હેતુ છે. આ કાર્યાલયમાં ખેતીવાડી અને આરોગ્ય સુધારવા માટે વપરાતી વસ્તુઓ બનાવવાનું શરૂ કરવામાં આવ્યું છે. મંડળની બધી બનાવટો સસ્તા દરે પૂરતા પ્રમાણમાં કાર્યાલયમાંથી મળી શકશે.

### ખેતીવાડી

આપણા દેશના અનેક કૂટ પ્રશ્નોમાં અનાજનો પાક વધારવાનો પ્રશ્ન ઘણો અગત્યનો છે. તે માટે સરકાર અનેક ઉપાયો યોજી રહી છે. મંડળ પણ આ બાબતમાં ખેડૂતોને અને સરકારને બનતી સર્વ મદદ આપવા પ્રયત્ન કરી રહ્યું છે. એક વર્ષથી સીમેન્ટની અનેક કદ અને જાતની પાઇપો બનાવી કુવાના પાણીથી ખેતી કરવામાં મંડળ ખેડૂતોને મદદ કરી રહ્યું છે. લગભગ ૨૫ એકર જમીનમાં પાક કરવા માટે પૂરતી પાઇપો મંડળ દરરોજ બનાવી શકે તેમ છે. પરંતુ બનાવટમાં જરૂરી માલ સીમેન્ટ અને રેતી મેળવવામાં અનેક મુશ્કેલીઓ નડે છે; છતાં બધા જ શક્ય ઉપાયો યોજી વલ્લભ વિદ્યાનગરથી લગભગ ૨૫ માઇલની આસપાસનાં ગામોને ખેતી માટે સીમેન્ટની પાઇપો પૂરી પાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

આ દિશામાં ખાતર પણ એક અગત્યનો ભાગ ભજવે છે. ખેડૂતોને થોડા ખાતરે ઘણો લાભ થાય તેવું ખાતર અહીં બનાવવામાં આવે છે. આ ખાતર આખા ખેતરોમાં નાંખવાનું નથી, પણ 'બી'ને વૈજ્ઞાનિક રીતે તૈયાર કરેલા આ ખાતરના પાણી સાથેના મિશ્રણમાં લગભગ દસથી બાર કલાક ભીંજવી રાખી વાવવાથી ઉગનાર છોડને પૂરતું પોષણ મળે છે. બીજાં ખાતર કરતાં આ ખાતર પ્રમાણમાં ઘણું જ ઓછું જોઇતું હોવાથી ખેડૂતને પરિણામે પાક તૈયાર કરવામાં સસ્તુ પડે છે. બીજાં ખાતરો આખા ખેતરમાં નાંખવામાં આવતાં હોવાથી નકામા છોડને પણ તેથી પોષણ મળતું હોવાથી નીંદામણ ખૂબ વધે છે અને ખાતરનો પૂરેપૂરો ઉપયોગ પાકને માટે થતો નથી; જ્યારે આ ખાતર 'બી'ના પોષણ માટે જ વપરાય છે અને જંતુનાશક હોવાથી ગેરૂ જેવા રોગને નાબૂદ કરવામાં ઉપયોગી થાય છે.

ખાતર વાપરવાની પદ્ધતિ નવીન હોવાથી તેનો ઉપયોગ કરવા ઇચ્છનાર સજ્જનો અંતે આ કાર્યાલયમાં આવી 'બી' કેવી રીતે તૈયાર કરવું તે બરાબર સમજી લઇને જ તેનો ઉપયોગ કરે એ ઇષ્ટ છે.

સામાન્ય રીતે 'બી' ના વજનના ચોથા ભાગના વજનનું ખાતર બસ થશે. દાખલા તરીકે એક વિઘામાં ૧૦ શેર બાજરી વાવવાની હોય તો તે માટે ફક્ત ૨૧/૨ શેર ખાતર જ જોઈશે. આ ખાતર ખાસ રસાયણિક દ્રવ્યોનું બનાવેલું હોવાથી તેને ડબામાં જ પેક કરવાની અને ખુલ્લું નહિ રાખવાની ખાસ જરૂર છે. અઢી રતલી ડબાની કિંમત રૂ. ૫-૮-૦ અને ૪૦ રતલી ડબાની કિંમત રૂ. ૮૦/ છે.

## આરોગ્ય

આમાં આમજનતાને હેરાન કરતા કેટલાક રોગોમાં પ્રજાને રાહત આપવાનો હેતુ છે. કાર્યાલયમાં ફીનાઈલ, અને શુદ્ધ ક્વીનાઈનની ઉત્તમ બનાવટો સસ્તા દરે બનાવવા અને આપવાની યોજના થઈ છે. ટૂંક સમયમાં દરરોજના વપરાશમાં આવે તેવી કેટલીક બીજી દવાઓ બનાવવાની વ્યવસ્થા પણ કરવામાં આવશે.

આ કાર્યાલયનું સંચાલન આ વિષયનાં નિષ્ણાતો અને અનુભવીઓના સહકારથી થઈ રહ્યું છે.

ગામડાંનો મોટામાં મોટો શત્રુ મેલેરિયા છે. આ રોગ માટે ક્વીનાઈન સિવાય બીજો રામબાણ ઉપાય જણાયો નથી. છેલ્લાં કેટલાંક વર્ષોથી તો ક્વીનાઇન મેળવવું અને વાપરવું એ સારાં સારાં દવાખાનાં અને ડોકટરો માટે પણ મુશ્કેલ હતું ક્વીનાઇનના કાળા બજારના ભાવ આસ્માને ચડ્યા હતા; એટલે ક્વીનાઈન અને તેની શુદ્ધ બનાવટો અહીં જ બનાવવાની અને તે સસ્તા દરે પૂરી પાડવા વ્યવસ્થા કરવામાં આવી છે.

| દવાનું નામ | વજન | કિંમત |
|---|---|---|
| ક્વીનાઇન સલ્ફેટ | = ૫ ગ્રેનની એક એવી ૧૦ ગોળીનું પેકેટ | ૦-૮-૦ |
| | = એક રતલ (૧૪૦૦) ગોળીઓ | ૫૫-૦-૦ |
| સિંકોના ફેબ્રીફયુજ | = ૫ ગ્રેનની એક એવી ૧૦ ગોળીનું પેકેટ | ૦-૪-૦ |
| | = એક રતલ (૧૪૦૦) ગોળીઓ | ૩૦-૦-૦ |

સિંકોના ફેબ્રીફયુજ બધિરતા, ગરમી આદિ ક્વીનાઇનનાં દૂષણ રહિત, સગર્ભા સ્ત્રીઓ પણ લઈ શકે તેવી ક્વીનાઇનની સહિસલામત અને સસ્તી બનાવટ છે.

## પાણીનું પૃથક્કરણ

પાક અને આરોગ્ય માટે નવા ખોદાતા કુવાના પાણીનું પૃથક્કરણ કરવાની ગામડાના લોકોને ઘણી હાડમારી પડે છે એટલે તે પૃથક્કરણ પણ અહીં કરવાની વ્યવસ્થા કરવામાં આવી છે. આ માટે આશરે ૧૦ રતલ પાણી ચોખા સીસામાં ભરી મોકલવાનું છે. પૃથક્કરણ ફી રૂ. ૧૦) રાખવામાં આવી છે, જે પાણી સાથે જ મોકલવી જોઈશે.

ભીખાભાઇ કુ. પટેલ
મંત્રી.

ચરોતર પ્રેસ, આણંદ

## 'પાટીદાર'ના વાચકો જરૂર વાંચે

માસિકના તંત્રી ઈશ્વર પેટલીકરનાં પુસ્તકો સર્વ બુકસેલરો પાસેથી મળે છે. અત્યાર સુધી 'પાટીદાર' કાર્યાલય એ પુસ્તકો ગણતું નહિ. છતાં આફ્રિકાના ગ્રાહકોમાંથી અને દેશમાંથી પણ અવારનવાર એ પુસ્તકો માટે 'પાટીદાર' કાર્યાલયને લખવામાં આવતું. એટલે અત્યાર સુધી તેની વ્યવસ્થા કાર્યાલય અન્ય બુકસેલર પાસે કરાવી લેતું.

પરંતુ આપને જણાવતાં આનંદ થાય છે કે સન ૧૯૪૯ના નવા વર્ષથી એ પુસ્તકો વેચવાનું કાર્યાલયે નક્કી કર્યું છે. એટલે તે મંગાવવા માટે 'પાટીદાર'ના ગ્રાહકોને વિશેષ અનુકૂળતા થઈ પડશે. આફ્રિકાના ગ્રાહકો 'પાટીદાર' માસિકના લવાજમ સાથે જે પુસ્તકો જોઈતાં હોય તેટલી રકમના પોસ્ટલ ઓર્ડર સાથે મોકલી શકશે. તેમજ દેશના ગ્રાહકો પણ મંગાવી શકશે. દેશમાં જે સ્થળો રેલ્વે ઉપર હશે તેને રેલ્વે પાર્સલથી તે મંગાવવામાં આવશે તો પોસ્ટેજનું ખર્ચ ભોગવવું નહિ પડે. પરંતુ તે સગવડ આખા સેટ મંગાવનારાને અનુકૂળ પડશે.

::

## પુસ્તકોની યાદી

| નવલકથાઓ | | નવલિકાઓ | |
|---|---|---|---|
| (૧) જનમટીપ | રૂ. ૩ | (૮) તાણાવાણા | રૂ. ૩ |
| (૨) લખ્યા લેખ | રૂ. ૩॥ | (૯) માનતા | રૂ. ૧॥ |
| (૩) ધરતીનાં અવતાર | રૂ. ૨॥ | **ગ્રામ સાહિત્ય** | |
| (૪) પંખીનો મેળો | રૂ. ૨॥ | (૧૦-૧૧) પટલાઈના પેચ ભા. ૧-૨ | રૂ. ૧ |
| (૫) પાતાળ કૂવા | રૂ. ૩ | (૧૨) કંકુ ને કન્યા | રૂ. ૧ |
| (૬) કળિયુગ ભાગ ૧ | રૂ. ૩ | **રેખાચિત્ર** | |
| (૭) કળિયુગ ભાગ ૨ | રૂ. ૩ | (૧૩) ગ્રામચિત્રો | રૂ. ૧॥ |

**આફ્રિકા માટે આખા સેટનું રજી. પોસ્ટેજ રૂ. ૪-૧૪-૦**

**દેશ માટે રૂ. ૨-૨-૦. એક પુસ્તકનું પોસ્ટેજ રૂ. ૦-૬-૦**

: લખો :

**'પાટીદાર' કાર્યાલય. આણંદ.**

મુદ્રક : આશાભાઈ ગોરધનભાઈ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ
પ્રકાશક : ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ, પાટીદાર કાર્યાલય, આણંદ

'પાટીદાર'ના વાચકો જરૂર વસાવે

# રૂા. ૧૪માં ૧૩ પુસ્તકો અને ૨૪ અંકો

[પરદેશમાં—રૂા. ૧૯માં] ટપાલખર્ચ સહિત

## પ્રતિમા

આ માસિકમાં મોટી સાઇઝનાં લગભગ પોણા સાતસો પાનાં (ચાલુ પુસ્તક સાઇઝનાં સાડી તેરસો પાનાં) અને લવાજમ ભરો તેની સાથે જ પાકા પૂંઠાનું, જેકેટ સાથેનું સુંદર ભેટપુસ્તક મળે છે. લવાજમ ફક્ત રૂા. પાંચ જ છે. (પરદેશમાં રૂા. સાત) ઘરની પ્રત્યેક વ્યક્તિને ખૂબ ઉપયોગી એવું ગુજરાતનું આ એકજ માસિક આ પ્રકારનાં લખાણ આપે છે.

## પુષ્પ

બાલકન—જી. બારીનું મુખપત્ર. બાળકોનું પોતાનું માસિક. આ માસિક અખિલ ભારત બાળક સંઘના મુખપત્ર રૂપે ચાલે છે. પ્રત્યેક અંકમાં એક ચિત્રવાર્તા, જીવનચરિત્ર, સચિત્ર સુંદર રસભરી વાર્તાઓ, વિજ્ઞાન, હાસ્ય, કવિતાઓથી ભરેલું આ માસિક ગુજરાતનાં ઘરે ઘરે બાળકોના હાથમાં રમે છે. તમારા બાળકના વિકાસ માટે આ માસિક જરૂર વસાવવું પડશે—

—ને કેટલું સસ્તું? વર્ષે ફક્ત રૂા. ત્રણ મોકલવાના હોય છે. પરદેશ માટે રૂા. સાડા ચાર.

## સંસારચક્ર ગ્રંથાવલિ

બાર પુસ્તકના આ સંપુટના લેખક શ્રી. સોપાન છે. પુસ્તકોનાં નામ જ એની ઉપયોગીતા પૂરવાર કરે તેવાં છે.

(૧) કુમાર સાથે, જીવનચર્ચા (૨) લગ્નચર્ચા (૩) કન્યા સાથે જીવનચર્ચા, (૪) લગ્નચર્ચા (૫) યુવક સાથે—કર્તવ્ય ક્ષેત્ર (૬) લગ્નજીવન (૭) યુવતી સાથે—કર્તવ્ય ક્ષેત્ર (૮) દાંપત્યજીવન (૯) શ્રીમાન સાથે—સમાજ જીવન (૧૦) કુટુંબ જીવન (૧૧) શ્રીમતી સાથે—સમાજ જીવન (૧૨) કુટુંબ જીવન

બારેયનું લવાજમ ફક્ત રૂા. ૭. પરદેશ રૂા. સાડા સાત.

## જીવન સાહિત્ય મંદિર

કાલબાદેવી રોડ, મુંબઈ ૨ * ગાંધી રોડ, અમદાવાદ

પ્રસ્થાન

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

ફાગણ સં. ૨૦૦૫ | ફેબ્રુઆરી-'૪૯ | વર્ષ : ૨૬ અંક : ૫

# મનુષ્ય

સૃષ્ટિ ઉપર અસંખ્ય કોટિનાં પ્રાણીઓ છે. મનુષ્ય પણ એમાંનું એક પ્રાણી છે. પરંતુ સર્જનહારે બીજાં પ્રાણીઓમાં અને મનુષ્યમાં એક તફાવત રાખ્યો છે. કોઇ એ તફાવત વાણીના ગણે છે પરંતુ ઉચ્ચાર શીખવ્યો હોય તો પોપટ પણ કરે છે. એટલે વાણી એ મનુષ્યનો જ જાતિગુણ છે એમ સ્વીકારી લેઇએ તો પોપટ એમાં દાવો નોંધાવતો સામે ઊભો રહે છે.

મનુષ્યને સારાસારની બુદ્ધિ આપી છે, અને બીજાં પ્રાણીઓમાં તે નથી, એ ભેદથી મનુષ્યને બીજાં પ્રાણીઓથી જુદો પાડવામાં આવે છે. પરંતુ બુદ્ધિ કેવળ મનુષ્યમાં છે અને બીજામાં નથી જ એમ આપણે કહી શકીએ નહિ. બુદ્ધિશક્તિથી પોતાના માલિકનો જીવ બચાવનાર તેમજ બીજાં કામ કરનાર પ્રાણીઓ — કૂતરો, ઘોડો, હાથી વગેરેની વાતો આપણે સાંભળીએ છીએ. અમુકને જાતઅનુભવ પણ છે. એટલે કેવળ બુદ્ધિથી પણ મનુષ્ય બીજાં પ્રાણીઓથી જુદો પડે છે એમ સ્વીકારી શકાય નહિ.

પરંતુ મનુષ્યમાં અને બીજાં પ્રાણીઓમાં ભેદ છે એ તો ચોક્કસ. બીજાં પ્રાણીઓ એમની પ્રાકૃત અવસ્થામાંથી આગળ વધતાં નથી જ્યારે મનુષ્ય અનેકવિધ દિશામાં વિકાસ સાધતો માલૂમ પડે છે. આ ભેદનું કારણ મનુષ્યનું મન છે: બીજાં પ્રાણી-

એથી મનુષ્ય જુદો પડે છે તે એના મનથી જ. કોઇ પણ કાર્યમાં પ્રથમ મન દોડે છે, એ મનની પાછળ બુદ્ધિ જાય છે. બુદ્ધિને મદદ છે પુરુષાર્થની. આમ મનુષ્ય વિકાસ સાધતો આગળ વધે છે.

પરંતુ સર્જનહારે આ મનને અતિ ચંચળ બનાવ્યું છે. પવન અને પ્રકાશ કરતાં એનો વેગ વધારે છે. ચંચળ મન સદ્‌વિચાર કરે છે તેમ અસદ્‌ વિચાર પણ કરે છે. એવા વિચારોને રોકવા એ યોગીઓ માટે શકય હોય તો, બાકી સામાન્ય મનુષ્ય માટે એ શકય નથી. આમ મનનાં ઉડાડેલાં સદ્‌–અસદ્‌ વિચારપંખી કાયમ મનુષ્યના મગજમાં ઉડ્યા કરતાં હોય છે. મનુષ્યનું કર્તવ્ય છે અસદ્‌ પંખીઓને પોતાના મગજમાં માળો ન બાંધવા દેવાનું. ઉડતાં પંખીઓને રોકવાનું કામ દુર્લભ–અશકય છે. પરંતુ એ પંખીઓને મગજમાં માળો ન કરવા દેવો એ શકય છે. અને તે સાધી શકાય છે પુરુષાર્થ દ્વારા. મન એ ચોવીસે કલાક કામ માગતા ભૂત જેવું છે. જે મનુષ્ય પોતાના કર્તવ્યમાં કાયમ ડૂબેલો રહે તેના મગજમાં મન પોતાનાં અસદ્‌ પંખીનો માળો બંધાવવામાં સફળ થતું નથી.

આમ સર્જનહારે મનુષ્યને મન આપી એને બીજાં પ્રાણીઓથી જુદો પાડ્યો છે. છતાં કેવળ મન છે માટે મનુષ્ય મનુષ્ય બની જતો નથી. પાણીને જેમ આકાર નથી, જેવા પાત્રમાં એ હોય તેવો એ આકાર લે છે. મન પણ એવું છે, મનુષ્ય મનથી બંધનમાં પડે છે, મોક્ષ પણ એ વડે મેળવે છે. એ રીતે મન એકને માટે અમૃત બને છે, બીજાને માટે ઝેર બને છે. સર્જનહારે સૌને પસંદગી કરવાની છૂટ આપી છે, મનને ઝેરનો કટોરો બનાવવો કે અમૃતનો. એટલે જે મનને વશ રાખી. મનનાં ઉડાડેલાં અસદ્‌ પંખીઓને પોતાના મગજમાં માળો બાંધવા દેતો નથી, અને મનને સદ્‌વિચાર–વર્તન દ્વારા અમૃતનો પ્યાલો બનાવે છે તે મનુષ્ય.

મનનો માલિક એ મનુષ્ય. મનનો ગુલામ એ મનુષ્ય નહિ.

नारायण

નવઘણ કૂવો અને અડીચડીની વાવ ન જોઇ હોય તે જીવતે મૂઓ,
એ કહેવતનાં સ્થળને પોતાની ગોદમાં લેઇને બેઠેલો જૂનાગઢનો કિલ્લો

# ઉપરકોટ

ઇશ્વર પેટલીકર

પ્રિય નાની બહેન,

સાહિત્યનો રસિયો તારો ભાઈ સાહિત્ય પરિષદમાં જશે જ એમ માની લેઇને તેં લખેલ પત્ર, બરાબર વખતસર, હું જૂનાગઢ જવા નીકળ્યો તેને આગલે દિવસે મને મળી ગયો હતો. મોટાભાઈને તું સારી રીતે ઓળખી ગઇ છે એટલે જૂનાગઢની બ.ધણી મંગાવવાને બદલે તેં મને પ્રિય એવું કામ સોંપ્યું કે, બીજું બધું તો ઠીક પણ નવઘણ કૂવો અને અડીચડીની વાવ જોતા આવજો.' એ એવાં તે કેવાંક છે કે એ કાળના લોકોએ કહેવત પાડી કે, એ ન જોયાં હોય તે જીવતાં મૂઆં!

તેં એ પત્ર ન લખ્યો હોત તો પણ હું એ જોતો આવવાનો હતો. સાહિત્ય પરિષદ એ તો જૂનાગઢ જવાનું મારું નિમિત્ત હતું. બાકી મને ખેંચી રહ્યાં હતાં જૂનાગઢનાં ગિરનાર, નરસૈંયો, રાણક, રા'ખેંગાર, નવઘણ કૂવો, અડીચડીની વાવ વગેરે. વળી સોમનાથ પાટણ સ્પેશિયલ ટ્રેન જવાની હતી એ હૃદયનું એક અનેરું આકર્ષણ હતું.

તા. ૧૯-૧-'૪૯ બપોરે એક વાગે ગિરનાર ઉતરી અમે મુકામે આવી ગયા હતા. અમે એટલે પરિષદમાં આવેલા, અને એક રૂમમાં ઉતરેલા અને એ રીતે મિત્ર બની એક ડાળ ઉપર બેઠેલાં પરદેશી પંખી.

ઉપરકોટ જવા માટે સરકારી ખાતા તરફથી પાસ લેવો પડે છે. તને થશે કે જૂનાગઢમાં હવે પ્રજાકીય સરકાર છે, પછી આવાં સ્થળ જોવા માટે મંજૂરી લેવાની કેમ ચાલુ રહી છે? અમને પણ એ વિચાર આવેલો, થોડું માથું પણ સ્વતંત્રતાની હવાને લીધે ગરમ થઇ ગયેલું. પરંતુ ઉપરકોટમાં લશ્કરી મુકામ પડેલો છે એટલે આ વિધિની જરૂર છે એમ માલમ પડ્યું. જૂનાગઢ તે દિવસે સૌરાષ્ટ્રમાં ભળ્યું ન હતું, નવાબ પાકિસ્તાનમાં છે, એવા બધા રાજકારણમાં લશ્કરના મુકામની જરૂર હોય, એ વિધિની જરૂર હોય, તેમાં અમારા જેવાં સાહિત્યનાં પંખી કેટલું સમજે? અને તું તો નવા ઘરનું પંખી એટલે અમારા કરતાં પણ ઓછું સમજે ને?

ઘરનુ પખી, એમ આ અગાઉ મે તને કહ્યુ હોત તો 'પૂજ્ય મોટાભાઇ'ની તે ધૂળ કાઢી નાખી હોત તને તો ફાંકો હતો કે હુ વનમા ભનાઇ રહેવા માગતી નથી. પરતુ નવર તે જ લખ્યુ કે, બેગી નગમ કે ગોરવે હું જીવતે મૂઆનુ મહેણુ ટાળના જૂનાગઢ આવી શકતી નથી લાચારીથી આજે હુ ઘરનુ પખી બની રહી છુ ! તે વાચીને મને થયુ — સમય સગય બળવાન હૈ, નહિ મનુષ્ય ભગવાન . . . . . બાકી તારુ ક્યારેય જાતે ઘરનુ પખી બને ! પણ ભવિષ્યમા તુ અને બેગી, અને તે દહાડે વધારામા બાબો કે બેબી હોય તો, તે સૌને લઇને એક દહાડો જરૂર જૂનાગઢ જઇને જીવતે મૂઆનુ મહેણુ ટાળી આવજે કારણ કે આ પત્ર દ્વારા હુ ગમે તેટલુ નવરુ કૂવાનુ વર્ણન કરુ તો પણ વાત પઢવાનથી ભૂખ ન ભાગે

સાડા ચાર વાગે, જોવા જવાનો પામ આવી ગયો એટલે અમે ઉપડ્યા ગેલેજ હોન્ટેનના અમારા મુકામથી દાદેક માઇલનુ અતર હતુ ઉપરકોટ એ બીજો કોઇ નહિ પણ જ્યા રાણકને લઇને રા'ખેંગાર બાર બાર વર્ષ સુધી સિદ્ધરાજના હલ્લા સામે સફળતાપૂર્વક ઝૂઝ્યો હતો, અને એના ભાણેજ દેશળે દગો ન દીધો હોત તો ઉપરકોટે રાણકનુ સૌભાગ્ય ભૂસાવા ન દીધુ હોત તે કિલ્લાના ચોખ પહેરેગીરને પાસ બતાવીને અમે કિલ્લામા પ્રવેશતા ત સાથે મગજમાના ઇતિહાસ તાદૃશ ખડો થયો ઐતિહાસિક સ્થળોનુ, ધાર્મિક સ્થળોનુ આ જ મહત્ત્વ છે આપણા મગજમા અને હૈયામા જે સ્મૃતિદેહે અને ભાવનાદેહે વિરાજમાન હોય છે તે પાત્રો એ ધરતી ઉપર પગ મૂકતા મૂર્તિમત થાય છે

ઉપરકોટ એટલે મોટુ મેદાન ચોમેર કોટ છે મોટી તોપ પણ નમૂના ખાતર રાખી મૂકી છે કોટ ઉપરથી બહારના લશ્કરનો હલ્લો કેવી રીતે ખાળવામા આવતો હશે તેનો ખ્યાલ આવે છે દુશ્મનથી પરાસ્ત ન થવા કિલ્લાની અદર અનાજ, ઘાસ અને પાણીની એવી વ્યવસ્થા કરવામા આવતી કે બાર બાર વર્ષની સિદ્ધરાજની નાકાબધી છતા ઉપરકોટની વસ્તીને તગી ન પડી ક્યા એ સમયની અનાજસમૃદ્ધિ અને ક્યા આજનો ભૂખમરો ! આ કોટ એક હજાર વર્ષનો જૂનો છે અને સન ૧૫૦૭મા એનુ રીપેરકામ થયેલુ છે, એમ અંદર પેસતા પથ્થર જડેલો છે પરતુ એમા કેવુ રીપેરકામ થયુ હશે તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે બધુ પુરાતન હોય તેમ જીર્ણ લાગે છે હા, વચ્ચે દરવાજો છે તે નવો હશે એમ માનવા મન થાય છે

હવે તને કૂવા ઉપર જ લેઇ જાઉ નવઘણ કૂવા ન જોયો તે જીવતે મૂઓ એ કહેવત મે ગુજરાતી ચોપડીમા વાચી હતી પરતુ જેમ

જેમ આધુનિક દુનિયાનાં દશ્યો જોતો ગયો, અને છેવટ ઍટમ-બૉમ્બથી હિરોસિમાની ખાનાખરાબી સુણી એટલે થતું હતું કે નવઘણ કૂવો એક કાળે, એ લોકોને જોવા જેવો લાગ્યો હશે, બાકી આજના જગતમાં એનું શું મહત્ત્વ?

પરંતુ મારો એ ભ્રમ કૂવાને પ્રત્યક્ષ જોતાં દૂર થઇ ગયો. મેં અને માનું છું કે તેં પણ, એ કૂવાને ચરોતરના કૂવા જેટલો ઊંડો ધાર્યો હશે. બહુ તો આપણે ગોંડ-ઊમરેઠના ઊંડા કૂવા જેટલો ૮૦ ફૂટ ઊંડો ધારીએ. પણ એ કૂવો જોતાં ખબર પડી કે બસો ફૂટથી પણ એ કદાચ વધારે ઊંડો હશે. અને પહોળાઇ આપણા કૂવા કરતાં ચારગણી હશે. અને આટલી જ જો એમાં વિશેષતા હોત તો એને હું અને તું મોટો કૂવો કહીએ, જોવા જેવો કદાચ સ્વીકારીએ, પણ ન જોયો હોય તે છવતે મૂઓ એવી ગાળ તો કોઇને ન દઇએ.

વળી આપણને બધાંને ખ્યાલ પણ નહિ આવે કે એ કૂવો ઇંટચૂનાથી ચણેલો નહિ હોય. એ કૂવો કંઇ આપણી ચરોતરિયા ચૈડંવ તર પોચી માટીમાં ખોદાયેલો નથી કે એને ચણવાનો હોય. એ તો ગિરનારની સોડમાં આવેલો હોઇ, પથ્થર તોડીને ખોદેલો છે. આટલો મોટો અને ઊંડો નવઘણ કૂવો પથ્થર કોચીને તૈયાર કરેલો છે! અને કેટલાં વર્ષ પહેલાં! માનવી ભલે આજે માનતો હોય કે આધુનિક પ્રજાએ જે પુરુષાર્થ વિજ્ઞાનથી કર્યો છે તેવો ભૂતકાળમાં પ્રજાએ કરેલો નથી. પરંતુ એ એક ભ્રમ છે એમ નવઘણ કૂવો જોઇએ ત્યારે લાગે છે. માનવીનો ઇતિહાસ પુરુષાર્થથી ભરપૂર છે. કોઇ કાળમાં એ પુરુષાર્થ જ્ઞાન તરફ વળ્યો હશે, કોઇ કાળમાં બાહુબળમાં વળ્યો હશે, અને કોઇ કાળમાં વિજ્ઞાન તરફ વળ્યો હશે. ઉપનિષદ્ અને વેદનું વાચન આપણને ઋષિમુનિઓના જ્ઞાનપુરુષાર્થનો ખ્યાલ આપે છે. નવઘણ કૂવા જેવાં કાર્યો મનુષ્યના બાહુબળના પુરુષાર્થનો ખ્યાલ આપે છે. એરોપ્લેન અને ઍટમ બૉમ્બ વિજ્ઞાન પુરુષાર્થનો પુરાવો છે. આ બધા વિવિધ પુરુષાર્થમાં એક તત્ત્વ કાયમ દેખાય છે કે માનવ આદિ કાળથી પુરુષાર્થી છે.

નવઘણ કૂવાને આટલો ઊંડો અને પહોળો કોચીને જ એ માનવીઓએ સંતોષ માન્યો નથી. પરંતુ એ કૂવાનની દીવાલની અંદર, ફરતાં પગથિયાં કોચીને એ કૂવામાં ઉતરવાનો રસ્તો બનાવ્યો છે. એ રસ્તાની એક બાજુ કૂવાની દીવાલ અને બીજી બાજુ પથ્થરિયા જમીનની દીવાલ આવેલી હોઇ, સાપ દરમાં, ગોળ ગોળ પેસે તેમ એ રસ્તો જાય છે. એ રીતે તો એ એક અંધારી ગુફામાં જતો બિહામણો રસ્તો બની જાય. પરંતુ આંતરે આંતરે કૂવાની દીવાલને થોડી કોચીને રસ્તામાં અજવાળું રહે તે માટે વેન્ટીલેશન પાડ્યાં છે.

એ કાળના આકાશના તારાના અજવાળે ચાલતા લોકોને એ પ્રકાશ પૂરતો થઇ રહેતો હશે, પરંતુ આજે આપણે વીજળીના દીવાથી ટેવાઇ ગયાં હોઇ એ પ્રકાશ આપણે માટે અંધારા સમાન છે. એટલે એ કૂવામાં ઉતરવા માટે સાથે બેટરીની જરૂર પડે છે. લોકો દરરોજ ચડઉતર કરતા હોઇ પથ્થરનાં એ પગથિયાં ઘસાઇ ગયાં છે અને લપસી પડવાની ધાસ્તી પણ રહે છે. પરંતુ દીવાલને ટેકે ઉતરવામાં કંઈ હરકત કે જોખમ નથી. પરંતુ સ્થળ અવડ અને પુરાણું હોઇ, એ અંધારા રસ્તામાં ચાલતાં જાણે ઉપરથી પથ્થરની શિલાઓ તૂટી પડી આપણને દાટી તો નહિ નાખે તેવો આભાસ, બધાંને થતો હશે કે કેમ તે તો સૌ જાણે, પણ મારા વાર્તાકલ્પી મગજને તો થતો હતો. એમાં ય અંદર વાસ કરી રહેલાં કબૂતરનો ઘૂ ઘૂ અવાજ, જે બહાર મીઠો અને મૃદુ લાગે છે તે અંદર પડઘા પડતાં ભયંકર અને કર્કશ લાગતો હતો. અંદરનું પાણી આજે તો પી ન શકીએ તેવું ગંદુ છે. પરંતુ એ કૂવે બાર બાર વર્ષ સુધી રાણક, રા'ખેંગાર અને અંદરની વસ્તીને પાણી પૂરું પાડ્યું હતું તે ભૂલવું ન જોઇએ. અમે એ પાણીને વંદન કર્યાં.

હું માનું છું કે, હું ગમે તેટલાં આમ એ કૂવાનાં વખાણ કરીશ પણ જે ખ્યાલ પ્રત્યક્ષ જોવાથી આવે છે તે નહિ આવે એટલે આ ટૂંકા વર્ણન દ્વારા તને કૂવો જોવાની ઇચ્છા પ્રદિપ્ત થશે તો મારો આ પત્ર લખ્યો સાર્થક માનીશ

તે પછી અડીચડીની વાવ જોઇ. મોટે ભાગે આપણે અડીકડીની વાવ એમ ઉચ્ચાર કરીએ છીએ. પણ એ ખોટું છે એમ એ વાવના પથ્થર ઉપર લખેલ નામ વાંચતાં લાગ્યું. વાવ પણ પથ્થરમાંથી કોચી કાઢેલી છે, મોટી છે, એનાં પગથિયા પણ ઘસાઇ ગયેલાં છે, નવઘણ કૂવો પ્રથમ જોઇને, આ વાવ જોઇ એટલે તે કઇ જોવા જેવા ગણાય તેવું ન લાગ્યું. જેમ મુંબઈ જોયા પછી પૂના જનારને ઓ હો થઇ જાય છે તેમ અમને-મને-થયું. વળી વાવ આપણે જોયેલી છે, તે કરતાં થોડી મોટી અને પથ્થરમાં કોચેલી, એ સિવાય કઇ નવું ન હતું. અને પથ્થર કોચવાનો મહિમા નવઘણમાં તૃપ્તિ પામ્યો હતો એટલે વાવમાં ન જોઇ હોય તો છવને મૂઆ જેવું કંઇ ન લાગ્યું!

બુદ્ધની ગુફા પણ ત્રણ માળ અંદર કોચેલી છે. પ્રકાશ માટે બે બાજુ એક એક માળ સુધી વેન્ટીલેશન કોચેલાં છે. સાડા છએ અંધારું થયું એટલે અમે ઉપરકોટને વંદન કરી બહાર નીકળી ગયા. તને અને બેબાને પણ એ જ રીતે વંદન પાઠવીને આ પત્ર પૂરો કરું છું.

મોટાભાઇના શુભાશિષ

# આગ લાગે ત્યારે

## ચિમનભાઈ મૂ. અમીન

આગ લાગે ત્યારે કૂવો ખોદવા દોડે તેને આપણે મૂર્ખ કહી તેની હાંસી કરીએ છીએ। છતાં આપણા જીવનનો આપણે સૂક્ષ્મતાથી અભ્યાસ કરીએ તો આપણને લાગશે કે આપણામાંથી લગભગ બધા જ આ જાતની મૂર્ખાઈ કરીએ છીએ. બીજા ક્ષેત્રની વાત જવા દઈએ. આપણા સામાજિક જીવનનો વિચાર કરીએ.

આપણી જ્ઞાતિમાં લગ્ન અંગેનો વ્યવહાર કેટલો બધો ખર્ચાળ થઈ ગયો છે એ આપણે બધા જાણીએ છીએ. એને લીધે આપણી બહેન-દીકરીઓના લગ્નનો વિષય કેટલો વિકટ બન્યો છે તે પણ કોઈથી અજાણ્યું નથી. અને છતાં આપણે આ વિષયમાં કંઈ જ સક્રિય પગલાં લેતા નથી. એથી ઊલટ આપણે માથે આવી ન પડે ત્યાં સુધી તો જાણે બધું ચાલે છે તે જ ઠીક છે એમ માનીએ છીએ.

કેટલાક બહુ સુશિક્ષિત ભાઈઓને કહીએ કે પરઠણ લેનારની જાનમાં ન જવું એવી પ્રતિજ્ઞા લેશો? તો કહેશે કે દેશ અને દુનીઆની મોટી મોટી વાતો કરવાનું છોડી આવી નાની બાબતમાં શું કામ વખત બગાડો છો? નાતજાત તૂટી જવાની છે, ત્યાં તમે આવી વાતો શાને કરો છો?

કોઈનો દીકરો પરણતો હોય ત્યારે કહીએ કે બીજું તો કંઈ નહિ પણ કન્યાપક્ષને લખોને કે કપડાં-લત્તાં-દાગીના અને માર્યા માટલાંના ખર્ચ ન કરશો. ત્યારે કહેશે કે આવી નાની બાબતમાં શું કરવા પડવું? જેમ ચાલતું હોય તેમ ચાલવા દોને?

કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓને કહીએ કે પરઠણ લીધા વગર પરણવાની પ્રતિજ્ઞા લેશો? તો કહેશે એમાં પ્રતિજ્ઞા શી લેવી? પ્રતિજ્ઞા લીધા વગર ક્યાં સુધારા થતા નથી. પ્રતિજ્ઞા લેવી એ ફારસ છે!

એક સાક્ષર ગણાતા ભાઈને પાંચેક વર્ષ પહેલાં કહેલું કે આપ સમાજ-સુધારા અંગે કંઈક લખોને? ત્યારે કહે કે મને તો આ નાતજાત બધું ફારસ લાગે છે. એમાં રસ લેવો ગમતો જ નથી.

રાજકીય ક્ષેત્રમાં પડેલા ભાઈઓને આ કામમાં પણ કંઈ રસ લેવા જેવો છે એમ કહેતાં જવાબ મળે છે કે હવે આવી પ્રવૃત્તિઓની કંઈ જરૂર નથી. રાજ્ય આપણું થયું છે. સમાજની બધી બદીઓ કાયદાથી દૂર કરી દઈશું!

આ રીતે સમાજના મોટા ભાગમાં આપણા સમાજના સળગતા પ્રશ્નો તરફ દુર્લક્ષ અપાઈ રહ્યું છે. સમાજસુધારા માટે કંઈક કરવાની વાત એક અગર બીજા બહાને પાછી ઠેલતા આવા માણસોને ત્યાં દીકરી પરણાવવાનો પ્રસંગ આવતાં તે પાછા ફફળી ઊઠે છે.

દીકરીના બાપ તરીકે દીકરીના વિવાહ માટે ફરતાં થાકે છે એટલે ઉપરના જવાબ આપનાર માણસો જ કહે છે કે, "ખરેખર પાટીદારની નાત બહુ બગડી ગઈ છે. મારી દીકરી ભણાવી-ગણાવી મેં મોટી કરી. તેની સગાઈ કરવા જતાં કોઈ હા જ પાડતું નથી. કોઈ પરઠણ માગે છે, કોઈ દીકરીને પાંચ હજારના દાગીના અને ચાર હજારનાં કપડાં કરવાની શરત કરવા ઇચ્છે છે. હું તો સાહિત્યનો રસિક હતો એટલે પૈસા કમાવાનું છોડી સારાં પુસ્તકો લખ્યાં છે. એટલે આટલા પૈસા ક્યાંથી લાવું? મેં તો દુનિયાના ગરીબોના ઉદ્ધાર માટે જીવન ખર્ચ્યું છે, હું આવાં કપડાં દાગીના શી રીતે કરી શકું? હું તો માનતો હતો કે કેળવણી વધી છે અને સેવાભાવી યુવકોની સંખ્યા વધી ગઈ છે એટલે મારી સંસ્કારી દીકરી પરણાવતાં મારે પૈસાની જરૂર નહિ પડે! પણ આ તો જુદો જ અનુભવ થાય છે! આવું જાણતો હોત તો દીકરીને ભણાવત જ નહિ. નાનપણમાં પરણાવી દીધી હોત તો સારું થાત!"

મતલબ કે દીકરાના બાપ હોય છે ત્યાં સુધી આપણા લોક પાટીદાર જ્ઞાતિમાં સામાજિક સુધારા કરવાનું જરૂરી છે એમ માનતા નથી અગર આવી કોઈ પ્રવૃત્તિ હોય તે તરફ ગંભીર રીતે જોતા નથી. પરંતુ દીકરીના બાપ થાય છે ને દીકરી પરણાવવા પ્રયત્ન કરે છે ત્યારે તેમની આંખ ઉઘડી જાય છે અને સમજાય છે કે,

૧. સો બસો વર્ષ પહેલાં ડાકોરમાં ભેગા થઈ પાટીદાર ભાઈઓએ લગ્નનો પ્રસંગ લગભગ છસો રૂપીઆમાં જ પતાવવા ઠરાવ કરેલા તે તો બધા ભૂલી જ ગયા છે. અને ખર્ચ અમર્યાદિત રીતે વધી રહ્યો છે. પ્રામાણિક જીવન ગાળનાર બહુ જ ઓછા માણસો આજની રીતે પોતાની દીકરી પરણાવવા જેટલું કમાઈ શકે એવી સ્થિતિ થઈ ગઇ છે. એટલે પાટીદારના દીકરાએ તો આબરૂભેર સમાજમાં રહેવું હોય તો ન્યાય-નીતિ બધું ભૂલી જઈ ગમે તે રસ્તે ધન ભેગું કરવું જ પડે એવું થયું છે.

૨. કેળવણી વધવા છતાં કેળવાયેલી બહેનો સાથે પરઠણ વગર પરણવા તૈયાર થનાર છોકરાઓ બહુ ઓછા છે. બહેનોની કેળવણી વધેલી છતાં

પોતાનો દીકરો પરણાવતાં કન્યાપક્ષને ઓછો બોજો આપવો જરૂરી છે એમ માની પ્રસંગ ઉજવનાર માતાઓ બહુ ઓછી છે. ઊલટ કંઈક ઠેકાણે તો ભણેલી બહેનોના દીકરા તો વધુ મોંઘા પડે છે!

૩. ગરીબોની સેવા–દેશની લાગણી–દુનીઆના નાના પ્રશ્નો છોડી મોટા પ્રશ્નોમાં રસ લેવાની ભાવના—એ બધી વાતો વધવા છતાં પાટીદાર જ્ઞાતિમાં બહેનોના લગ્નનો પ્રસંગ અતિ વિકટ બની રહ્યો છે.

૪. માબાપને ચાલુ જમાના અનુસાર દીકરીને તેમજ દીકરાને ભણાવવાં પડે છે. પહેલાં કરતાં આજે દીકરીઓને બહુ સારી રીતે ઉછેરવામાં આવે છે. એટલે રોજના જીવનનું ધોરણ ઊંચું થયું છે અને ખર્ચ વધ્યું છે; છતાં આવી સારી રીતે ઉછેરેલી દીકરીઓને પરણાવવાનો ખર્ચ વધતો જ જાય છે. એટલે જ્ઞાતિમાં કેટલીય સુશિક્ષિત તેમજ સંસ્કારી બહેનોને લાયક ઉમરની થયા છતાં પરણાવી શકાતી નથી. કારણ કે લગ્ન અંગેના આજના વધી ગયેલા ખર્ચ પૂરા કરવા ઘણાં માબાપોની શક્તિ નથી. અને આખી દુનિયાના ગરીબોની લાગણી બતાવતા સેવાભાવી યુવકોમાંથી બહુ જ ઓછા પોતાના લગ્નપ્રસંગે જ્ઞાતિની બહેનો અને તેમનાં માબાપની સ્થિતિનો વિચાર કરી વર્તવા તૈયાર થાય છે!

પરિણામે ઉપરથી બહુ સુખી દેખાતી પાટીદાર જ્ઞાતિ અંદરથી ભારે દુઃખી છે. લગભગ દરેક પાટીદારને તેના કુટુંબની બહેન–દીકરીના લગ્નનો પ્રશ્ન મૂંઝવી રહ્યો છે. કોઈને જોઈતું કુટુંબ મળતું નથી, કોઈને ભણેલા છોકરા મળતા નથી, કોઈને પરઠણ આપવી પડે છે એથી સ્વમાનભંગ થવું પડે છે. મોટા ભાગના લોકોને આજે વધી પડેલા ખર્ચા કોઈ રીતે પોષાય એમ નથી. પરિણામે કેટલીય ઉમરલાયક બહેનો પરાણે કૌમાર્ય પાળે છે, એમાં અમુક દાખલામાં બહેનોનું પતન પણ થતું હશે.

પરિણામે પાટીદાર જ્ઞાતિમાં બહેનોનાં દુઃખ વધી ગયાં છે. આપણે આપણી બહેનો પ્રત્યેની ફરજ સમજીને નાની વાતોથી શરૂ કરીએ તે આપણા જ હિતની વાત છે. બાકી આગ લાગે ત્યારે કૂવો ખોદવા જેવી વાત થશે, અને આપણી હાંસી થશે ને મૂર્ખ ઠરશું.

# કંકોતરી

**નાનુભાઇ દવે**

કંકુ છાંટીને કંકોતરી મોકલવાના દહાડા ગયા. હવે છાપખાનાંને લીધે લાલલીલી શાહી, સોનેરી-રૂપેરી પાઉડર, રંગબેરંગી ડીઝાઇન—એ બધું સુલભ બન્યું છે, ત્યાં વળી કંકુનાં છાંટણાં શાનાં હોય! હવે તો કપાળમાંયે કંકુને બદલે આભલાં ચોડાય છે તો પછી કંકોતરીને શેનું હોય?

ભલે કંકુનાં હોય, ભલે એને સુશોભિત અને કલાયુક્ત બનાવાય, પણ કંકોતરી શ્રીમંતાઇનું ચિહ્ન બનાવવું ના જોઇએ. વરઘોડા અને વાજમાં સરસાઇ ચાલતી એમ કંકોતરી પરત્વે ના થઇ જાય તો સારું.

બીજો ભય રહ્યો છે ચાંલ્લા અને ભેટ ઉઘરાવવામાં એનો ઉપયોગ થાય તે. પ્રસંગ ઊભો થયે નજીક-દૂરના સહુ ઓળખાણોમાં કંકોતરી પાઠવી દઇ મની ઓર્ડરો અને પાર્સલોની રાહ જોવી એ ઉચિત નથી. જેની ભેટ ના આવી, કે નાની ભેટ આવી તેને નિરર્થક કંકોતરી વળી એની ઓછપ લિમાં આવી જાય તે કરતાં એ ના લખાય તે જ સારું.

કંકોતરી મોકલવી એમાં બે અર્થ સમાય છે: એક તો માહિતી આપવાનો કે શુભેચ્છા માગવાનો અને બીજો સાથ માગવાનો. બન્ને કાર્ય માટે એક જ પ્રકાર પૂરતો નથી રહ્યો. જેમનો સાથ જોઇએ તેમને સ્વહસ્તે પત્ર જવો જોઇએ અને આવી સંખ્યા તદ્દન ઓછી હોય એ જ સારું. છાપેલા સ્ટેન્ડમીલ દ્વારા વિશેષ કામ ના લઇ શકાય. જોયું હશે કે છાપામાં લગ્નની જાહેરાતો આવે છે, એવી કક્ષા સુધી કંકોતરીને ઉતારી પાડવી ના ઘટે.

કંકોતરીમાં 'સહકુટુંબ સહમિત્રમંડળ'ને એકસામટું આમંત્રણ એ નહિ આમંત્રવા બરોબર છે. તેમાંયે જ્યારે 'શોભામાં અભિવૃદ્ધિ' કરવા લખ્યું હોય ત્યારે કંકોતરી હાસ્યાસ્પદ નીવડે છે. જે આપણા સ્નેહના અધિકારી છે તેમને મંડપની શોભારૂપ હાંડીઝુમ્મર સાથે કેમ મૂકી શકીએ?

કંકોતરીમાં આપણી ધાર્મિક ભાવનાઓનો આડકતરો ઉલ્લેખ કરી પ્રચારકની તક કેમ ઝડપી લેવાય? મંગળસૂચક પ્રતીકોનો પણ અતિરેક ના થવો જોઇએ. સુશોભનો સામે કોઇ વાંધો ન હોય, પણ એ બહાને મતમતાંતરોનું પારાયણ ચાલું રાખવું એમાં સૌજન્ય નથી.

કંકોતરી દ્વારા આપણા વહેમો, પ્રદર્શનવૃત્તિ, લાલચો, અને લક્ષ્મી પાછળનું છીછરાપણું જાહેર થઇ જાય છે, તે સામે આપણે ખેદ કર્યો નથી.

# ભૂલચૂક

ઈશ્વર પેટલીકર

સુખને આશીર્વાદ અને દુઃખને શાપ માનવો એ જગતનો નિયમ છે. પણ ભાનુ માટે એ નિયમ ખોટો પડ્યો. એને દર્દ થયું અને તે નહિ મટે પણ મોત લાવશે એમ એણે જાણ્યું ત્યારે પ્રભુનો પોતાના ઉપર આશીર્વાદ ઉતર્યો તેમ એણે માન્યું. આમ ૭ મહિના ખાટલો ભોગવ્યા પછી ભાનુની દૃષ્ટિએ પ્રભુના આશીર્વાદ સંપૂર્ણ થયા. એને લાગ્યું કે પોતે હવે એક બે દિવસની મહેમાન છે ત્યારે એણે દરેકની પાસેથી જીવનમાં ભૂલચૂક થઇ હોય તેની બે હાથ જોડીને માફી માગવા માંડી. તે વખતે પણ એના દિલમાં રંજ થતો હોય તેવું ભાસતું ન હતું. જો કે પિતાની માફી માગવા જતાં એની આંખમાં પાણી આવી ગયું હતું. સ્વખુશીથી પરદેશ જતી વખતે, સ્નેહીઓથી વિખૂટાં પડતાં સ્નેહનાં આંસુ આવી જાય છે તે પ્રકારનાં એ આંસુ હતાં.

પરંતુ ભાનુએ બે હાથ જોડી, આંખમાં ઝળઝળિયાં આવી જતાં પિતાની જ્યારે માફી માગી તેના પ્રત્યાઘાત રૂપે છગનભાઇની બંને આંખોમાંથી જે ચોધાર આંસુ વર્ષવા માંડ્યાં અને એમણે ડૂસકાં ભરવા માંડ્યાં તેથી આખું દવાખાનું ધ્રૂજી ઊઠ્યું. શું છે. શું થયુંની કાળ સમા બે ડૉક્ટરો અને ત્રણ નર્સો અને આજુબાજુથી માણસો દોડી આવ્યાં. ભાનુ છ મહિનાથી દવાખાનામાં હતી એટલે સૌ એને ઓળખતાં હતાં, વળી છગનભાઈ પણ જાણીતા માણસ હતા એટલે પણ ભાનુ ધ્યાનપાત્ર દર્દી હતી. બધાંને ફાળ પડી કે ભાનુ ગઈ! જો કે એ નિરાંતે મરવા જ દવાખાનામાં આવી હતી, દર્દમાં પિડાય નહિ અને શાંતિથી જીવ જાય તે માટે.

પણ દૃશ્ય જુદું હતું. ભાનુ જીવતી હતી, સ્વસ્થ હતી, અને છગનભાઇની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. મિશનરી ડૉક્ટર પૉલે છગનભાઈના ખભે હાથ મૂકતાં, ઠપકો આપતા હોય તેમ કહ્યું: 'આ શું કરો છો ! મૃત્યુ એ તો પ્રાણીમાત્રની અંતિમ સ્થિતિ છે. એ સ્થિતિ કોઇની વહેલી આવે, કોઇની મોડી આવે, એ સનાતન સત્યને જાણ્યા પછી સ્નેહીની મરણપથારી આગળ રડવું એ એના સુખદ મૌનમાં વિક્ષેપ પાડવા જેવું કહેવાય.'

છગનભાઇ એકદમ સ્વસ્થ થઇ ગયા. માણસો ધીમે ધીમે વેરાઈ ગયાં. બધાંએ માન્યું કે પુત્રીની અંતિમ ક્ષણોથી લાગી આવવાથી એમને રડવું આવ્યું. જ્યારે સાચી વાત એ હતી કે છગનભાઇ પુત્રીના મોતનું કારણ

પોતે છે એમ જાણતાં હૈયામાંથી ચોધાર આંસુ ઉભરાઇ આવ્યાં હતાં.

છગનભાઇએ ભાનુનું સાદાઇથી લગ્ન કર્યું એ સમાજમાં જાહેર હતું. કોઇ જાતની લેવડદેવડ થઇ ન હતી. જમણવાર પણ ન હતો. જાણીતા આગેવાનોની હાજરી વચ્ચે સંપૂર્ણ સાદાઇથી એ પ્રસંગ પત્યો હતો.

દ્વાપરમાં કૃષ્ણને જેમ કર્ણને ખાળવા કુંવારી ધરણી ક્યાંય જડતી ન હતી, તેમ કળિયુગમાં સંપૂર્ણ સાદાઇથી વગર લેવડદેવડે વર મેળવવા અશક્ય થઇ પડ્યો છે! પરંતુ નિરંજને સાચો સુધારો આચરી બતાવ્યો હતો. પાંચ મિત્રો લઇને એ પરણવા આવ્યો હતો. એક પાઇ રોકડ કે ચીજભાવનો સ્વેચ્છાએ પણ સ્વીકાર કર્યો ન હતો. છગનભાઇએ આથી ધન્યતા અનુભવતાં દીકરીને પરણાવીને વિદાય આપતાં એક વેણ કહ્યું હતું: 'બેટા! આટલા સજ્જનો વચ્ચે થયેલા આ સુધારક લગ્નને તું શોભાવજે અને ઉજ્જવળ કરજે. તારા તરફથી એક પણ ફરિયાદ આવવી ન જોઇએ.'

ભાનુએ પિતાની આજ્ઞા માથે ચડાવી ત્યારે એના ઉમંગનો પાર ન હતો. સુધારક પિતાની એ પુત્રી જે સંસ્કાર પામી હતી તે જોતાં એના તરફથી ફરિયાદ આવવાનું કોઈ કારણ ન હતું. તેમાં નિરંજન પણ સામેથી એટલો જ ભાવનાશીલ મળ્યો હતો. પિતા સાથે જેલમાં પરિચય થવાથી, એમના ચારિત્ર્યથી આકર્ષાવાથી નિરંજને એ સંબંધ બાંધ્યો હતો. એણે સુધારક તરીકે ઇચ્છ્યું હોત તો પણ લેવડદેવડ વગર ઊંચા કહેવાતા કુળમાંથી કન્યા મેળવી શક્યો હોત. ભાનુ કરતાં વધુ સુંદર કન્યા પણ મેળવી શક્યો હોત. પરંતુ એણે કહ્યું કે ઊંચા ચારિત્ર્યને હું ઊંચું કુળ માનું છું, ઊંચા સંસ્કારને હું શ્રેષ્ઠ સૌંદર્ય માનું છું. નિરંજનની આ વાતોથી ભાનુ મોરલીથી સાપ નાચે તેમ નાચતી હતી. એ સ્વપ્નાં સાથે સાસરે વિદાય થતી હતી. એ સ્થિતિમાં પિતાની આજ્ઞા માથે ચડાવવી એ ગુલાબનું ફૂલ માથે ચડાવવા જેવું તેને મન હતું.

પણ એ આજ્ઞા પાળવી કેટલી અઘરી છે તેની ખબર એના દિવસો સાસરીમાં જેમ જેમ વ્યતીત થવા માંડ્યા તેમ તેમ ખબર પડવા લાગી. સાસુ સુધારક લગ્નની સાવ વિરુદ્ધ હતી. સાસુને પોતાને સુધારક તરીકેની કીર્તિ તો જોઇતી હતી. જાન ન જાય, લેવડદેવડની શરત કંઇ ન હોય, ત્યાં સુધી એ સંમત હતી. પરંતુ સ્વેચ્છાએ પણ કંઇ ન લેવું, એ આકરી કસોટીમાં તપાવા એ તૈયાર ન હતી. તેમાં જ્યારે એણે નજરોનજર જોયું કે, પુત્રવધૂ ખાદીનાં કપડાં સિવાય અંગ ઉપર એક પણ ઘરેણું લાવી નથી

ત્યારે એની વેદનાનો પાર ન રહ્યો. ઘડીક એમ પણ મન મનાવ્યું કે સુધારક બાપ છે, એ પોતે ખાદીધારી છે એટલે જણશો પહેરવામાં સુધારાને લાંછન લાગે માટે જણશો લાવી તો હશે પણ પહેરી નહિ હોય. પરંતુ એ ભ્રમનો પરપોટો ફૂટી ગયો અને જ્યારે પુત્રવધૂ વાલની વીંટી સરખી પણ જણશ લાવી નથી એવા ધોળા દહાડે તારા જોયા ત્યારે એના ક્રોધનો પાર ન રહ્યો.

દીકરીનું મામેરું કરવા ગયેલા નરસિંહ મહેતાની વહેલમાં વૈરાગીઓ અને કાંસીજોડાં જોતાં કુંવરબાઈની સાસુએ જે મહેણાં મારવા માંડ્યાં હતાં તેની પુનરાવૃત્તિ ભાનુએ અનુભવવા માંડી. વિશેષ કરુણતા તો એ હતી કે કુંવરબાઈ પણ સાસુના જમાનાની હતી એટલે પિતાના ઉતારે જઈ એણે પણ નરસૈંયાને કડવાં વેણ સંભળાવવા માંડ્યાં અને ચોધાર આંસુ સારવા માંડ્યાં. નરસૈંયો પણ બિચારો ભક્ત હતો પણ સુધારક ન હતો એટલે દીકરીને શાંત પાડતાં કહ્યું — તું શું કામ ગભરાય છે. તારી સાસુ પાસેથી યાદી લઈ આવ, તારું મામેરું કરનાર શામળો ભગવાન સબધો બેઠો છે! અને એ રીતે છેવટ નાગરીનાતના ડોળા ફાટી ગયા તેવું મામેરું નરસૈંયે કુંવરબાઈનું કર્યું.

પણ ભાનુ માટે એય શક્ય ન હતું. સાસુ કરતાં એની જુદી માટી હતી. એ લેવડદેવડમાં માનતી ન હતી અને ઘરેણાં પહેરવામાં માનતી ન હતી. વળી એનો બાપ નરસૈંયા જેવો ન હતો કે ફરિયાદ કરે તો કહે કે યાદી લેઈ આવ તારી સાસુને જે જોઈએ તેની! ભાનુને જે દુઃખ થયું તે તો એ કે નિરંજન સાંભળતો હતો છતાં એ કંઈ બોલ્યો નહિ. નિરંજન તો ચૂપ રહી શક્યો પણ ભાનુ શી રીતે રહી શકે? એણે એકાંત મળતાં નિરંજનને પૂછ્યું — તમે તો આ વાત કરી જ ન હતી કે બા આ પગલાનો વિરોધ કરશે!

નિરંજન—એમાં શું કહેવાનું હતું? જૂનાં માણસ બધાં સરખાં. એમના જૂના સંસ્કાર આપણે ગમે તેટલું કરીએ તોય ઓછા જવાના હતા? એટલે એ કહે તે એક કાનેથી સાંભળી બીજે કાને કાઢી નાખવું.

ભાનુએ નિરંજનના કહેવા પ્રમાણે એ દહાડે તો એ વાત એક કાનેથી બીજે કાને કાઢી નાખી. પરંતુ છ મહિનામાં એને ખબર પડી ગઈ કે એમ કંઈ પણ છૂટી શકાય તેમ નથી. સાસુની જીભ ફાંસીની છે અને નિરંજનનું મૌન માને પ્રેરણા આપે છે. પરંતુ નિરંજનને કહેતાં ભાનુની જીભ ઉપડતી ન હતી. કંઈ બોલ્યાચાલ્યા વગર એ છાનાં આંસુ સારતી હતી પરંતુ બીજા છ મહિનામાં એ આંસુની પણ હદ આવી ગઈ.

નિરંજન જેને ગુરુ માનતો, જેમના જીવનમાંથી પ્રેરણા મેળવી હતી તે આગેવાન નાથાભાઇને ઘેર ભાનુ સાધારણ રીતે બેસવા–શાંતિ–મેળવવા જતી. નાથાભાઇનાં પત્ની સૂરજબહેન પહેલાં ભાનુને કાને ન ધરવાની વાત કરતાં હતાં. તેમણે હવે સુકાનની દિશા બદલી હોય તેમ લાગવા માંડયું. એક દિવસ સૂરજબહેને વાતચીતમાં કહ્યું : 'જો ભાનુ! તારા બાપ ગમે તેટલા સુધારક હોય પણ થોડી વ્યવહારિકતા એમણે શીખવી જોઇએ. જાણુશે તો જવા દેઇએ, પણ તું સાસરે આવવાની હોય ત્યારે વધારે નહિ તો પાંચ શેરનું મગજ કે મીઠાઇની માટલી કરવી જોઇએ. આડોસપાડોશમાં બધાંને ઘેર માટલી આવતી હોય, તારાં સાસુ વહેંચણમાં એ લેતાં હોય, અને પોતાના ઘેરથી કંઇ વહેંચવાનો પ્રસંગ ન આવે, ત્યારે એમને ખોટું લાગે તે સ્વાભાવિક છે.' સહેજ રહીને એમણે ઉમેર્યું : 'ખોટું ન લગાડની, તારા બાપને, છગનભાઇને હું સારી રીતે ઓળખું છું. શુદ્ધ કંચન છે. પરંતુ હઠ રીતે નહિ, પણ સ્વેચ્છાએ ય કંઇ ન આપે એટલે અજાણ્યા એમને દાંડમાં ગણી કાઢે. માટે આવી નાની બાબતોમાં એમણે સુધારાને કે સિદ્ધાંતને ન પકડી રાખવો જોઇએ. અમે કંઇ સુધારક નથી! 'એમની' ખ્યાતિ તારા બાપ કરતાં વધારે છે. પણ આવી બાબતોમાં હું એમને માથું મારવા જ દેતી નથી. જે કરવું હોય તે હું જ ફોડી લઉં છું. એટલે આમાં તારી બાનો ય દોષ તો ખરો. તારે ય સમજવું જોઇએ. સહેજ એવી ખુશામત કરવામાં આપણું શું જતું રહે!'

ભાનુએ નિરંજનને આ વાત કરી. એમાં એના બે ઉદ્દેશ હતા. એક, નિરંજનનો અંદરથી શો ભાવ છે તે જાણવાનો, અને બીજો, પોતે એની પાસેથી કેટલી મદદ મેળવી શકે તેમ છે.

નિરંજને કહ્યું : 'જો ભાનુ, આમાં તારા કરતાં મારો બેવડો મરો છે. તું જાણે હું તારો પક્ષ કરતો નથી; અને બા જાણે કે મારે આ એકનો એક દીકરો છે એટલે ઓશિયાળું રહેવું પડે છે.' ઊંડા મનની વાત કરતો હોય તેમ એ અટકીને બોલ્યો : 'બાને હું કહું પણ શું! નાતમાં આગેવાન સુધારકો પણ સ્વેચ્છાએ થતી લેવડદેવડ સ્વીકારે છે એટલે એને બિલકુલ કંઇ ન મળે એ શી રીતે ગળે ઉતરે? નગીનભાઇ સુધારા પરિષદના પ્રમુખ હતા, પરંતુ એમની પુત્રવધૂ સો તોલા જણુશો લાવી અને માટલા-માટલી પણ લાવી. એ સ્વેચ્છાએ લાવી અને એના પિતાએ ઉમંગથી આપ્યું એટલે બાને તો એ જ દેખાયને કે આવા સુધારો કરનાર સ્વેચ્છાએ લે–આપે છે તો છગનભાઈ પોતાની દીકરીને સ્વેચ્છાએ કેમ ન આપે?'

ભાનુએ જોઈ લીધું કે નિરંજનના પગ પણ લપસવા માંડયા છે. હવે આ ફરિયાદ કોને કરવી? પિતાએ તો કહ્યું હતું કે તારા તરફથી એક પણ ફરિયાદ આવવી ન જોઈએ! ભાનુને કુંવરબાઈ કરતાં એક સુખ હતું ——માનું. એણે પિયર જઈ બધી હકીકત માને કહી. ગંગાબહેને માન્યું કે જો માટલી કે સાધારણ લેવડદેવડથી જ દીકરીનું દુઃખ ભાગતું હોય તો એ ક્યાં જોઈને બેસી રહેવાના છે કે શું આપ્યું ને શું મોકલ્યું? વહેમમાં ન માનતો માણસ પણ દુઃખ વખતે એને તાબે થઈ ઘણા વખત તાવીજ, દોરા વગેરે બાંધવા તૈયાર થાય છે તેમ ભાનુ પણ માના વિચાર સાથે સંમત થઈ. નિરંજનની નાની બહેન આવી ત્યારે ગંગાબહેને વેવાણ તૃપ્ત થાય એમ માની વ્યવહાર કરતાં વધુ રકમ આપી. પછી ભાનુ સાસરે ગઈ ત્યારે મીઠાઈની માટલી પણ મોકલી.

પણ અગ્નિમાં ઘી હોમનાં એ તૃપ્ત થવાને બદલે પ્રદિપ્ત થાય છે તેમ આસનું થયું. એમણે ભાનુની નબળાઈ સમજી જતાં જાણુશીનો હક ગજૂ કર્યો. જો જાણુશી નહિ લાવે તો પોતે ફરી નહિ તેડે એમ શિક્ષા પણ જાહેર કરી. ભાનુ આ શિક્ષા સહી લે તેવી ન હતી. એણે મનની વાત નિરંજનને કહી.

નિરંજનના વિચારતળાવમાંથી થોડા વખતમાં ઘણું પાણી ઓસરી ગયું હતું. ઘણાં તળાવ ભાદરવામાં છલોછલ ભરાયેલાં હોય છે પણ કાર્તક-માગશર જતાં જમીનના અમુક જાતના તળને લીધે સુકાઈ જાય છે. નિરંજનનું પણ એવું થયું હતું. 'જરની લડાઈમાં, જેલમાં એનુ સુધારક વિચારતળાવ છલોછલ ભરાઈ ગયું હતું. એ ભાવનાને લીધે એણે આ લગ્ન કર્યું હતું. પરંતુ તે પછી લક્ષ્મીએ દરેકને જે એનું મોહિની સ્વરૂપ દેખાડવા માંડયું તેના પ્રતાપે મોટા ભાગનાં સુધારકતળાવ જોતજોતામાં સૂકાઈ ગયાં!

નિરંજને કહ્યું: 'જો ભાનુ, આ વિષે તું ફરિયાદ કરે એનો કંઈ અર્થ નથી. વિધવા અવસ્થામાં એણે મને દુઃખ વેઠીને મોટો કર્યો છે. ગાંઠીયેલી એની કામના સંતોષવી એ મારી ફરજ છે.'

ભાનુ: 'આ ફરજની વાત તમારે અત્યારે નહિ, પણ લગ્ન પહેલાં કરવી જોઈતી હતી.'

નિરંજન: 'એનો અર્થ, હું મૂરખ છું એમ!'

ભાનુ: 'તમે તો મજાના ડાહ્યા માણસ છો અને એટલે જ દલીલ કરું છું કે આમાં દરદાનું સ્ત્રીજાતિનું અપમાન છે.'

એ ચર્ચામાંથી ભાનુએ જોઇ લીધું કે નિરંજન તરફથી સહકાર મળવા મુશ્કેલ છે. છતા ભાનુ ન ભાંગી જાત; પરંતુ જ્યારે એણે સૂરજબ્હેન તરફથી સાભળ્યુ કે નિરંજન એમને એ દલીલ કરતો હતો કે પોતાને ઊંચા કુટુંબની, વધારે સુંદર છોકરી મળે તેમ હતી છતા એનો ત્યાગ કરી ભાનુ સાથે લગ્ન કર્યું પણ એની એને તો કદર નથી!

ભાનુ ભાંગી પડી. નિરંજન શું લગ્નને સોદાની જેમ મુલવતો હતો ‘ ઊચું કુળ અને સુંદરતાની એની શરૂઆતની મૂલવણી શું એણે ત્યજી દીધી હતી? ભાનુએ નિરંજનને સીધું જ કહ્યુ : ‘હું કદાચ જણશે તો લાવી શકું, એ અપમાન તો હજુ સહ્યું જાય તેવું છે પણ તમે જે રીતે બદલાવા માડ્યુ છે એ રીતે જોતા હુ જો ડગલે ડગલે અપમાન સ્હેવા માડું તો મારી સ્થિતિ કયા જઇને અટકે તે હુ કલ્પી શકતી નથી ’

નિરંજને ચોખ્ખી વાત કહી નાખી ‘ બા કહે તે કબૂલ કરવું પડશે. એને જણશે જોઇતી હોય તો લાવવી પડશે અને એ ન તેડવાનુ કહેશે તો મારાથી વચ્ચે નહિ પડાય!’

તે દિવસથી ભાનુના શરીરમા રોગ પેસી ગયો બીજે મહિને સાસુએ રોગી વહુને પિયરમા દવા કરવા વિદાય કરી. ત્રીજે મહિને એ બચવુ મુશ્કેલ છે એમ જ્યારે દાક્તરે કહ્યુ ત્યારે ભાનુએ એક જાતની શાંતિ અનુભવી પોતે આવા અપમાનભર્યાં જીવનમાથી છૂટશે અને પિતાને ફરિયાદ ન કરવાની પોતાની પ્રતિજ્ઞા ફળશે એથી એણે આનંદ અનુભવ્યો. અને મરણ એ એને મન લહાવો હોય તેમ એ એની પ્રતિક્ષા કરવા લાગી.

છગનભાઇ સાવ આ પરિસ્થિતિથી અજ્ઞાત હતા. દીકરીની બિમારી વધી, એને દવાખાનામાં ખસેડી છતા જમાઈ કે વેવાણ કોઇ ખબર કાઢવા પણ ન આવ્યુ ત્યારે એમને સશય ઊભો થયો. ભાનુને એમણે તે અંગે પૂછ્યુ. ભાનુ મક્કમ ર્‌હેવા તો ઘણુ ગઈ પણ એનાથી રડી પડાયું. છતા એણે પ્રતિજ્ઞા પાળી અને કઇ ફરિયાદ કરવા ના પાડી. પરંતુ પત્ની પાસેથી એમણે એ બધી હકીકત જાણી ત્યારે એમના દુઃખનો પાર ન રહ્યો મહા પરાણે આ દુઃખ તે સહી રહ્યા હતા, પરંતુ છેલ્લી ક્ષણે ભાનુએ જ્યારે ‘ભૂલચૂક માફ કરજો’ એમ વિદાય લેતાં કહ્યુ ત્યારે છગનભાઇનું હૈયું હાથ ન રહ્યું. ચોધાર આંસુએ રડતા એ પોકારી ઊઠ્યુ : ‘ભૂલચૂક તો મે કરી છે ને તારે માફ કરવાની છે!’

# કાણી હોડીના મુસાફરો

**ડૉ. મુરંજન**

આણંદથી એક અભ્યાસી ભાઇ કામવશાત્ થોડો વખત મહારાષ્ટ્રમાં ગયા છે. તે લખે છે કે 'તા ૧૨–૧–'૪૯ના રોજ સ્ત્રીઓની વિદ્યાપીઠના સ્થાપક ઋષિ ધોંડો કેશવ કર્વેનું ભાષણ સાંભળ્યું. તા. ૯–૨–'૪૯ના રોજ મુંબઇની સીડનહામ કોમર્સ કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. મુરંજનનું ભાષણ સાંભળ્યું. મને લાગ્યું કે કેવાં સરસ ભાષણોની હારમાળા અહીં ચાલી રહી છે. એટલે ડૉ. મુરંજનના ભાષણનો ટૂંક સાર 'પાટીદાર'ના વાચકો સમક્ષ મૂકવા મોકલી આપું છું.' ડૉ. મુરંજને આપણા દેશના દરેક વર્ગની સ્વાર્થવૃત્તિ વિષે જે કહ્યું છે, અને દેશની કરુણ આર્થિક હાલતતરફ જે ધ્યાન દોર્યું છે, તે જોતાં આપણે કાણી હોડીના મુસાફરો જેવા લાગીએ છીએ! **તંત્રી.**



હાલના ઉદ્યોગપતિઓના લડાઇ દરમ્યાન અને સ્વતંત્રતા પછીના ત્રણ દોષો ગણાય. આ લોકો ભાષણ આપે છે ત્યારે સ્વદેશ માટે પોતે કામ કરી રહ્યા છે એમ બતાવે છે. પણ ખરી રીતે તેઓ લક્ષ્મી એકઠી કરવા નીતિ-અનીતિનો પણ વિચાર કરતા નથી. લડાઇ દરમ્યાન એકસેસ નફો વગેરે સરકારી કરવેરામાંથી બચવા પ્રયત્ન કરેલો. ૧૯૪૬થી સરકારે આ કરમાંથી ૨૦–૨૫ ટકા સુધીનો ભાર ઓછો કરેલો છે, પરંતુ એ લક્ષ્મી દેશની પ્રજાના કલ્યાણ અર્થે વાપરવાની એમણે સદ્બુદ્ધિ અને ઉદારતા બતાવેલી નથી. એટલે એ માલેતુજાર લોકોએ સ્વદેશાભિમાન બતાવેલું નથી.

બીજો દોષ એ કે, પૈસા મેળવવાની ઘોડદોડમાં એમણે ઉદ્યોગની મશીનરી એટલે સુધી ઘસવી નાખી કે તે હાલ બરાબર કામ આપી શકતી નથી. એટલે હાલ જ્યારે આપણી સરકાર વધુ ઉત્પાદન કરવા દરેક ક્ષેત્રમાં મહેનત કરી રહેલી છે ત્યારે જ એ ઉત્પાદન ઘટવા માંડ્યું છે. અમેરિકન નિષ્ણાતો આ દેશનાં ઉદ્યોગકેન્દ્રો તપાસવા આવેલા ત્યારે એમણે જણાવ્યું કે, આ દેશની ઉત્પાદન શકિત જૂના સાંચાઓને લીધે ૪૦ ટકા ઘટેલી છે. ઉપરાંત ઉદ્યોગપતિઓએ નક્કી કરેલી કિંમત ઉપરાંત વધુમાં વધુ પૈસા લેઇને પોતાનો સ્વાર્થ સાધીને શેરહોલ્ડરોને તથા મજૂરોને અન્યાય કરેલો છે. સુધરેલા દેશોના ઉદ્યોગપતિઓ પોતાનાં કારખાનાંના ઘસારા માટે દર સાલ ઉત્પન્નના ૧૦થી ૨૦ ટકા અલગ ભંડોળ તરીકે રાખે છે, જ્યારે આપણી લિમિટેડ

કંપનીવાળાઓએ અને નાનાં માલિકીનાં કારખાનાંવાળાએ એ દિશામાં કંઇ કરેલું નથી. એટલે નવાં સાધનો ખરીદવાં પડશે ત્યારે ઇંગ્લેન્ડ અને અમેરિકાને કરોડો રૂપિયા આપવા પડશે તે રકમો ક્યાંથી લાવશે? આમ હોવાથી એમણે શેર ધારણ કરનારાઓનો તેમ જ દેશનો દ્રોહ કરેલો છે.

ત્રીજો દોષ એ કે, વધુ નફો મેળવતા હોવા છતાં એમણે મજૂરોને લાભ આપવાની ઉદારતા બતાવેલી નથી. અને કાયદાને લીધે મજૂરોને લાભ આપવો પડ્યો ત્યારે પણ સરકાર સમક્ષ વધુ ઉહાપોહ એમણે કરેલો છે અને પોતાના પક્ષે લાભ મેળવવા પ્રયત્ન કરેલો છે. અંગ્રેજો હિંદમાંથી ગયા ત્યાર પછીનો આપણો રાજ્યવહીવટ એ દિશામાં ઓછા અનુભવીઓના હાથમાં આવ્યો. અનુભવની ખામીને લીધે આ આગેવાનો અંગ્રેજો જેટલો કાબૂ ઉદ્યોગપતિઓ ઉપર રાખી શક્યા નથી, જેથી કરીને એમની અને મજૂરોની વચ્ચે અથડામણ ચાલુ રહે છે.

હવે મધ્યમ વર્ગની વાત વિચારીએ. એમાં સરકારી નોકરો અને ખેડુતો તથા પ્રજાના સામાન્ય વેપારી વર્ગનો સમાવેશ થાય છે. લડાઇ દરમ્યાન અને સ્વતંત્રતા મેળવ્યા પછીથી પણ લાંચરૂશ્વતનું જોર જામેલું છે. સરકારી નોકરોએ પણ ઉદ્યોગપતિઓની માફક પૈસા મેળવવા તરફ ધ્યાન આપેલું છે, અને રાજ્યવહીવટ તેટલે અંશે ખામીવાળો બની ગયેલો છે. અનાજ, કાપડ, સિમેન્ટ, લોખંડ, ખાંડ, ગોળ વગેરેના કંટ્રોલને લીધે એમણે દોલત મેળવેલી છે, જેથી સઘળો મધ્યમ વર્ગ પણ દોષને પાત્ર બનેલો છે. ઉપર જણાવ્યું તેમ રાજ્યવહીવટમાં ઓછા અનુભવી, કહોને કાચા આગેવાનોએ પ્રયત્નો કરી જોયા, પરંતુ મધ્યમ વર્ગે સ્વદેશાભિમાન અને પ્રામાણિકતા ગુમાવ્યાં હોઇ તેમના પ્રયત્નો નિષ્ફળ બનાવ્યા!

મજૂરોનું તો પૂછવું જ શું? જેમ બને તેમ વધારે રોકડ મેળવવાના ઉપાયો એમણે શોધવા માંડ્યા અને જેમ આવ્યું તેમ ઉડાવ્યો કર્યું. એ અભણ પ્રજાના આગેવાનોએ એમને ઊંધે રસ્તે દોર્યા. મૂડીવાદનો નાશ કરો, સમાજવાદીઓ આગળ ધપો, નફામાં ઉદ્યોગપતિઓ પાસેથી ભાગ પડાવો વગેરે પ્રકારની શીખવણીથી તેઓ ઊંધે રસ્તે દોરાયેલા છે. જેથી અત્યારે જ્યારે આપણને વધુ ઉત્પાદનની જરૂર છે ત્યારે તેઓ પોતાની જોખમદારી બજાવવાને બદલે કામ તરફ બેદરકાર રહે છે. આપણા આગેવાનોમાંના ઘણા ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણની તરફેણમાં છે. જે અંગ્રેજો અને અમેરિકનો પોતાના રાજ્યવહીવટના અગાધ અનુભવને લીધે રાષ્ટ્રીયકરણ કરવા માગતા નથી તેનો

ઢાખલો લેઈને આપણા આગેવાનોએ સાવધાનીથી પગલાં ભરવાં જોઈએ.

જેમ વ્યક્તિએ કરકસર કરવાની જરૂર છે તેવી રીતે રાષ્ટ્રે પણ કરકસર કરવી જોઈએ. લડાઈ પહેલાં અંગ્રેજ વહીવટ નીચે બ્રહ્મદેશથી ચોખા અને પરદેશથી ઘઉંની ખરીદી માટે થોડાક લાખ રૂપિયા પરદેશ મોકલવા પડતા: એટલે કે એ અનાજ મેળવવા માટે તે રકમ પૂરતો બીજો કાચો માલ આપણે આપવો પડતો. પરંતુ અત્યારે અનાજની એટલી બધી અછત છે કે પરદેશથી રૂા. ૧૨૯ કરોડનું અનાજ લાવવું પડે છે. આમ અનાજ પરદેશથી લાવવાની જરૂર શાથી ઊભી થઈ? ખેડૂતોને ખેતીના માલમાંથી પૂરતું ન મળવાથી એ લોકો મિલોમાં અને કારખાનાંમાં મજૂરો તરીકે જવા લાગ્યા. મુંબઈની વસ્તી ૧૧ લાખથી વધીને ૩૦ લાખની થઈ, તેવી જ રીતે દેશનાં બધાંય શહેરોમાં બનેલું છે. ખેતી માટે મજૂરોના દર વધી ગયેલા છે એટલે તે નફાકારક ધંધો નથી.

હવે સવાલ આવ્યો પરદેશ નાણું ઘસડાઈ જાય છે તેનો. આજકાલ બજારમાં પરદેશી મશીનરી અને કાપડ મોટા પ્રમાણમાં આવે છે. અનાજ તો મુખ્ય છે. આટલી મોટી રકમને બદલે આપણે પણ આપણો માલ આપવો જ પડે તે માલ કયો છે? આપણી પાસે ખાંડ અને આપણી મિલોનું પસંદ ન પડે તેવું કાપડ પરદેશ મોકલી શકાય. પાકિસ્તાનને આ માલની જરૂર છે. પંજાબના રૂની આપણને જરૂર છે. પરંતુ જાપાનથી ચાર આને રતલ લેખે વેચાતી ખાંડ પાકિસ્તાન લેશે કે આપણી આઠ આને વેચાતી ખાંડ લેશે? પરદેશનું સારું, ટકાઉ, સુશોભિત કાપડ પાકિસ્તાન સ્વીકારશે કે આપણી મિલોનું ઢંગધડા વગરનું? પૂર્વ બંગાળનું શણ પશ્ચિમ બંગાળની મિલોમાં આવે અને તેનું બારદાન બનાવી આપણે વેચી શકીએ પણ વસ્તુસ્થિતિ એ છે કે એ શણ પાકિસ્તાન ડંડીનાં કારખાનાં-વાળાઓને વેચશે અને ત્યાંથી બારદાન તથા લીનન બનીને આપણાં બજારોમાં તે વેચાશે! હવે જ્યારે આપણી મોંઘી ખાંડ અને હલકી જાતનું કાપડ પાકિસ્તાનને ખપતાં નથી ત્યારે એ આપણે બીજા ક્યા દેશોમાં મોકલી આપીશું? અને એને કોણ લેશે?

પરિણામે, આપણાં કારખાનાંમાં જ તે માલ પડ્યો રહેશે અથવા સસ્તા ભાવે વેચવો પડશે. આ રીતે કારખાનાંમાં મંદી આવશે અને ઉદ્યોગપતિઓના હાથ હેઠા પડશે. અને આપણા દેશને પરદેશથી ખરીદી માટે નાણાંભીડ ભોગવવી પડશે. આ મુશ્કેલીઓનો સામનો કરવાનું કામ આપણી સરકારને

માથે આવી પડેલું છે તેવે સમયે આપણા ઉદ્યોગપતિઓએ, મધ્યમ વર્ગે, અને મજૂરોએ પ્રામાણિકપણે કામ કરવું જોઇએ, અને આવકજાવકનાં બે પાસાં સરખાં કરવા સૌએ કટિબદ્ધ બનવું જોઇએ. આમ નહિ બને તો દેશને માથે ગંભીર આર્થિક જવાબદારી આવી પડશે.

આમ દેશ આર્થિક વિનાશને પંથે પડેલો છે. આપણી આ સરકાર કાયમની નથી, વચગાળાની સરકાર છે. છેલ્લાં બે વરસમાં નવી સરકારને માથે કાંઇ ઓછી જવાબદારી આવેલી નથી. નિર્વાસીતોનો બોજો, અનાજ પૂરું પાડવાનો બોજો અને કાપડની વહેંચણી વગેરે મુશ્કેલ પ્રશ્નો છે ત્યારે એને મદદ કરવાને બદલે આપણો મજૂરવર્ગ એને મુશ્કેલીમાં મૂકી દે છે. આપણું રાજ્ય બંધારણ નક્કી થતાં, ત્યાર પછીના ચૂંટેલા સભાસદો મારફત રાજ્યવહીવટ ચાલે પડતો જશે. ત્યાં સુધી કોઇ વાદમાં માથું માર્યા સિવાય દરેક નાગરિકની ફરજ છે કે આપણા આગેવાનોને રાજ્યવહીવટ કરવામાં મદદ કરવી.



# પારલાનો પુણ્ય પુરુષ

વિલાપારલામાં રહેતા સાધુ પુરુષ શ્રી દશરથલાલ રણછોડલાલ જોશી ગયે મહિને ગુજરી ગયા. મોટાઇ એટલે જગતમાં ઓળખાતું એવો પોલો અર્થ કરીએ તો સ્વર્ગસ્થને બહુ થોડા ઓળખતા હશે. પરંતુ મોટાઇ એટલે હું નિર્દોષ બનતો જાઉં છું, હળવે હળવે ઉન્નત થતો જાઉં છું એવું જેને જ્ઞાન છે, એ સાચા અર્થમાં સ્વર્ગસ્થ એક મોટા માણસ હતા. એવા સાધુચરિતને અંજલિરૂપે નીચેનો પત્ર, મારા વિદ્વાન મુરબ્બી અને સ્વર્ગસ્થના સુપરિચિત સ્નેહી સ્વા. સત્યવ્રતજી કામદાર પાસે માગણી કરી અહીં મૂકયો છે. **તંત્રી**



માટુંગા, તા. ૩-૨-'૪૯

શ્રી ઇશ્વરભાઇ,

નમસ્તે!

સ્વ. દશરથલાલભાઇ વિષે મારે તમને કંઇક લખી જણાવવું તે અંગેનો તમારો કાર્ડ મળ્યો. દોઢ વર્ષ પૂર્વે મેં એક લેખ 'આર્યપ્રકાશમાં'માં લખેલો. કમભાગ્યે તે આજ હાથવગો નથી. તે લેખનું મથાળું મેં ત્યારે આપેલું 'પારલાનો પુણ્ય પુરુષ!' તેમના વિષે, મૃત્યુ નોંધમાં વર્તમાનપત્રોમાં જે જે વિશેષણો અપાયાં છે તે બધામાં તો મને મારું આ વિશેષણ જ સર્વથા ઉચિત લાગે છે.

પા સદી પૂર્વે તેમણે ધંધોરોજગાર છોડયો અને ત્યારના ઉજ્જડ પુશ્રિમ વિલેપારલેમાં તેમણે 'લિબર્ટી લૉજ' બાંધ્યું. અભ્યાસ નૉનમેટ્રિક, છતાં અંગ્રેજી પર પ્રભુત્વ સરસ. 'લિબર્ટી લૉજ'ને અમે 'સ્વાતંત્ર્ય સદન'ના નામે ઉલ્લેખતા. કારણ કે તેમાં તમામ વિષયો સામાજિક, આર્થિક, શૈક્ષણિક, ધાર્મિક, રાજનૈતિક વગેરે ઉપર અમે પૂર્ણ સ્વતંત્રતાથી વિચારોની આપલે કરતા. સનાતન ધર્મ, પારસી, ઈસ્લામ, ઈસાઈ અને આર્યસમાજના સિદ્ધાન્તો ઉપર પણ ઉદારતાપૂર્વકથી રસમય ચર્ચા કરતા. એ ચર્ચાઓ ક્યારેક સવારે, બપોરે, સાંજે અને રાતના બાર વાગ્યા સુધી પણ ચાલતી. રાજનીતિમાં કોંગ્રેસ અને સામાજિક તથા ધાર્મિક બાબતોમાં આર્યસમાજ તરફ તેમનો વિશેષ ઝુકાવ રહેતો. પણ તે બેઉમાં જ્યાં જ્યાં ક્ષતિઓ હોય તો તેની ઉગ્ર ટીકાઓ પણ થતી.

ગુજરાતીને માતૃભાષા, હિંદીને રાષ્ટ્રભાષા અને સંસ્કૃતને ધર્મભાષા તરીકે તેઓ હંમેશ માનતા આવ્યા હતા. ગુજરાતીના સારા લેખક અને વક્તા હતા. હિંદીનાં સરસ સમાલોચક અને સંસ્કૃતના સુંદર જાણકાર હતા. તેઓ સાચા અર્થમાં રિસર્ચસ્કોલર હતા. અનેક અલભ્ય પુસ્તકો, માસિકો, સામયિકો તેમનાં જીવનસંગી બની, તેમની ભોજનશાળાથી માંડી શયનાગાર સુધી પથરાયેલાં રહેતાં! તદુપરાંત લાયબ્રેરી અને વાચનાલય માટે તેમના અલગ મકાનમાં સ્વતંત્ર રૂમો રહેતી. સેંકડો પુસ્તકો તેમણે સોનગઢ ગુરુકુળના પુસ્તકાલયને દાનમાં આપી દીધાં હતાં. લડત વખતે જેલવાસી દેશભક્તોને સેંકડો પુસ્તકો મોકલ્યાં જે કદી પાછા ફર્યાં નથી. જેલમાંથી જે યુવકો ઉત્કટ દેશભક્તિ અને સમાજવાદના સિદ્ધાન્તો શીખ્યા તેનો મોટો ભાગ શ્રી. દશરથલાલજીના જ્ઞાનપરબના તૃષાતુરો હતા. પારલાની શરૂઆતની રાજકીય પ્રવૃત્તિના તેઓ જનક હતા. તેમના લૉજમાં વિચાર-વિનિમય થતા, કાર્યક્રમો રચાતા, ફંડફાળાઓની યોજનાઓ ઘડાતી. જેલની તૈયારીઓ થતી! એમની નિઃસ્પૃહ લગનથી વિલેપારલે મુંબઈના ઉપનગરોમાં ઉત્કૃષ્ટ સ્થાન પામ્યું. સાહિત્યની જ્યારે દુનિયા રચાતી ત્યારે મુંબઈમાં બહારથી આવેલ કોઈ સારો સાહિત્યકાર તેમના આતિથ્ય અને લિબર્ટી લૉજની મુલાકાત રહિત નથી રહ્યો.

ઇતિહાસમાં પણ તેમની સરસ અભિરુચિ હતી. પાશ્ચાત્ય દેશોના પ્રાચીન-અર્વાચીન ઇતિહાસ અને ક્રાંતિઓનું તેમનું સરસ અધ્યયન હતું. તે સાથે આ દેશની પરિસ્થિતિનો વિચાર કરી સામંજસ્ય વૃત્તિ તેમની સદા રહેતી.

ભારતવર્ષની સંસ્કૃતિના પરમ ઉપાસક હોઇ સત્ય, ત્યાગ – તપશ્ચર્યા, સાદાઈ, અધ્યયનાધ્યાપન, અપરિગ્રહ ઉપર સદા તેમનો આગ્રહ રહેતો. ભોગ અને વિલાસિતા તરફ સદા તેમને નફરત હતી. તેઓ જે માનતા તેને જીવનમાં વણી લેવા સતત જાગૃત રહેતા એ તેમની ખાસિયત હતી.

સ્વામી વિવેકાનંદે, આ સદીના પ્રારંભમાં સંસ્કૃત ભાષા વિષે જે તુલનાત્મક વિચાર રજૂ કર્યા હતા અને સંસ્કૃતના અધ્યયનથી જ ભારતની ઉન્નતિ સધાશે એમ ભારપૂર્વક પ્રતિપાદન કર્યું હતું તે લખાણને 'સ્વામી વિવેકાનંદનો ઢંઢેરો' એ નામે તેમના ઘરમાં આવતાજતાઓની નજરે ચડે તેમ Black Board ઉપર મોટા અક્ષરે વર્ષોથી લખી રાખ્યું હતું. જે અંત સુધી તેમ જ રહ્યું! સંસ્કૃત તરફ ત્યારથી અભિરુચિ થઇ. પણ સાંતાક્રુઝ અને અંધેરી ગુરુકુળના બ્રહ્મચારીઓના ઉત્સવ ઉપરના સંસ્કૃત સંવાદો અને વ્યાખ્યાનો સાંભળીને, તો તેઓ સંસ્કૃતના પરમ ઉપાસક (૧૯૨૫થી) બની ગયા! સંસ્કૃતના ધર્મશાસ્ત્રો તે પર જર્મન, અંગ્રેજ વિદ્વાનોના ભાષ્યો – જે આજ અલભ્ય જેવા છે – તે બધા તેમના પુસ્તકાલયમાં હજારો રૂપિયાના ખર્ચે વસાવેલા. પણ વાચકોએ તેમની ભલાઇનો ગેરલાભ લઈ પાછા વાળવાની તકલીફ ભાગ્યે જ કરી – મોટા મોટા પ્રોફેસરો, મોટા કવિઓ, વૈદ્યો અને સાહિત્યકારો એમાં આવી શકે.

વખત બારીક થતો ગયો. લડાઇ પછી કપરી પરિસ્થિતિ થતી ગઈ. જેમના પર તેમણે અનેક ઉપકારો કરેલા તેઓ મદદ કરવાને બદલે તેમનું લહેણું પણ આપવામાં સંકોચ કરવા લાગ્યા! અધૂરામાં પૂરું તેમનું સ્વાસ્થ્ય પણ દિનપ્રતિદિન બગડતું ચાલ્યું. તે સ્થિતિમાં તેમને ઘણાઓએ સૂચના કરી કે વાચનાલયને બંધ કરવું પણ તે તો જન્મે તથા ગુણકર્મે સાચા બ્રાહ્મણ રહ્યા. જ્ઞાનની પરબ બંધ ન જ કરાય એ તેમનો ધર્મ. તે માટે તેમણે રહીસહી અનુકૂળ જીવનની ટેવોને પણ સંકુચિત કરી. છતાં આર્થિક કઠિનાઈ રહી ત્યારે તેમના જીવનની આધારભૂત 'ચા'ને પણ મહિનાઓ સુધી છોડી દીધી અને તેની બચતમાંથી વાચનાલય ચાલુ રાખ્યું! દિવસમાં અનેક કપ ચા તે વખતે લેતા. એવા ચાના હરેડ ભક્તે એક દિવસમાં નિર્ણય કરી ચા ફગાવી દીધી અને મનોબળની દૃઢતાની પ્રતીતિ કરાવી.

જ્ઞાનગોષ્ઠિની રઢ તેની અજબ. ખાસ કરીને રવિવારનો દિવસ તેમના માટે ભારે અનિયમિત બની રહે. આગલી રાત્રે શનિવારે મોડા સુધી ચર્ચાઓ કરી સૂતા પછી, રવિવારે પ્રભાતે સહેજે મોડું ઊઠાય. ત્યાં તો વિવિધ રસિકો

સવારના પહોરમાં આવ્યા જ હોય! જેવું પાત્ર તેની સાથે તે તે વિષય ઉપર ચર્ચાની શરૂઆત થઈ જ જાય! સ્નાન પણ બબ્બે વાગે થતું! જમવા બેઠા હોય ત્યારે પણ કોઈ ને કોઈ આવે તો કાં તો સાથે જમવા બેસાડે યા બેસવાનું જણાવે. જમ્યા પછી આરામ તો તેમને ચર્ચામાં મળતો! આ રીતે તેમનું સમગ્ર પાછલું ૨૫ વર્ષનું જીવન કો ભૂલા પડેલા આર્યમુનિના જેવું અધ્યયન-અધ્યાપનમાં વિતતું. 'અપરિગ્રહ' તેમના જીવનનો પાયો હતો. અનેક મિત્રોએ સહાય થવા જણાવ્યું; પણ તેમણે સાભાર અસ્વીકાર કર્યો. 'થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ' એ મહાકવિ પ્રેમાનંદે સુદામા વિષે કહ્યું તે શ્રી દશરથભાઈમાં મૂર્તિમંત થયું હતું.

ગરજુની સાંસારિક મુશ્કેલીઓમાં પણ પોતે અગવડ વેઠીને પણ સહાયભૂત થતા રહ્યા. ટેલિફોનનું તેમને તો કંઈ પ્રયોજન ન હતું. છતાં તે ખર્ચ એટલા માટે નિભાવતા કે પારસ્લાના કોઈ, ભાઈને વેળાઅવેળા જરૂર પડે તો તેનો ઉપયોગ કરી શકે. તેમની પ્રકૃતિ ઠીક રહેતી ત્યાં સુધી તો રાતના પણ કોઈનો ટેલીફોન આવે તો ટાઢ કે વર્ષાનો વિચાર ન કરતાં જાતે સામાને ઘેર જઈ સંદેશ આપતા કે તમારો અમુક બાબતનો ફોન છે. તમારે કંઈ જવાબ આપવો છે? જ્યારે તેઓ ઘર બહાર નીકળતા બંધ થયા ત્યારે આ જાતની 'લોકસેવા'માં તેમનાં પત્ની ગંગાસ્વરૂપ લલીતાબહેન તથા નાની પૌત્રીને સાથી બનાવી વર્ષો સુધી જનતાના સંદેશવાહક બની રહ્યા!

દીન-દુઃખીને સત્પરામર્શ, બનતી સહાય, દેશ, જાતિ અને ધર્મના કલ્યાણચિંતન સાથે વિશ્વહિતની સદોદિત ઉન્મુક્ત ભાવના, ઉપરાંત અંગત પરમ પવિત્ર જીવન, એ તેમને સાચા બ્રાહ્મણરૂપે રજૂ કરી ખરેખર 'પુણ્ય પુરુષ' થવાને યોગ્ય ઠરાવે છે. મારા જેવા તો તેમને ત્યાં અનેક આવતાજતા, પણ મારા સદ્ભાગ્યે તેમની મારા ઉપર વિશેષ કૃપા રહેતી એમ હું કહું તો બીજાઓને અન્યાય નહિ થાય એમ માનું? પણ કદાચ અનેકો મારી માફક સમજતા હશે એટલે એના ઊંડાણમાં નહીં જાઉં. ૮-૧૫ દિવસે મારે તેમને મળવું જોઈએ. ન મળી શકું તો ખાસ સંદેશ મોકલી બોલાવી મંગાવે. હું જ્યારે જાઉં ત્યારે 'મને એમ જ થતું' કે હું મારા ગુરુ પાસે પાઠ આપવા જાઉં છું! કેમકે મને અવશ્ય પૂછે કે મેં છેલ્લા મળ્યા પછી શું શું વાંચ્યું! તે કેવું લાગ્યું? અને તેની મોર્મિક મિમાંસા ચાલે. ભવિષ્યના વાચન માટે જરીપુરાણા અને આધુનિકતમ પુસ્તકો દેશી-વિદેશી, મેગેઝીનોના નામોની

ઝડી લગાવી દે ! તેમની લાયબ્રેરીને કદી તાળાં તો રહ્યાં નથી. ઝટ જાતે ઊભા થઈ, આજુબાજુ પથરાયેલ ગ્રંથરાશિમાંથી વીણી વીણી આપે જ જાય! એ રીતે મારા જેવા અનેકને તેમણે પ્રેરણા આપી છે. અનેક ગરીબ વિદ્યાર્થીઓ તથા વિધવાબહેનો તેમને આંગણેથી કદી નિરાશ થઈ પાછાં નથી ફર્યાં. તેઓ ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ સદાયે પામ્યાં જ છે !

છેલ્લી માંદગી વખતે બે ઇસ્પીતાલોમાં હતા. ત્યાં જરા આરામ રહેતો. પણ શરીરને—મનને નહિ! મન તો વિચારો કર્યા જ કરે: હિન્દી અને હિન્દુસ્તાનીનો ઝગડો તેમને સદા દુઃખકર રહેતો. તેમણે એક વાર ઇસ્પીતાલમાં મળવા ગયેલો ત્યારે કહ્યું કે 'હિંદુસ્તાની' દેશ ઉપર લાદવી એ અત્યાચાર છે.

બીજી વાર જન્મમૃત્યુની મિમાંસા બિછાનામાં પડ્યા પડ્યા કરી.—

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नेरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

એ ગીતા શ્લોક ઉપર મનનપૂર્વક વિવેચન માંડ્યું. ડૉકટરોએ આરામ લેવા સૂચનાઓ આપ્યા જ કરી; પણ કોઇ પાત્ર મળે ત્યારે તેમની જ્ઞાનગંગા બધાંજ બંધનોને તોડી વછોડી ધસમસતા પ્રવાહે વહેવા જ માંડે! મૃત્યુનો ડર તેમને હતો જ નહિ. પણ વિશેષ મનના ચિંતનથી તેઓ મૃત્યુ સંબંધે નિશ્ચિંત અને નિર્ભય બની ગયા હતા.

મૃત્યુ મરી ગયું રે લોલ,
જ્ઞાનતણી તલવાર અડકતાં
મૃત્યુ મરી ગયું રે લોલ !

એ સ્વ. નરસિંહરાવની કડીઓ ઉચ્ચાર્યા કરે. એ તેમના જીવનભરની જ્ઞાન-સાધનાને અનુરુપ હતું. જનક વિદેહત્વ તેમાં ડોકિયાં કરતું. એવો અને આ કલમ ચિતરી શકે તેના કરતાંયે અનેકગણો વધુ મહાન હતો અમારો ગુરુ અને સખા—પાગલાનો પુણ્ય પુરુષ—સ્વ૦ દશરથલાલભાઇ જોશી! તેમનું કુટુંબ તો તેમના સ્વર્ગવાસથી અનાથ થયું છે. પણ અમારા જેવા અનેક આજે 'ગરીબ' બની ગયા છે! એવી વિભૂતિ અન્યત્ર આજ કયાં જોવા મળશે?

લિ. આપનો,
સ્નાતક સત્યવ્રત

# વિદ્યાનગરને આંગણે

તા. ૧૩-૨-'૪૯ના રોજ હિંદના વડા પ્રધાન પં. નેહરુ વલ્લભ વિદ્યાનગરના શિલારોપણ નિમિત્તે પધાર્યા હતા. તે પ્રસંગે એમનું સ્વાગત કરતાં શ્રી ભાઇલાલભાઈ પટેલે વિદ્યાનગરની આપેલી રૂપરેખા અને વળતા જવાબમાં પંડિતજીએ વ્યક્ત કરેલી શુભેચ્છા, તેનો સાર નીચે આપ્યો છે. તંત્રી



વંદનીય પંડિતજી,

વલ્લભ વિદ્યાનગરના આંગણે આપનું સ્વાગત કરતાં હું આનંદ અને ગૌરવ અનુભવું છું. ભારતના પ્રધાન સચિવ અને ભારતનાં કરોડો જનહૃદયના લાડીલા નેતા જ્યારે વલ્લભ વિદ્યાનગરના આંગણે પધારે છે ત્યારે અમારે મન તો એ એક પર્વનો દિવસ છે. આપના અમૂલ્ય સમયમાંથી થોડી પળો બચાવીને આપ અમારા નગરની વિધવિધ પ્રવૃત્તિઓ પ્રત્યક્ષ નિહાળવાને પધાર્યા છો તેથી અમારું બહુમાન થયું છે એમ અમે સમજીએ છીએ.

દેશના ગરીબ ખેડુતોની ઉન્નતિ કરવા ઉપર સરદાર વલ્લભભાઇ પટેલે અનેક વાર ભાર મૂકયો છે. આજે આપ જે જુઓ છો તે બધીય અમારી પ્રવૃત્તિઓની પ્રેરણા એમની આ અંતરેચ્છા જ છે. વલ્લભ વિદ્યાનગર એક આદર્શ ગામ બને અને આ ચરોતર પ્રદેશમાં ગ્રામોદ્ધારને સ્પર્શતા અનેક પ્રશ્નો ઉકેલ કરતી એક મહાન પ્રયોગશાળા બને એવી અમારી આકાંક્ષા છે.

ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડની સ્થાપના એ અમારું આ દિશામાં પ્રારમ્ભનું કાર્ય છે. એ મંડળ દ્વારા અમે ગામડાંની પુનઃરચના કરવા ઇચ્છીએ છીએ. આ પ્રદેશનાં ગામડાંને વૉટર વકર્સ, ડ્રેઇનેજ, ઇલેક્ટ્રીસીટી વગેરેનો લાભ મળે એવી યોજનાઓ અમે હાથ ધરીએ છીએ.

ચારુતર વિદ્યામંડળ અહીંની કેળવણીની સંસ્થાઓ સંભાળે છે. આ મંડળનો હેતુ પ્રાથમિક, માધ્યમિક તેમ જ ઉચ્ચ શિક્ષણની સગવડો આપવાનો તેમ જ કેળવણીનાં બધાં ક્ષેત્રોમાં ઔષધિશાસ્ત્ર અને યંત્રવિદ્યામાં પણ, શિક્ષણની તેમ સંશોધનની પૂરતી સગવડો આપવાનો છે. ૧૯૪૭ના જુનથી શરૂ થયેલા વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયમાં વિજ્ઞાન અને વાઙ્મયના એમ. એ. અને એમ. એસસી., સુધીના વર્ગો શરૂ થયા છે. આજે એમાં ૭૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. સિવિલ, મિકેનીકલ અને ઇલેક્ટ્રીકલ એન્જિનિયરીંગનું શિક્ષણ આપવાને ૧૯૪૮ના જુનથી શરૂ કરેલું બિરલા વિશ્વકર્મા

મહાવિદ્યાલય ડીગ્રી તેમ જ ડીપ્લોમાના અભ્યાસક્રમોનું શિક્ષણ આપે છે આજે ઈજનેરી કૉલેજના પ્રથમ વર્ષમા ૨૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. એનુ મકાન ૧૫૦૦ વિદ્યાર્થીઓનો સમાવેશ કરવાનુ ધ્યાનમા રાખીને જ બાધવામા આવ્યુ છે. ફાર્મસી કૉલેજ, કૉમર્સ કૉલેજ તેમ જ મેડીકલ કૉલેજ પણ અહિંયા સ્થાપવાનો અમે વિચાર કર્યો છે. અમારી જ પાડોશમા સરદારશ્રીની દોરવણીથી ચાલતી કૃષિગોવિદ્યાભવનની સસ્થા એક ખેતીવાડીના કૉલેજ ચલાવે છ અને પ્રાણીગેગશાસ્ત્ર તેમ જ વનવિજ્ઞાનનાં મહાવિદ્યાલયો થોડા જ સમયમા શરૂ કરવાની આશા રાખે છે

આમ આણદ ઘણી જ ત્વરિત ગતિએ મહત્ત્વનુ કેળવણીનું ધામ બનતુ જાય છે. આજે અમારા મહાવિદ્યાલયોના ઘણાખરા અધ્યાપકો અને વિદ્યાર્થીઓ અહી જ વસવાટ કરે છે. સરદાર વલ્લભભાઇ પટેલ, લોર્ડ અને લેડી માઉન્ટબેટન અને સુસ કેળવણીકારોના આશીર્વાદથી અમારૂ મડળ એક શિક્ષણ આપતુ વસતિગૃહયુક્ત વિદ્યાપીઠ સ્થાપવા માગે છે. આ વિદ્યાપીઠ સહકાર અને સ્વાશ્રયના સિદ્ધાતો પર રચાયેલું એક આદર્શ ગ્રામ વિદ્યાપીઠ બનશે. અમારી આ સસ્થાઓનો મૂળ હેતુ તો ગ્રામજીવનને સસ્કૃત કરવાનો, અને હજુએ ગામડામા જીવંત છે એવા ભારતીય સસ્કાર અને પ્રણાલીઓનો પુનરુદ્ધાર કરવાનો છે આવી રીતે વલ્લભ વિદ્યાનગર વિદ્યાનુ ધામ બને, શુભ અને નિર્દોષ જીવન જીવતા શીખવે એવુ ઉદાત્ત શિક્ષણનુ કેન્દ્ર બને, વિશ્વાત્મ્યની ભાવનાથી એ પ્રાણિત થઈ ઊઠે ને એની સૌરભ સમસ્ત વિશ્વમા પ્રસરે એ દિવસો જોવાને અમે ઉત્કટા રાખીએ છીએ અને અમને તો આશા છે જ કે વલ્લભ વિદ્યાનગર આ મહદ્ કાર્ય કરીને, આપણા ભારતવર્ષમા પ્રવર્તમાન પરસ્પર વિરોધી વિચારસરણીઓમાથી પરમ એકતાની પ્રતિષ્ઠા કરશે. આપનાં વરદ હસ્તે આવા નગરનુ શિલારોપણ થાય છે એ અમારું મોટુ સુભાગ્ય છે.

**ભાઇલાલભાઈ દ્યાભાઇ પટેલ**



બે વર્ષથી મે વલ્લભ વિદ્યાનગરનુ નામ સાભળ્યું હતુ. માઉન્ટબેટન અહીં આવી ગર્યા તેમની અને સરદારશ્રી વલ્લભભાઈ પટેલ સાથે વલ્લભ વિદ્યાનગર અગે મારે વાતો થઇ હતી અહી સારું કામ થઇ રહ્યું છે તેની પણ ખબર પડેલ પણ તેનો પૂરો ખ્યાલ નહિ આવેલો તે આજે કામ જોઈ ખૂબ સતોષ થયો છે.

મને આનંદ થાય છે કે વલ્લભ વિદ્યાનગરમાં એક મહાન અખતરો થઇ રહ્યો છે. અહીં જે કંઇ કાર્યો થાય છે તે ગ્રામજનતાના લાભાર્થે થાય છે. અમેરિકામાં ગ્રામજનતા માટે યુનિવર્સિટી છે તેનાં પગરણ તમે અહીં માંડો છો તેથી હું ખુશ થાઉં છું. ગાંધીજીના પાયાની કેળવણીનો મૂળ હેતુ ગ્રામજનતાનો વિકાસ શી રીતે થાય એ હતો. અહીં આવીને મેં ઘણી સારી ચાલો નિહાળી છે અને તમારાં કાર્યો જોઇને મને ખુબ આનંદ થયો છે. અહીં વ્યવહારિક વસ્તુ બની રહી છે તે શીખવા જેવી છે. અહીંની નકલ બીજે થશે. લોખંડ, સિમેન્ટ કે વેગનની તમે બૂમો મારતા નથી, પરંતુ તમે તમારી જાત પર અખતરો શરૂ કર્યો છે, એ એક શુભ ચિહ્ન છે. આજે દેશભરમાં મકાનોની તંગી છે, પરંતુ હું સમજી શકતો નથી કે શું સિમેન્ટ અને લોખંડ નહોતું ત્યારે લોકો મકાનો વગર રહેતા?

ગુજરાતમાં દુષ્કાળ છે ત્યારે તકલીફોનો સામનો તમે જે રીતે કરી રહ્યા છો તેમાં સહનશીલતાનો ઉમેરો કરજો. કરોડો રૂપિયા ખર્ચીને આપણે પરદેશથી અનાજ મંગાવવું પડે છે. આ દિશા આપણે બદલવી પડશે. જરૂરી અનાજ દેશમાં પેદા કરવું પડશે. ઘઉં ઓછા હોય તો બીજી ચીજ ખાવી જોઇએ. ઘઉંના લોટ સાથે શકરિયાનો લોટ ભેળવીને રોટી બનાવવી જોઇએ. હું પણ એવી રોટી બનાવું છું, ખાઉં છું, મને મીઠી પણ લાગે છે!

આ સંસ્થા પોતાની શક્તિ પર મદાર બાંધે છે તે માટે તેને અભિનંદન આપું છું. બીજાઓ તરફ અગર પારકા દેશો પર નજર નાખવી બંધ કરી દેવી જોઇએ. આપણે આપણા પગ પર ઊભા રહેવું જોઇએ. કામ ઊપાડીએ તો લોકો મદદ કરે છે. પણ ખાલી મદદ માગવા જઈએ તો લોકો વિશ્વાસ ન કરે. ભાઇલાલભાઇ અહીં જે રીતે કામ કરી રહ્યા છે, અને એમનામાં જે ઉત્સાહ, જોશ અને કામ કરવાની ધગશ છે એ માટે તેમને અને તેમના કાર્યકરોને મુબારકબાદી આપું છું.

આ નજર સાથે તમે સરદારનું નામ જોડ્યું છે તે સારૂં કર્યું છે. સરદારની આ જન્મભૂમિ છે. પણ સરદાર હવે ફક્ત અહીંના નહિ, ગુજરાતના નહિ પણ આખા દેશના છે. તેમનામાં વાત કરવાની નહિ, પણ કામ કરવાની ખૂબી છે. અને આ ખૂબી વડે તેમણે દેશની આઝાદી અપાવવામાં મદદ કરી છે. તેમણે દેશને મજબૂત બનાવવામાં પણ કામ કર્યું છે. તેમણે દેશનો નકશો પલટી નાખ્યો છે. તમે એમના માર્ગે ચાલો.

પં. જવાહરલાલ નેહરુ

# ઇનામી નિબંધ

ઈશ્વર પેટલીકર

ડેમોલના અને કંપાલા રહેતા શ્રી હરમાનભાઇ શિવાભાઇ પટેલ તરફથી સ્વ. મણિબહેનના સ્મારક તરીકે રૂ. ૩૦૦)નું ન્યાસ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદને મળેલું છે. તેના વ્યાજમાંથી પાટીદાર બહેનો માટે ઇનામી નિબંધ હરીફાઇ યોજવામાં આવે છે. માર્ચ '૪૬ના વર્ષમાં રૂ. ૧૨, ૮, ૫ એમ ત્રણ ઇનામ રાખ્યાં હતાં.

મે '૪૭ના વરસમાં એડન કેમ્પથી શ્રી ડાહ્યાભાઈ એસ. પટેલ તરફથી 'પાટીદાર' કાર્યાલયને રૂા. ૨૫ એ માટે મળ્યા હતા. અને તેનાં બે ઇનામ રૂ. ૧૫ અને રૂ. ૧૦નાં રાખ્યાં હતાં.

આ બંનેના જવાબમાં ફક્ત ચારપાંચ નિબંધો દરેક વખતે મળ્યા હતા. આપણી બહેનોની આ ઉદાસીનતા શાને આભારી છે એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પરંતુ અભ્યાસયુક્ત નિબંધ માટે ઇનામની રકમ મોટી હોવી જોઇએ એમ તો લાગ્યું હતું. એટલે ઉપરોક્ત ન્યાસના વ્યાજની રકમ વધવા દેઇ વધારે ઇનામ આપી શકાય માની વચ્ચે ત્રણ વરસનો ગાળો પડવા દીધો હતો.

તેમાં બે મહિના ઉપર શ્રી હરમાનભાઇએ મને પત્ર લખ્યો કે, ઇનામી હરીફાઇમાં બહેનો વધુ રસ લેતી થાય તે માટે આપ શું સૂચવો છો? મેં ઇનામની રકમ વધારવા લખ્યું અને તેથી રૂ. ૬૦નો ચેક એમણે મારી ઉપર મોકલી આપ્યો છે. આમ આ નિબંધ હરીફાઇમાં ચ. એ. સોસાયટીના ન્યાસના વ્યાજની રકમ અને રૂ. ૬૦ 'પાટીદાર' કાર્યાલયને તેમણે મોકલ્યા તે મળી રૂ. ૧૦૦ થાય છે. **એનાં પાંચ ઇનામ રૂ. ૪૦, રૂ. ૩૦, રૂ. ૧૫, રૂ. ૧૦, રૂ. ૫ એમ આપવાનું નક્કી કર્યું** છે. પરંતુ જો અભ્યાસયુક્ત નિબંધો નહિ હોય તો ઇનામની રકમમાં યોગ્ય ફેરફાર કરવાનો પરીક્ષકોને હક રહેશે. નીચેના ગમે તે એક વિષય ઉપર નિબંધ લખવાનો છે:

(૧) હિંદુ સ્ત્રી માટે કેવા પ્રકારના કાયદાનું રક્ષણ હોવું જોઇએ અને શાથી?

(૨) વિધવાવિવાહ કરવામાં બહેનોને પડતી મુશ્કેલી નિવારવાના ઉપાય.

(૩) પરદેણ અને બીજી લેવડદેવડની વૃત્તિ બહેનોમાંથી કેવી રીતે નિર્મૂળ કરી શકાય.

તો નિબંધ હરીફાઇમાં ભાગ લેવા ઇચ્છતી બહેનોએ પોતાનાં નામ, ઠામ, અભ્યાસ, ઉંમર જણાવી પોતાનો નિબંધ માર્ચ આખર સુધીમાં નીચેને શિરનામે મોકલી આપવો.

મંત્રી, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

# દરબાર સાહેબના દીકરાનું લગ્ન—૨

[૧]

'પાટીદાર'ના ગયા અંકમાં દરબાર સાહેબના દીકરાનું લગ્ન એ બાબત ઉપરનું મારું લખાણ વાંચી પૂ. દરબાર સાહેબના મોટા પુત્ર ભાઈશ્રી સૂર્યકાન્તનો પત્ર આવ્યો છે. જે નીચે પ્રમાણે છે.

"આ વખતના 'પાટીદાર'માં 'દરબાર સાહેબના દીકરાનું લગ્ન' એ ચર્ચાપત્ર મેં ધ્યાનપૂર્વક વાંચ્યું છે. આમાં આપે પૂ. દરબાર સાહેબની શુદ્ધ ભાવથી ટીકા કરી પાટીદાર સમાજને જે દોરવણી આપી છે, જે નૈતિક હિંમત બતાવી છે તે માટે મારાં આપને હાર્દિક અભિનંદન છે.

"આ લગ્નમાં જે બની ગયું, તે બનવાનું હતું જ તે હું જાણતો હતો જ. માટે તો આ લગ્નમાં હાજરી આપવાની મારી ઇચ્છા હતી જ નહિ. મેં મારો આ નિર્ણય ભુપેન્દ્રને લખી જણાવ્યો હતો. આમ છતાં છેલ્લી ઘડીએ મારા દિલની વિરુદ્ધ મારે પણ આ લગ્નમાં હાજરી આપવી પડી છે. મારા દિલનું આ દુઃખ અને તેની સાથે મારી નબળાઈ હું આપની આગળ કબૂલ કરું છું. મારા આ પત્રની યોગ્ય રીતે નોંધ લેવા મારી આપને વિનંતિ છે."

આ પત્ર વાંચી આનંદ થાય એમ છે. માણસ માત્ર ભૂલને પાત્ર છે. એટલે જ આપણે રોજ પ્રભુની પ્રાર્થના કરી નમ્રતાથી તેને કહીએ છીએ કે પ્રભુ મારી બુદ્ધિ સદા નિર્મળ રાખો. ભૂલની કબૂલાત કરવી એ સહેલું નથી; પરંતુ પ્રગતિ ઇચ્છનાર દરેક મનુષ્યને માટે આ શીખવું એ અતિ આવશ્યક છે. ભાઈશ્રી સૂર્યકાન્તને પોતાની ભૂલ કબૂલ કરવા બદલ આપણે અભિનંદન આપીએ.

પૂજ્ય દરબાર સાહેબનું માનભંગ કરવાનો મારો જરા ય ઇરાદો નથી. પરંતુ એમણે ત્યાગ અને સેવાથી મેળવેલા નામને કંઈક ઝાંખપ લગાડે એવી ભૂલ એમનાથી આ પ્રસંગે થઈ ગઈ છે અને બીજા કરતાં આવા મોટા માણસોની ભૂલો સમાજમાં કંઈક નુકસાન કરે છે એમ લાગવાથી એમની ભૂલ તરફ ધ્યાન દોરવાનો જ મારો પ્રયત્ન હતો. એમના જેવા આગળ પડતા માણસો તરફ લોકોનું લક્ષ વધુ હોય છે એટલે એમણે વધુ જાગૃત રહેવું જરૂરી છે. આગેવાનો ઝોકાં ખાય તો પ્રજા તો ઘસઘસાટ ઊંઘવા માંડે! એટલે પોતાનું મહત્ત્વનું સ્થાન સાચવી રાખવા તેમણે આવી નાની ભૂલો પણ ન થઈ જાય તે સાચવવું જોઈએ એમ લાગે છે. મતલબ મારો હેતુ એમનું સ્થાન સચવાઈ રહે તે માટે તેમને 'જાગૃત' કરવાનો જ હતો.

વડોદરા, ચિમનભાઈ મૂ. અમીન

૨ ]

આ સવાલ ઉપર જે ચર્ચા થઈ તેમાં સહુએ દરબાર સાહેબ તરફ ભક્તિભાવ પ્રગટ કરી ભારે સંયમ દાખવ્યો છે. પ્રસંગમાં સંડોવાઈ ગયેલા એમના પુત્ર તરફ બધાએ ઉદારતાથી જોયું છે. એવા જાણીતા કુટુંબનાં પુત્રવધૂ થનારૂં ભાગ્યશાળી બહેન વિષે બધાએ મૌન રાખ્યું છે. ટીકામાં ક્યાંય કડવાશ નથી આવી.

પરન્તુ, આ જ લગ્ન શા માટે? આપણા મહાસભાવાદી આગેવાનો મોટા સમારંભોમાં ઠેરઠેર હાજરી આપે છે. જ્યાં વધારે ભપકો ત્યાં વધારે આગેવાનો હાજર હોવાના એ બિના છાપામાં પ્રગટ થવાની.. કેટલાય કાયદાઓનો છડેચોક ભંગ થવાનો. કેટલીયે બિનજરૂરી અને નુકસાનકારક પ્રથાઓ સમાજમાં દાખલ થવાની. એમાં એક દરબાર સાહેબ શું કરે! એમણે આખું જીવન દેશને સમર્પણ કરી દીધું છે, પુત્રપરિવારને નિમિત્ત ગણે છે એ બિના સૌને જાણીતી છે.

એટલે આ પ્રશ્નને જરા બહોળી સપાટી ઉપર લઈ જવો જોઈશે. જ્યાં શ્રીમંતાઈનું ભવ્ય પ્રદર્શન હોય છે, જ્યાં ગરીબ સમાજમાં ખોટી પ્રથાઓ પડતી હોય છે, જ્યાં નાણાંનો અઢળક દુર્વ્યય હોય છે, જ્યાં કાયદાઓ તૂટતા હોય છે, ત્યાં મહાસભાવાદીઓએ ના જવું જોઈએ. એમના નહિ જવાથી તેઓ અતડા છે એવું કોઈ નથી કહેવાનું. સમાજના ઉપલા થરમાં ફરતા થઈ જવાથી એમની પ્રતિષ્ઠા વધવાની નથી; એથી તો નાના કાર્યકરોમાં અસંતોષ વધવાનો છે, સામાન્ય જનોમાં ખોટી છાપ પડે છે.

આપણા કસાયેલા કાર્યકરોએ જીવનનું ધોરણ ઊંચું લાવવા માંડયું છે. પહેલાં જેઓ ધાબળા-થેલા ઊચકી ફરતા તેઓને આજે પહેલા-બીજા વર્ગમાં આરામ જોઈએ છે, લાંબા કોટ અને ચુસ્ત સુરવાળો જોઈએ છે, હાથમાં છડી જોઈએ છે, પાસે વાત કરવા શેઠિયાઓ જોઈએ છે. એમનું વર્તુળ બદલાતું જાય છે. પહેલાંના સંબંધો જાળવતાં આજે એમને મહેરબાની બતાવવી પડે છે. કલેક્ટરોને એમનો ખપ પડે છે એટલે એમનાથી મોટર-ગાડી વિના ફરાતું નથી. બધા સંજોગો જ બદલાઈ ગયા છે.

લગ્ન સાથે આ સવાલ સંકળાઈ ગયો છે એટલી ભૂલ છે. લગ્નને ખાનગી પ્રસંગ ગણવો જોઈએ. કુટુંબના હર્ષ-શોકમાં બહુ માણસોને ભેળવવા એ ભૂલ છે અને તેમાંયે બહુમાન્ય એવા જાહેર કાર્યકરોને સંડોવવા એ અણછાજતું છે. ખુશી-આનન્દ મેળવવાને બદલે તે વ્યક્ત કરવામાં આવે અને તે પણ જાહેર ઉત્સવની ઢબે બીજાઓ ઉપર ઠસાવવામાં આવે તે કરુણ છે.

મુંબઈ, નાનુભાઈ દવે

# ગ્રંથસ્વીકાર

**શ્રીમદ્‌ભાગવત:** સંપાદક—ગોપાલદાસ જીવાભાઇ પટેલ, પ્રકાશક—ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ—૯, બીજી આવૃત્તિ, રૂ. ૩ા.

નવી પેઢી પુરાણોને, તેમાં આવતાં વર્ણનો અને હકીકત બુદ્ધિમાં ન ઉતરતી હોવાથી, દાદા પહોરનાં બ્રાહ્મણોનાં ગપ્પાં માને છે અને તેથી તે પ્રત્યે ઉપેક્ષા સેવે છે. એટલે નવી પેઢી પુરાણ તરફ અભિમુખ થાય તે દૃષ્ટિએ સંપાદકે શ્રીમદ્‌ભાગવતનો ગુજરાતી છાયાનુવાદ કર્યો છે.

**ભગવાન મહાવીરના દશ ઉપાસકો:** અનુવાદક—અધ્યાપક બેચરદાસ દોશી, પ્રકાશક ઉપર પ્રમાણે, બીજી આવૃત્તિ. રૂ. ૧ા.

ભગવાન મહાવીરના દશ ઉપાસકોના ગૃહસ્થાશ્રમની આછી રૂપરેખા આ પુસ્તકમાં આપવામાં આવી છે. આ ઉપરથી વૈદિક, જૈન કે બૌદ્ધ સંસ્કૃતિ એકબીજાને કેટલી બધી પોષક છે તે જોવા મળે છે.

**અમર ગાંધીજી:** લેખક—સોમાભાઇ ભાવસાર, પ્રકાશક—ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, બીજી આવૃત્તિ, ત્રણ આના.

ગયા અંકમાં પહેલી આવૃત્તિનો સ્વીકાર કર્યો છે, ત્યાં બીજે મહિને એની બીજી આવૃત્તિ થાય છે, એ ગુજરાતી પુસ્તક પ્રકાશનમા નવાઇનો પ્રસંગ છે. લેખક બાલસાહિત્યમાં અતિ જાણીતા છે, સુંદર છપાઇ છે. બાળકો માટે ઉત્તમ ખોરાક છે—પોષણમાં તેમજ રસમાં પણ.

**ઊંડા અંધારેથી:** મૂળ લેખક—મેક્સિમ ગોર્કી, વેશાંતરકાર—ગિરીશ ભચેચ, પ્રકાશક—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, રૂ. ૨ા.

જગતની પીડિત પ્રજાની પોતાની કલમ દ્વારા સફળ વકીલાત કરનાર ગોર્કી જગતનો મહાન લેખક છે. એવા પ્રતિભાશાળી લેખકના નાટકનું મઝાનું ગુજરાતીકરણ કરી અહીં મૂકવામાં આવ્યું છે. શ્રી જશવંત ઠાકર, એ નવી પેઢીના કુશળ નટ છે. એમણે આ પુસ્તકમાં આમુખ લખ્યો છે એટલે તે તકતાલાયક નીવડશે, એવી આશા અકારણ નથી.

**બોરસદનો ઇતિહાસ:** લેખક-પ્રકાશક—છગણજી ઠાકર, ભાટિયા શેરી, બાજવાડા, વડોદરા, રૂ. ૩.

બોરસદનો પ્રાચીનઅર્વાચીન ઇતિહાસ આલેખવાનો લેખકે આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે. બોરસદ એ પુરાણ સ્થળ છે. અને એની ગોદમાં લાંબો ઇતિહાસ પડ્યો છે. અર્વાચીન ઇતિહાસમાં લેખકે પુસ્તકનો મોટો ભાગ રોક્યો છે છતાં એ ખુશામતમાં કે ભાટાઇમાં પડી નથી ગયા એ સ્તુત્ય છે. ૧૬૦ પાનાના પુસ્તકની કિંમત ત્રણ રૂપિયા ઘણી કહેવાય.

# સમસ્ત પાટીદાર સમાજ—૫

સમાજના વ્યવસ્થાપક મંડળ તરફથી બહેનો માટેના પ્રવેશપત્રમાંની પ્રતિજ્ઞાઓનો મુસદ્દો તૈયાર કરવા માટે નીમેલી સમિતિની બેઠક તા ૧૬-૧-'૪૯ને દિવસે મળી હતી તેમા નીચે પ્રમાણે પ્રતિજ્ઞાઓનો મુસદ્દો તૈયાર કર્યો છે —

પહેલી પાચમાથી ગમે તે બે ફરજિયાત છે બધી મળીને ઓછામા ઓછી પાચ પ્રતિજ્ઞાઓ લેવાની છે

૧ કન્યાને બિનજરૂરી કપડાજણસો દેખાવ કરવા માટે ગજા ઉપરાતના કરવાની રૂઢિ છે તે ઓછી થાય તે માટે હુ તેવા વધારે પડતાં કપડાજણસોની અપેક્ષા રાખીશ નહિ

૨ મારાથી ૧૫ વર્ષ કરતા મોટા પુરુષ સાથે હુ મારુ લગ્ન કરવા દઈશ નહિ

૩ વરવિક્રય અથવા કન્યાવિક્રયવાળા લગ્નમા હુ ભાગ લઈશ નહિ

૪ પરઠણ આપીને કરવુ પડતુ મારુ લગ્ન હુ થવા દઈશ નહિ

૫ મરણ પાછળ જાહેર રીતે રડવાકૂટવાનો રિવાજ છે તેમા હુ ભાગ લઈશ નહિ

૬ લાજ કાઢવાના રિવાજને દૂર કરવામા હુ સાથ આપીશ, તથા ઘરકામ ઉપરાત લોકોપકારક પ્રવૃત્તિઓમા યથાશક્તિ ભાગ લઈશ

૭ વિધવા બહેનો તરફ હુ સદ્ભાવ રાખીશ, તથા તેમના દુખો દૂર કરવામા યથાશક્તિ મદદ કરીશ

૮ જરૂર પડયે હુ કમાઈ શકુ તેવી શક્તિ મારામા આવે ને જાતની હુન્નરધંધાની આવડત હુ મેળવી લઈશ

૯ મરણ પાછળ થતા વરામા હુ જમીશ નહિ

૧૦ જમણવારમા અપાતા પિરસણ બંધ કરાવવા હુ પ્રયત્ન કરીશ

૧૧ મારા ઘરના માણસોને નીચેની બાબતોમા હુ સાથ આપીશ —

(ક) મારા ઘરના છોકરાઓ કે છોકરીઓના લગ્નમા વરવિક્રય કે કન્યાવિક્રય નહિ કરવામા,

(ખ) મારા ઘરના છોકરાઓને ૨૦ વર્ષથી નાની ઉમરે તથા છોકરીઓને ૧૫ વર્ષથી નાની ઉમરે નહિ પરણાવવામા,

(ગ) મરણ પાછળ થતા બારમુ તેરમુ, માસિયો, વગેરે નહિ કરવામા.

ઉપરની પ્રતિજ્ઞાઓ ઉપર વિચાર કરી તેમાં સુધારાવધારા સૂચવવા માટે 'પાટીદાર'ના વાચકોને અને ખાસ કરી બહેનોને અમે વિનંતિ કરીએ છીએ. એવા સુધારાવધારા આવતી તા. ૫મીના અરસા પહેલાં નીચેને સરનામે મોકલવા વિનંતિ છે:— શ્રી. ચિમનભાઇ મૃ. અમીન, મંત્રી—સમસ્ત પાટીદાર સમાજ, લેઉવા શેરી, અમદાવાદી પોળ, વડોદરા.

'સમસ્ત પાટીદાર સમાજનું કાર્યક્ષેત્ર' એ મથાળા નીચે ગયા 'પાટીદાર'ની પ્રસંગકથામાં લખાણ છે તેમાં થોડી ગેરસમજ થયેલી છે તે દૂર કરવાની જરૂર છે.

સમાજના કાર્યક્ષેત્ર નં. ૩માં 'જૂની માન્યતાઓને આધારે કુલીન ગણાતાં ગોળ, ગામ કે કુટુંબમાં જ કન્યાઓ આપવાનો મોહ છે તેને બદલે સંસ્કાર તેમ જ બીજી રીતે સારાં લાગતાં ગોળ, ગામ કે કુટુંબમાં કન્યાઓ આપવાનો પ્રચાર કરવો,' એમ લખેલું છે.

આના ઉપર ટીકા કરતાં તંત્રીશ્રીએ લખ્યું છે: 'નં. ૩માં સંસ્કારના ધોરણે લગ્નવ્યવહાર તરફ દૃષ્ટિ રાખી હોત તો બસ હતી. વળી સારાં લાગતાં ગોળ, ગામ કે કુટુંબની માયાજાળ રચવાની કંઇ જરૂર નથી.'

સમાજના કાર્યક્ષેત્ર નં. ૩નું લખાણ કાળજીથી વાંચતાં તેમાં ગોળ, ગામ કે કુટુંબની માયાજાળ રચવાની જરૂરિયાત બતાવેલી નહિ દેખાય. એમાં તો ઊલટું એમ જણાવેલું છે કે જે ગોળ, ગામ કે કુટુંબની સજ્જડ માયાજાળ છે તેને તેમને તેમ ન વળગી રહેતાં સંસ્કાર તેમ જ બીજી બાબતોનો વિચાર કરી તે માયાજાળની બહાર જરૂર પડયે નીકળવું. લગ્નમાં સંસ્કાર ઉપરાંત આર્થિક સ્થિતિ, ભણતર, તંદુરસ્તી વગેરે બીજી બાબતોનો પણ વિચાર કરવાનો રહે છે, તેથી કાર્યક્ષેત્ર નં. ૩ માં 'સંસ્કાર તેમ જ બીજી રીતે સારાં લાગતાં' એ શબ્દો મૂક્યા છે. આટલા ખુલાસા ઉપરથી સ્પષ્ટ થશે કે સમસ્ત પાટીદાર સમાજના કાર્યક્ષેત્રમાં ગોળ, ગામ કે કુટુંબની માયાજાળની રચનાને સ્થાન નથી.

સમાજનું કાર્યક્ષેત્ર નં. ૪ નીચે પ્રમાણે છે:—

'જુદા જુદા ગોળ અને લેઉવા, કડવા વગેરેના ભેદો ઓછા થઇ તેમની વચ્ચે એકતા થાય તેમ કરવું.'

આ સંબંધી પણ તંત્રીશ્રીએ નીચે પ્રમાણે સૂચના કરી છે:—

'નં. ૪માં જ્ઞાતિના ભેદો જ કેવળ દૂર થાય તેથી સંતોષ ન માનતાં, સંસ્કાર પ્રમાણે આંતરજ્ઞાતીય લગ્ન થાય તેમ આ મંડળ સ્વીકારે છે તેમ રાખવું જોઇતું હતું.'

અમે માનીએ છીએ કે ગોળ કે પેટાજ્ઞાતિઓના ભેદો ઓછા થતાં તેનું સ્વાભાવિક પરિણામ એ બધાંમાં પરસ્પર લગ્નવ્યવહાર થવામાં આવે. આથી નં. ૪માં ફેરફાર કરવાની ખાસ જરૂર લાગતી નથી. વળી ગોળ અને પેટાજ્ઞાતિઓ ઓછાં કરવાનું કામ એટલું વિકટ છે કે તેટલા પૂરતું ધ્યેય રાખવું જ હમણાં યોગ્ય ગણાય. તંત્રીશ્રીએ એમની સૂચનામાં 'આંતરજ્ઞાતીય' શબ્દ વાપર્યો છે તે 'પાટીદારના જુદા જુદા ગોળ તથા લેઉવા, કડવા વગેરે જુદા જુદા પેટાભેદો'ને સૂચવવા વાપર્યો હશે. એમણે ખરેખર તે શબ્દ બ્રાહ્મણ, વાણિયા રજપૂત, બારિયા, ભંગી એવી જુદી જુદી જ્ઞાતિઓ સાથેનાં લગ્ન માટે નહિ વાપર્યો હોય. જો એમણે એ શબ્દ બીજા અર્થમાં વાપર્યો હોય તો તે કામ સિદ્ધ કરવું તો અમને ઘણું વિકટ લાગે છે.

અત્રે આટલો ખુલાસો કરતી વખતે હું જણાવવું યોગ્ય ધારું છું કે અમારા મર્યાદિત કાર્યક્ષેત્રવાળા પ્રયાસમાં પણ અમને સંતોષકારક સહકાર હજી નથી મળ્યો એ માટે અમારા પ્રયાસ ચાલુ છે, અને અમે સૌ પાટીદાર ભાઈબહેનોને વિનંતિ કરીએ છીએ કે તેઓ આ પ્રયાસમાં અમને સાથ આપે. એમાં જ આપણું સૌનું હિત છે, એ સમજાય તેવું છે.

વડોદરા, શંકરભાઈ સો. પટેલ, પ્રમુખ

# વિધવાવિવાહના હિમાયતીઓને

કારવણ (તા. ડભોઇ)ના મારા મિત્ર શ્રી. ચતુરભાઇ ભાઇલાલભાઇ અમીન કે જેઓ મેટ્રિક પાસ હોઈ વડોદરામાં સારા પગારની સરકારી નોકરીમાં છે. પોતાની સો વીઘાં જમીનનું તેમ જ ડભોઇનાં મકાનોનું પણ સારૂં ઉત્પન્ન છે. તેઓ હાલ એકતાળીસ વર્ષની ઉમરે વિધુર થએલા હોઇ લગ્ન માટે ઘણી કન્યાઓ તરફથી માગાં આવે છે. પરંતુ મારી ભલામણથી એમણે વિધવા સાથે પુનર્લગ્ન કરવાનું સ્વીકાર્યું છે. તો પાટીદાર જ્ઞાતિની સુશિક્ષિત વિધવાના પુનર્લગ્ન માટે વિધવાવિવાહને ઉત્તેજન આપનાર કુટુંબીજને મને અગર શ્રી. ચતુરભાઇ અમીનને (ગેંડીગેટ રોડ–ચંટીઆળા સામે, વડોદરા) રૂબરૂ મળવા વિનંતિ છે. બનતા સુધી જે કુટુંબમાં કન્યાઓના વિધવાવિવાહ થતા નથી એ કુટુંબની વિધવાની પ્રથમ પસંદગી થશે.

**ચિમનભાઇ હ. અમીન**, વરણામાવાળા, જાખંડી, વડોદરા

# પ્ર*સં*ગ*ક*થા

**શ્રી સવિતાબહેન**

સં. ૨૦૦૩ના પોષ અંકમાં, છ ગામ પૈકીના, ડબલ ગ્રેજ્યુએટ, ૩૨ વર્ષના વિધુર યુવકને પુખ્ત ઉમરની સંસ્કારી કન્યા સાથે લગ્ન કરવું છે, એ મતલબની જાહેરખબર છપાઇ હતી. એ વાંચીને અમદાવાદથી જાણીતા સમાજ-સુધારક મુરબ્બીએ પત્ર લખ્યો હતો કે, 'મારા એક સંસ્થાના મિત્ર તરફથી મને એક લેઉઆ પાટીદાર બહેન, જે મેટ્રિક થયેલાં છે, ઉમર વર્ષ ૨૬ની છે, શરીરે સશક્ત અને વિધવા છે તેમના લગ્નનું કામ સોંપવામાં આવ્યું છે. એ બહેનને હું બહુ સારી રીતે ઓળખું છું અને કોઇ પણ સારા સુશિક્ષિત અને ઉદાર આગળ પડતા વિચારવાળા યુવકનો સંસાર તેમની સાથે સંબંધ બાંધી સારી રીતે સુખી થઇ શકે એમ હું ખાત્રીપૂર્વક માનું છું. આપે જેમને માટે જા. ખ. આપી છે તે ભાઈની વધારે વિગત જણાવશો.' એનો જવાબ અહીંથી આપ્યો હતો કે, 'જા. ખ. આપનાર ભાઇ વિધુર છે ખરા, પણ તેમને કન્યા જોઇએ છે–વિધવા નહિ!' સં. ૨૦૦૩ના મહાના અંકની પ્રસંગકથામાં આ સર્વ હકીકતનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કે, 'જે મુરબ્બીએ વિધવાબહેન માટે લખ્યું છે એ ગુજરાતમાં એટલા જાણીતા છે કે એમની ભલામણવાળી બહેન સાથે લગ્નથી જોડાવાનું મળે તે, જો સાચે જ સંસ્કારી યુવક હોય તો ધનભાગ્ય માને.' આ બહેન તે, અવિધાના અને મણિનગર રહેતા શ્રી મોતીભાઇ શંકરભાઇ પટેલનાં દીકરી શ્રી સવિતાબહેન અને ભલામણ કરનાર શ્રી ગટુભાઈ હતા.

**શુભ શુકન**

આ જાહેરાતથી જા. ખ. આપનાર ડબલ ગ્રેજ્યુએટ ભાઇ તો તૈયાર ન થયા, પણ શ્રી જશભાઇ, જેમણે વિધવાલગ્ન કરવાનો નિશ્ચય કરેલો હતો તેમણે એ બહેન અંગે પૂછાવ્યું. પરંતુ શ્રી જશભાઈની વૃત્તિ એવી હતી કે ચરોતરનાં જે ગામોમાં વૈધવ્ય ફરજિયાત પળાય છે તે છ, બાર, સત્તાવીશ વગેરે ગોળની વિધવાબહેનની પસંદગી કરી, એ રૂઢિનો ભંગ કરવો. આમ એમને શ્રી સવિતાબહેન અંગે વિચાર કરવાનો રહ્યો નહિ. પરંતુ પરિણામ એ આવ્યું કે, પોતાનો એ નિશ્ચય એમણે સં. ૨૦૦૩ના ફાગણ અંકમાં નામઠામ સાથે જાહેર કર્યો. એનું શુભ પરિણામ વાચકો સૌ જાણે છે. અને એ રીતે વિધવાવિવાહના શુભ શુકન આ ઉલ્લેખમાંથી મંડાયા. તે પછી શ્રી રમણભાઇએ

એવું લગ્ન કર્યાંના સમાચાર પણ જણાવાઇ ગયા છે. આમ જેમના પ્રસંગથી એ શુભ શુકન શરૂ થયા એ શ્રી સવિતાબ્હેનના લગ્નના શુભ સમાચાર જણાવતાં આનંદ થાય છે.

### શ્રી ઇશ્વરભાઇ

ઓડના અને મુંબઇ રહેતા શ્રી ઇશ્વરભાઇ ગોકળભાઈ પટેલ ૩૬ વર્ષના યુવક છે. એમ. એ., એલએલ. બી. સુધીનો અભ્યાસ કરેલો છે. આર્થિક મુશ્કેલીનો અંત ન આવે ત્યાં સુધી લગ્ન ન કરવું એ ઇરાદાથી એમણે લગ્નનો પ્રશ્ન ઠેલ્યો હતો. વળી લગ્ન કરવું કે નહિ તે પણ નક્કી કરેલું નહિ. આમ વરસ વહી ગયાં. આર્થિક પ્રશ્ન ઉકલી ગયો, લગ્ન કરવાની ભાવના જાગી. પરંતુ સમાજ-શાસ્ત્રના વિદ્યાર્થી તરીકે ૨૦ વર્ષની આજુબાજુની કન્યા સાથે આ ઉમરે લગ્ન કરવું એમને ઠીક લાગતું નહિ. એ માનતા કે પતિપત્નીની ઉમર વચ્ચે મોટો તફાવત હોવો જોઈએ નહિ. સ્વતંત્ર વિચાર અને સ્વચ્છાઇ એ બે ગુણને લઇને એમને લાગ્યું કે પોતે ઇચ્છે છે એટલી ઉમરની તો કોઈ વિધવાબ્હેન જ હોય—અને તેમણે પોતાને લાયક ઉમરમાં, સંસ્કારમાં વિધવાબ્હેન મળે તો તેની સાથે લગ્ન કરવા વિચાર્યું. આ નિર્ણય પાછળ વિધવાલગ્નના સુધારાની વૃત્તિ ન હતી. જો એવી કોઇ કુંવારી યુવતી મળે તો ન પરણાવું એવું પણ ન હતુ. પરંતુ સાથીની પસંદગીમાં કુંવારી–વિધવા એ ભેદ દૂર કરી લાયકની પસંદગી કરવી એ વિચારસરણી હતી.

### બંનેને ભેગી કરતી સાંકળ

આમ શ્રી સવિતાબ્હેન ૨૮ વર્ષનાં હતાં. શ્રી ઇશ્વરભાઇ ૩૬ વર્ષના હતા. બંને એકબીજાનાં સાથી બનીને સંસાર ઉજાળે તેવાં પાત્રો હતાં. પરંતુ એક મણિનગરમાં, બીજું મુંબઇમાં. ન બંનેને એકબીજાનો પરિચય કે ખ્યાલ. એ બંનેનો મેળાપ કરાવ્યો એક મિત્રે. એ મિત્ર શ્રી સવિતાબ્હેનના ગત પતિના મિત્ર હતા અને શ્રી ઇશ્વરભાઇના પણ મિત્ર હતા. આમ બંનેનો સ્નેહ એમણે સંપાદન કરેલો હતો એટલે એ સુયોગ્ય સાંકળ બની ગયા. શ્રી ઇશ્વરભાઇ વિધવાવિવાહના નિર્ણય ઉપર આવ્યા છે એમ જોતાં એ મિત્રે એમના આગળ શ્રી સવિતાબ્હેનની દરખાસ્ત મૂકી. શ્રી ઇશ્વરભાઇએ એ દિશાએ આગળ વધતા પહેલાં એ વિચાર પિતા અને મોટાભાઇને જણાવવાની ફરજ સમજી જણાવ્યો. બંને વડીલોએ સંસ્કારને લીધે થોડી ઘણી મનમાં વિરોધી વૃત્તિ હોવા છતાં સ્નેહને વશ થઇ ઉદારતા બતાવી સંમતિ આપી. પછી શ્રી ઇશ્વરભાઇ અને શ્રી સવિતાબ્હેનની મુલાકાત થઇ

અને એકબીજાએ સંમતિ આપી. શ્રી સવિતાબહેનનાં માતાપિતા પણ સંમત હતાં જ એટલે આમ બંને કુટુંબોની એ કાર્યમાં શુભેચ્છા મળી રહી.

**અને સાદાઈથી સિવિલ લગ્ન થયું**

આમ એ લગ્ન, ગયે મહિને, મુંબઈમાં સિવિલ મેરેજ એક્ટ પ્રમાણે કોર્ટમાં નોંધાવીને પતાવવામાં આવ્યું. શ્રી સવિતાબહેન તરફથી તેમના કાકા શ્રી મોહનભાઈ હાજર હતા અને તેમણે સાક્ષી કરી હતી. શ્રી ઈશ્વરભાઈ તરફથી પાંચ મિત્રો હાજર હતા. આમ લગ્નને પોતાનો અંગત પ્રશ્ન ગણી, એને જાહેરનો કે સગાંસંબંધીઓનો ન બનાવતાં, કેવળ રજિસ્ટ્રેશન ફીનું જ ખર્ચ કરી બંનેએ પોતાનું લગ્ન સાદાઈથી પતાવી દીધું. એ બદલ શ્રી ઈશ્વરભાઈને, શ્રી સવિતાબહેનને, બંનેનાં વડીલોને અને અનામી મિત્રને અભિનંદન.

**એ વરસમાં આવાં ત્રણ લગ્નો**

એ વરસના ગાળામાં આ જાતનાં ત્રણ લગ્નો 'પાટીદાર'ના પાને નોંધાયાં છે. એ ત્રણેનો વિચાર કરતાં લાગે છે કે વિધવાવિવાહની ભૂમિકા સમાજમાં હવે તૈયાર થઈ ગઈ છે. એ ત્રણેય લગ્નોમાં બંને પક્ષનાં વડીલોની સંમતિ મળેલી છે એ આ પ્રશ્ન માટે સૌથી મોટી શુભ નિશાની છે. વળી યુવકોના માનસમાંથી વિધવા પ્રત્યે સૂગ ઘટ્યાની પણ એ નિશાની છે. વિધવાવિવાહના પુરસ્કર્તાઓ માનતા હતા – માને છે કે વિધુરે વિધવાને પરણવું જોઈએ. છતાં એ માન્યતા વિધુરોએ સ્વીકારી નથી, જ્યારે આ ત્રણેય લગ્નોમાં કુંવારા યુવકો વિધવાલગ્ન કરવા તૈયાર થયા છે. વળી બીજા યુવકો પણ તૈયાર છે એમ અવારનવાર પ્રસંગકથામાં જણાવવામાં આવ્યું છે. વળી આ અંકમાં શ્રી ચિમનભાઈ હ. અમીને એમના સ્નેહી શ્રી ચતુરભાઈ અમીનના પુનર્લગ્નની જાહેરાત મૂકી છે. એટલે આ એ વર્ષના અનુભવે લાગ્યું છે કે સમાજનું માનસ બદલાયું છે. પરંતુ મુશ્કેલી છે બહેનોના તરફથી. આ ત્રણેય પ્રસંગમાં બહેનોને વડીલોનો સાથ મળ્યો છે, એવો સાથ જો બીજી બહેનોને મળી રહે તો એ દિશામાં પ્રગતિ થાય. એટલે શ્રી ચિમનભાઈએ એમના સ્નેહીને જેમ વિધવાવિવાહ માટે પ્રેર્યા, તેમ બહેનોના વડીલોને પ્રેરવા એ પણ એક કાર્ય છે. આવાં કાર્યો જેમણે એકબીજાનો પ્રેમ સંપાદન કર્યો છે તેવા સ્નેહીઓ કરી શકે. મિત્રો પણ માર્ગદર્શક થઈ મદદરૂપ થઈ પડે તે ઉપરના શ્રી. સવિતાબહેનના દાખલામાંથી દેખાઈ આવે છે. વળી સમાજમાં એવાં યોગ્ય પાત્રો દૂર રહીને અપરિચિત પડ્યાં હોઈ, તેમને સાંધનાર કડીની જરૂર હોય છે. એ કડી સમાજસુધારકો

અને જાહેર માણસો થઈ શકે તે કરતાં સ્નેહીઓ સાગ થઇ શકે. જો આ દૃષ્ટિએ દરેક પોતાના ક્ષેત્રમાં પરિચિત એવાં ભાઈબહેનો માટે કડીરૂપ બને તો ભુમિકા તૈયાર હોઈ આ પ્રશ્ન સરળ બનશે.

### શ્રી અંબાલાલ-ચૈતન્યબાળાનું આંતરજ્ઞાતીય લગ્ન

મહોળેલ (તા. નડિયાદ)ના શ્રી અંબાલાલ શંકરભાઈ પટેલ ૨૨ વર્ષની ઉમરના છે. અમદાવાદમાં રહીને ગ્રેજ્યુએટ થયેલા છે. તેમણે આ માસમા સિવિલ મેરેજ એક્ટ પ્રમાણે અમદાવાદની કોર્ટમાં નોંધાવીને શ્રી ચૈતન્યબાળા રણછોડલાલ દવે સાથે લગ્ન કર્યું છે. શ્રી ચૈતન્યબાળા ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. ૨૧ વર્ષની ઉમર છે અને અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કરેલો છે. બનેના કુટુંબને લાંબા સમયનો પરિચય છે. અને એ કારણે બને જણ એકબીજાના પરિચયમાં સ્વાભાવિક હતા. તેમાં છેલ્લા ત્રણ વર્ષથી એ પરિચય ગાઢો બન્યો અને પ્રેમમાં પરિણમ્યો. શ્રી. ચૈતન્યબાળાનાં વડીલો પાટીદાર સાથેના લગ્નનો વિરોધ કરે એ સહજ છે. અને એ રીતે એમનો સખ્ત વિરોધ હતો. ઊંચ કોમની કન્યા મળે એટલે શ્રી અંબાલાલનાં વડીલ વિરોધ ન કરે એમ પણ ન હતું. વડીલમા બાપ છે નહિ, મા બિચારી છોકરો ગ્રેજ્યુએટ થયો છે એટલે આટલા તોલા લેઈશ, અને આ શરત કરીશ ને તે માગીશ એમ સ્વપ્નાં પાટીદાર નાતમા સેવતી હોય તે સહજ છે. એટલે એનો ત્યાગ કરવો પડે તે માટે, અને જૂના સંસ્કારને લીધે એમનો પણ સખ્ત વિરોધ હતો. છતા એ વિરોધને ન ગાંઠતા બંનેએ લગ્ન કર્યું. શ્રી અંબાલાલ એલએલ. બી નો અભ્યાસ છોડીને હાલ તુરત જે જવાબદારી કુટુંબની વિરુદ્ધ જઇને સ્વીકારી તેથી નોકરી કરવા લાગી ગયા છે.. બને કુટુંબને સામસામી પિછાણ, બંનેને ત્રણ વર્ષનો અંગત પરિચય, પુખ્ત ઉમર એ પરિસ્થિતિમાં બને લગ્નથી જોડાય તેને સ્વાભાવિક પરિણામ માની વડીલો જ્યારે એવા લગ્નને આવકારતા થશે ત્યારે સમાજસુધારામાં લગ્નનો જટીલ પ્રશ્ન હળવો બનશે. બનેને એમની હિંમત અને દૃઢતા બદલ અભિનંદન.

### સાદું લગ્ન

નારના અને નાપેરાળી રહેના શ્રી મગનભાઇ ફૂલાભાઇ પટેલના પુત્ર શ્રી રમણભાઇનું લગ્ન સુણાવના વતની, અસારવા મિલવાળા શ્રી મણિભાઇ શંકરભાઇ પટેલનાં પુત્રી શ્રી મંજુલાબહેન સાથે તા. ૩-૨-'૪૯ના રોજ સાદાઇથી થયું. શ્રી રમણભાઇની ઉમર ૨૨ વર્ષની છે. બી એસસી. થઈ વલ્લભવિદ્યાનગરમાં એન્જિનિયરીંગ કોલેજમા અભ્યાસ કરે છે. શ્રી મંજુલાબહેનની

ઉંમર ૧૮ વર્ષની છે. ગુજરાત કૉલેજમાં પહેલા વર્ષમાં અભ્યાસ કરે છે. આ લગ્નમાં આપણે ચઈ ન હતી. માટલી પણ એક સાકરની અપાઈલેવાઈ હતી. જાન સવારે જઈ સાંજે પાછી ફરી હતી. કન્યાને માંડવે પણ સાદાઈ હતી. બેંડને બદલે ઢોલત્રાંસાંથી જ ચલાવાયું હતું. કન્યાપિતા ખર્ચ કરી શકે તેવા મિલમાલિક છે અને વરપિતા, ખર્ચ કરવામાં શૂરા ગણાતા આફ્રિકાવાસીઓમાંના એક છે, છતાં સંયમ રાખી સાદાઈથી લગ્ન પતાવ્યું છે, તે બદલ-અભિનંદન..

**લગ્નની ચાલતી ધામધૂમ**

આમ નોંધ લેવાયેલ વિધવાલગ્ન, આંતરજ્ઞાતીય લગ્ન કે સાદું લગ્ન એ તો સહરાના રણમાં મીઠી વીરડીઓ હોય તેવાં અતિ દુર્લભ પ્રસંગો છે. બાકી ઠેરઠેર લગ્નની ધામધૂમ ચાલી રહેલી નજરે પડે છે. એક બાજુ, રોજ ને રોજ ગુજરાતના દુકાળની કરુણ કથનીઓ વર્તમાનપત્રોમાં છપાતી જાય છે, હૃદયદ્રાવક ચિત્રો છપાતાં જાય છે, આપણા દેશનેતાઓ તેમાં મદદ કરવાની અપીલ કરતા જાય છે, સરકાર દુકાળગ્રસ્ત પ્રજાને રાહત મોકલવા સ્પેશિયલ ગાડીઓ દોડાવે છે અને પ્રજાનો એ કામમાં મદદ કરવા સહકાર માગે છે, ત્યારે બીજી બાજુ, ઘેરઆંગણે લગ્નની ધામધૂમ એટલી જ ચાલી રહી છે! એક બાજુ કહીએ છીએ કે ખાવા અને પીવા અન્નપાણી નથી, ચોખાનો ભાવ ૫૦ રૂપિયે મણ છે, અને છતાં જમણવાર ચાલે છે. જમણવારનો કાયદો એક બાજુ સરકાર કડક કરતી જાય છે, જમનાર અને જમાડનાર ગુનેગાર, અને છતાં જાણે એવો કોઈ કાયદો જ ન હોય તેમ છાને ખૂણે જમણવાર ચાલે છે. રોમ બળતું હતું ત્યારે નીરો ફીડલ વગાડતો હતો, બરાબર એના જેવો ઘાટ છે—અરે, રોમમાં તો એક જ નીરો એવો પાક્યો જ્યારે આપણે ત્યાં એનો પાર નથી!

**આનું કારણ શું?**

સમાજના શું જૂના વિચારના કે શું નવા વિચારના, શું ભણેલા કે શું અભણ, શું જુવાન કે શું વૃદ્ધ આ રીતે ફીડલ વગાડતા જોવામાં આવે છે. એનું કારણ પ્રજાની બિનજવાબદારી. કોઈ ભૂખે મરતું હોય તેમાં આપણે શું? એ મનોવૃત્તિ ઓછેવત્તે અંશે સૌમાં છે. અનાજ વધુ ઉગાડો, એવી ઝુંબેશ ઉપાડવા છતાં અનાજ વધુ ઊગ્યું નથી. એ કારણે ખેડૂતો પાસે અનેક કારણો હશે, પરંતુ એ જવા દઈએ તો પણ, દેશને આવા સંકટ સમયે વધુ અનાજ ઉગાડી મદદ કરવાની ફરજ છે એમ ખેડૂતને લાગ્યું નથી—એ

રીતે પોતાનાં આર્જાપાતળાં સાધનોથી એણે પ્રયત્ન કર્યો નથી. ખેડૂતનો મોટો ભાગ અભણ છે, એ અજ્ઞાન છે એમ માની એને બાતલ કરીએ તો, પછી બીજે નંબરે આવે છે અનાજ ન ઉગાડનાર અને શહેરમાં વસી ખાનાર લોક. એ વર્ગને ક્યારેય એમ થયું નથી કે દેશમાં અનાજની તંગી છે માટે જે મળે તેથી નભાવી લેઇ છટકબારી શોધી સંઘરો ન કરવો જોઈએ. જેમને પોષાય છે તેમને અન્નને બદલે બીજો આહાર ફળફળાદિનો ઉપયોગ કરી, ઓછું રેશન લેવાની કલ્પના આવી નથી. અને જેમના હાથે અનાજમાંથી રસોઈ તૈયાર થાય છે તે ગૃહિણીઓને એમ પણ લાગતું નથી કે અનાજ બને તેટલું કરકસરથી વાપરી, ન ભાવતું અનાજ મળે તો એના અખતરા કરી ભાવતી રસોઈ એમાંથી બનાવી લેવી જોઇએ. વળી પરદેશથી મહામહેનતે અને મોંઘા ભાવે મેળવેલું અનાજ ન બગડવા દેવું જોઈએ તેની જવાબદારી આપણા અમલદારો પણ પૂરી સમજતા નથી. પરદેશથી ૨૮ લાખ ટન અનાજ આવ્યું તેમાંથી સાડા પાંચ હજાર ટન બગડવા પામ્યું એમ તા. ૧૬ ને રોજ ખોરાક પ્રધાને પાર્લામેન્ટમાં જાહેરાત કરી એ ઉપરથી લાગે છે. જે જમણવાર ટાળી અનાજનો દુર્વ્યય ન થવા દેવા સરકાર માગે છે, તે જ પ્રધાનો પ્રવાસ દરમિયાન નીકળે છે અને નાનામોટા ઉદ્‌ઘાટનવિધિ કે બીજા જાહેર જલસાઓ કરે છે ત્યારે પણ લગ્ન જેવો જમણવાર સર્જાય છે. આમ આપણે સૌ, સમગ્ર પ્રજા, સંયુક્ત જવાબદારી અદા કરતી નથી એટલે કાણી હોડીના મુસાફરો જેવી દેશની દશા છે. એમાંથી ઉગરવાનો રસ્તો કોઇનો દોષ કાઢ્યા વગર, કોઈ એ જવાબદારી અદા કરશે કે નહિ તેની ચિંતા કર્યા વગર, પોતાની જવાબદારી અદા કરવામાં છે.

## પંડિત નેહરુને અનુસરીએ

પંડિત જવાહરલાલ નેહરુ તા. ૧૩ મીએ વલ્લભ વિદ્યાનગરની શિલારોપણ વિધિ કરવા આણંદ પધાર્યા એ આપણે માટે અનેરો પ્રસંગ હતો. એ વડા પ્રધાન તો આજે થયા, પણ આપણા લાડીલા નેતા વર્ષોથી છે. બાપુએ એમને પોતાના વારસદાર કહ્યા છે. બાપુને રાષ્ટ્રપિતા તરીકે સ્વીકારનાર આપણ સૌના એ વડીલ છે. આપણા એ શિરછત્ર છે. એ માટે આણંદે શહેરને શણગારી, ભાવભીનો સત્કાર કરી સન્માન્યા પણ ખરા. દૂરદૂરથી લોકો અષાઢનાં વાદળ ચઢી આવે તેમ ચઢી આવ્યા અને ગાડીના છાપરા ઉપર બેસીને પ્રજા આવી તે પંડિતજીએ સગી આંખે પણ જોયું. એ આપણા લાડીલા નેતાને જો આપણે સાચેજ ભક્તિપૂર્વક શિરછત્ર માનતા હોઇએ

તો એમની વાહવાહ કરવાથી આપણો ઉદ્ધાર નહિ થાય, એમના જીવનમાંથી બોધપાઠ લેઈ આપણે આચરણ કરી બતાવીશું તો જ થશે. તો જ એ દેશની નાવને પાર ઉતારી શકશે. બાકી આપણે દૂષણ ને નામોશી એમને આપીશું!

## પંડિત નેહરુનો બોધપાઠ

અનાજની મુસ્કેલી અને ગુજરાતના દુષ્કાળ અંગે બોલતાં પંડિતજીએ કહ્યું : 'તમે ગુજરાતમાં દુષ્કાળનો સામનો કરો છો. દેશમાં અનાજની અછત છે. પહેલાં ફક્ત ચોખાની અછત હતી, તે બર્મામાંથી આવતા હતા. પછી પાકિસ્તાનમાં પંજાબનો પ્રદેશ જતાં ઘઉંની અછત થઈ. પણ આપણી સમક્ષ વિશાળ ધરતી છે અને પરમેશ્વરે બે હાથ આપ્યા છે. આપણે એકબીજાના કે સરકારના સામે જોઇ રહેવાને બદલે પરમેશ્વરે આપેલી શક્તિનો ઉપયોગ કરી વધુ અનાજ પકવવું જોઇએ. યુદ્ધના વખતમાં યુરોપના દેશોએ મુસ્કેલીઓનો સામનો કરી એ પ્રશ્ન હલ કર્યો હતો. એમણે ખાવાના રીતરિવાજો બદલી અનાજની તંગી દૂર કરી હતી. આપણે પણ આપણા દેશમાં એક વસ્તુ ન મળે તો બીજી વસ્તુની ટેવ પાડવી જોઇએ. ઘઉંના લોટમાં શકરિયાંનો લોટ ભેળવીને રોટી બનાવવી જોઇએ. હું એવી રોટી બનાવું છું, ખાઉં છું, મને મીઠી પણ લાગે છે!' અને એ જ આચરણ એમણે તે પછી ખેતીવાડીમાં બપોરનું ભોજન લીધું એમાં કરી બતાવ્યું. ગુજરાતમાં દુકાળ છે. એટલે સાદું ભોજન પંડિતજી લેશે એમ આગળથી સૂચના ગઇ હતી. અને એ સાદા ભોજનમાં પંડિતજી જમ્યા બાજરીના રોટલા, બાવટાનાં ઢેબરાં અને ભીડકું!

## ફૂલ નહિ ને ફૂલની પાંખડી

પંડિતજી તો બાપુના ભક્ત છે, વારસદાર છે, હનુમાનના હૈયામાં જેમ રામનામ હતું તેમ એમના હૈયામાં દેશહિત છે, એ કારણે સારું ય જીવન વીતાવ્યું છે એટલે એમના વાદ આપણાથી કયાં થાય, એમ કરી આપણે જો એ બોધપાઠ એક કાનેથી બીજે કાને કાઢી નાખીએ તો એમના પ્રત્યેની ભક્તિ ફોગટ છે. કોઈ કોઈની સરસાઇ ન કરી શકે એ બરાબર છે, પણ દરેક ફૂલ નહિ ને ફૂલની પાંખડી જેમ કંઇ ને કંઇ ઇચ્છે તો જરૂર કરી શકે. ખેડુત ઘાસ–અનાજ વધારે ઉગાડે, વાપરનાર તેની કરકસર કરે, ધનિકો બીજો ખોરાક લેઈ તેનો બચાવ કરે, સ્ત્રીઓ ખાવાના રીતરિવાજ બદલીને મદદ કરે, અમલદારો જરૂરના સ્થળે નિયમિત અનાજ પહોંચતું કરીને, સતોઃ બગાડ અટકાવીને સહાયભૂત થાય. અને પ્રધાનો પંડિતજીની જેમ

# 'પાટીદાર'ના વાચકો જરૂર વાંચે

માસિકના તંત્રી ઈશ્વર પેટલીકરનાં પુસ્તકો સર્વ બુકસેલરો પાસેથી મળે છે. અત્યાર સુધી 'પાટીદાર' કાર્યાલય એ પુસ્તકો રાખતું નહિ છતાં આફ્રિકાના ગ્રાહકોમાંથી અને દેશમાંથી પણ અવારનવાર એ પુસ્તકો માટે 'પાટીદાર' કાર્યાલયને લખવામાં આવતું. એટલે અત્યાર સુધી તેની વ્યવસ્થા કાર્યાલય-અન્ય બુકસેલર પાસે કરાવી લેતું.

પરંતુ આપને જણાવતાં આનંદ થાય છે કે સન ૧૯૪૯ના નવા વર્ષથી એ પુસ્તકો વેચવાનું કાર્યાલયે નક્કી કર્યું છે. એટલે તે મંગાવવા માટે 'પાટીદાર'ના ગ્રાહકોને વિશેષ અનુકૂળતા થઈ પડશે. આફ્રિકાના ભાઈઓ 'પાટીદાર' માસિકના લવાજમ સાથે જે પુસ્તકો જોઈતાં હોય તેટલી રકમના પોસ્ટલ ઓર્ડર સાથે મોકલી શકશે. તેમજ દેશના ભાઈઓ પણ મંગાવી શકશે. દેશમાં જે સ્થળો રેલ્વે ઉપર હશે તેને રેલ્વે પારસલથી તે મંગાવવામાં આવશે તો પોસ્ટેજનું ખર્ચ ભોગવવું નહિ પડે. પરંતુ તે સગવડ સેટો સેટ મંગાવનારને અનુકૂળ પડશે.

::

## પુસ્તકોની યાદી

| નવલકથાઓ | | નવલિકાઓ | |
|---|---|---|---|
| (૧) જનમટીપ | રૂ. ૩ | (૮) તાણાવાણા | રૂ. ૩ |
| (૨) [illegible] લગ્ન | રૂ. ૩॥ | (૯) માનતા | રૂ. ૨॥ |
| (૩) ધરતીનો અવતાર | રૂ. ૨॥ | **ગ્રામ સાહિત્ય** | |
| (૪) પંખીનો મેળો | રૂ. ૨॥ | (૧૦-૧૧) પટલાઈના પેચ ભા. ૧-૨ | રૂ. ૨। |
| (૫) પાતાળ કૂવો | રૂ. ૩ | (૧૨) કંકુ ને કન્યા | રૂ. ૨। |
| (૬) કળિયુગ ભાગ ૧ | રૂ. ૩ | **રેખાચિત્ર** | |
| (૭) કળિયુગ ભાગ ૨ | રૂ. ૩ | (૧૩) ગ્રામચિત્રો | રૂ. ૨॥ |

આફ્રિકા માટે આખા સેટનું રૂ. ૨૭. પોસ્ટેજ રૂ. ૨-[illegible]-૦

દેશ માટે રૂ. ૨-૬-૦ એક પુસ્તકનું પોસ્ટેજ રૂ. ૦-૬-૦

લખો :

**'પાટીદાર' કાર્યાલય, આણંદ.**

મુદ્રક આશાભાઈ ગોરધનભાઈ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ
પ્રકાશક ઈશ્વરભાઈ માનાભાઈ પટેલ, પાટીદાર કાર્યાલય, આણંદ



# બાલવિનોદનાં પ્રકાશનો

બાલસાહિત્ય, કિશોરસાહિત્ય

કુ મા ર સા હિ ત્ય

ને પ્રૌ ઢ સા હિ ત્ય

— માં સર્વોત્તમ છે —

## બાલવિનોદનો બાબાસૅટ

બે થી પાંચ રંગમાં છાપેલી અઢીસો મનોહર ચિત્રોવાળી ત્રણ ચોપડીઓ, અક્ષરમાળા, શબ્દમાળા અને અંકલેખન, બાળકોને રમત વાતમાં કક્કો, બારાખડી, આંક ને વાંચન શીખવે છે. બાહોશમાં બાહોશ શિક્ષક જે ન કરી શકે તે આ સૅટ કરી બતાવે છે.
સૅટનો સવા રૂપિયો ☆ વી. પી. ખર્ચ છ આના

## બાલવિનોદ ગ્રંથાવલિ

બે રંગમાં પાને પાને સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલાં છ થી સાત વર્ષનાં બાળકો માટે તૈયાર કરેલાં દસ મનોહર પુસ્તકો : ત્રણસો ચિત્રો સાથેનું ત્રણસો પાનનું રસિક વાંચન ☆ સૅટના ચાર રૂપિયા ☆ વી. પી. ખર્ચ બાર આના

## બા લ વિ નો દ મા ળા

બારેબાર ચિત્રોવાળાં, રસ ગળે ને કટકા પડે એવાં સરસ, સાત થી દસ વર્ષનાં બાળકો માટેનાં એકએકથી ચઢિયાતાં તેરસો પુસ્તકો. એક હજાર ચિત્રો સાથે સવા બે હજાર પાનનું સુંદર વાંચન, ત્રણ મનોહર સૅટમાં : દરેક સૅટના રૂા. ૫-૧૨. ત્રણ સૅટના રૂા. ૧૭-૪ ☆ વી. પી. ખર્ચ બે રૂપિયા

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલા, સુંદર ચિત્રોવાળાં, વિવિધ પ્રકારનાં દસ થી પંદર વર્ષનાં બાળકો માટેનાં અત્યંત રસિક ૯૯ પુસ્તકો. અગિયારસો ચિત્રો સાથે સાડાચાર હજાર પાનનું રસિક વાંચન : એકંદર દસ સૅટમાં. દરેક સૅટના રૂા. ૩-૮ ☆ દસ સૅટના રૂા. ૩૫-૦ ☆ વી. પી. ખર્ચ ત્રણ રૂપિયા

## ર મૂ જ મા ળા

બાળકો હોંસેહોંસે વાંચે એવી હાસ્યરસની છોળો ઉડાવતી રસિક વાર્તાઓનાં પાંચ પુસ્તકો. સવાસો ચિત્રો સાથે ચારસો પાનનું સુંદર વાંચન. દરેક પુસ્તકના બાર આના
પાંચ પુસ્તકોના રૂા. ૩-૧૨ ☆ વી. પી ખર્ચ આઠ આના

## મઝેદાર કહાણીમાળા

પુષ્કળ ચિત્રો સાથે કિશોરજગતનાં અવનવાં પરાક્રમો રજૂ કરતી અજોડ ગ્રંથાવલિ. પાકી બાઈન્ડીંગના સોહામણા જૅકેટવાળાં છ પુસ્તકો. એકંદર હજાર પાનનું વાંચન
દરેકના અઢી રૂપિયા ☆ છ પુસ્તકોના રૂા. ૧૫-૦ ☆ વી. પી. ખર્ચ દોઢ રૂપિયો

## સા હ સ ક થા વ લિ

સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતુ મનોરંજક વાચન આપની અભિનવ ગ્રંથાવલિ. પાકી બાઈન્ડીંગનાં સોહામણા જૅકેટવાળાં સોળ પુસ્તકો. એકંદર સોળસો પાનનું વાંચન. ચાર સૅટમાં.
સૅટના રૂા. ૫-૦ ☆ ચાર સૅટના રૂા. ૨૦-૦ ☆ વી. પી. ખર્ચ બે રૂપિયા

બાલવિનોદ કાર્યાલય • ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ • મુંબઇ ૨

# ખાદીધાર

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

ચૈત્ર સં. ૨૦૦૫ | માર્ચ-’૪૯ | વર્ષ ૨૬ અંક ૬


# પ્રેમ

પ્રેમ વિનાનો મનુષ્ય મળવો દુર્લભ છે, અશક્ય છે. દરેક મનુષ્યને કોઇ ને કોઇ ઉપર પ્રેમ હોય છે—પત્ની ઉપર, સંતાન ઉપર, માબાપ ઉપર, ભાઇબહેન ઉપર. સગાંવહાલાં ઉપર. પરંતુ પ્રેમ એક લાગણી કે આવેગ તરીકે બહુ નાજુક વસ્તુ છે. પવનના સહેજ ઝપાટાથી દીવો બૂઝાઇ જાય છે. તેમ સહેજ વિઘ્ન આવતાં પ્રેમ બૂઝાઇ જાય છે એવો અનુભવ રોજનો છે. વળી પવન વિના પણ દીવો બૂઝાઇ જાય છે કોડિયામાંનું તેલ પૂરું થતાં કે વાટ સળગી રહેતાં. પ્રેમનું પણ એવું છે. વિઘ્ન વિના પણ પ્રેમ કાળના વહન સાથે બૂઝાઇ જતો માલમ પડે છે. આમ થાય છે ત્યારે આપણે પ્રેમને મોહ કહીએ છીએ.

છતાં એવા પણ દાખલા જોવામાં આવે છે કે પ્રબળ ઝંઝાવાતમાંય પ્રેમનો દીવડો બૂઝાતો નથી. ઊલટ કાળના વહન સાથે પ્રેમસંબંધ ગાઢ બનતા જાય છે. વિઘ્નો પ્રેમને તોડી શકતાં નથી. આમ પ્રેમ નાજુક હોવા છતાં ન તૂટે એવો પ્રબળ પણ છે.

વસ્તુતઃ પ્રેમ અને મોહ લાગણી કે આવેગ તરીકે એક વસ્તુ છે. પરંતુ જે લાગણી કે આવેગ મનુષ્યમાં કાયમ ટકે એને આપણે પ્રેમ કહીએ છીએ, તૂટી જાય એને મોહ કહીએ છીએ. પ્રેમ એ કુદરતી છે એટલે દરેકમાં એ સહેજે ઉત્પન્ન થાય છે.

પ્રેમ થવો એ સહજ છે, સ્વાભાવિક છે. પરંતુ પ્રેમ થવા માત્રથી કામ પતી જતું નથી. કોઇના ઉપર પ્રેમ ઉત્પન્ન થાય એ અગત્યની વસ્તુ નથી પરંતુ પ્રેમ પેદા થયા પછી એને પોષણ ક્યાંથી મળે છે તે અતિ અગત્યની વસ્તુ છે.

પ્રેમ ઉત્પન્ન થાય છે અને પોષણ મેળવે છે બે ભિન્ન ભિન્ન ઝરણામાંથી. એક ઝરણું એવું છે કે, બે પ્રેમી વ્યક્તિઓનો પ્રેમ એકબીજામાંથી ઉત્પન્ન થયો હોય છે અને એમાંથી પોષણ મેળવે છે તેને એકબીજા તરફની આસક્તિ કહેવાય. એ આસક્તિ ટળી જતાં પ્રેમ લુપ્ત થાય છે. આસક્તિ કાયમ રહેવી શક્ય પણ નથી હોતી. બીજું ઝરણું એવું છે કે, બે પ્રેમીઓનો પ્રેમસંબંધ કોઇ સહિયારા પ્રયોજનમાંથી ઉત્પન્ન થયો હોય છે અને એમાંથી પોષણ મેળવે છે. મતલબ કે, સેવાનું કોઇ સહિયારું ક્ષેત્ર, વ્યાસંગનું કે વિદ્યાનું કોઇ સહિયારું ક્ષેત્ર બંને પ્રેમીઓ વચ્ચે હોવું જોઇએ કે જેમાં તે બંને એક સાથે લાગી શકે. આમ સહિયારા કોઇ પ્રયોજનમાં અનુસરવાથી એકબીજા પ્રત્યેનો પ્રેમ કાયમ રહે છે, પુષ્ટ થાય છે.

એકબીજા પ્રત્યેની આસક્તિમાંથી ઉત્પન્ન થયેલો અને પોષણ મેળવતો પ્રેમ એ ઝરણું સૂકાઈ જતા લુપ્ત થાય છે અને મોહ તરીકે દેખાઇ આવે છે આસક્તિમાંથી પોષણ મેળવતો પ્રેમ આમ અસ્થિર વસ્તુ છે, તેના કાયમીપણા વિષે કશી જ ખાતરી રાખી ન શકાય. જ્યારે કોઇ બહારના સહિયારા પ્રયોજનમાથી પોષણ મેળવતો પ્રેમ કાયમનો છે છતાં આવા પ્રેમને પણ એક વિશેષ તત્ત્વની જરૂર છે જ. સંકલ્પશક્તિ, સહકારનું તત્ત્વ ન હોય તો એ પ્રેમ-જ્યોત પણ બૂઝાઇ જાય એટલે ભેગા મળી, એકબીજાના સહકારથી વફાદારીપૂર્વક અને કુશળતાપૂર્વક કોઇ કામ પાર પાડવાનું ન હોય તો મનુષ્યો વચ્ચે ઊભો થતો પ્રેમ એ એક ક્ષીણ થતી તથા નાશ પામતી વસ્તુ છે

नारायण

# બહેનોનો જાતિદ્રોહ

ચિમનભાઈ મૂ. અમીન

પાટીદાર જ્ઞાતિમાં લગ્ન અંગેના ખર્ચ વધી ગયા છે તેથી તથા બીજાં કેટલાંક કારણોને લીધે બહેનોને પરણાવવાનો પ્રશ્ન ભારે મુશ્કેલીભર્યો થયો છે. ખાસ કરીને ઉમરલાયક અને વધુ ભણેલી બહેનો માટે તો આ પ્રશ્ન વધુ વિકટ બન્યો છે. ઘેરઘેર કન્યાનાં માબાપ અને ભાઈભાંડુ મુંઝવણ અનુભવી રહ્યાં છે.

આ પ્રશ્નના કારણમાં ઉતરીશું તો સમજાશે કે મુખ્ય મુશ્કેલી લગ્ન અંગેના વધી પડેલા ખર્ચને લીધે ઉભી થઈ છે. આજે ખર્ચ એટલો વધી ગયો છે કે સામાન્ય સંજોગોમાં પ્રામાણિકપણે, માનભેર જીવન ગુજારવા ઇચ્છનાર બહુજ ઓછા માણસો આવા ખર્ચ માટે જરૂરી ધન કમાઈ શકે. આવા સંજોગોમાં માણસોને જીવનમાં ગમે તે રીતે ધન ભેગું કરવાની ફરજ થઇ પડે અને તે ન્યાય-નીતિનાં ધોરણ વેગળાં મૂકતા થાય એ બનવાજોગ છે. આ રીતે આ પ્રશ્નથી લગભગ દરેક કન્યાનાં માતાપિતા ખૂબ મુંઝાતાં દેખાય છે. કન્યાઓના મનમાં શું થતું હશે તેની તો કલ્પના પણ આવી શકતી નથી.

દેશ કે દુનિયા તરફ ભ્રાતૃભાવ બતાવવા તૈયાર થયેલ આજના પાટીદાર યુવકોએ પોતાની નજીકનીજ બહેનોને દુઃખનું કારણ શું છે તે સમજી તે નિવારવા તૈયાર થવું જોઇએ. આજે કોઇની બહેનદીકરીનો જે પ્રશ્ન છે તે કાલે પોતાનીજ બહેનદીકરીનો પ્રશ્ન થશે તે સમજવું ઘટે. સદ્ભાગ્યે આજે ઘણા ભાઇઓ આ પ્રશ્નનો ઉકેલ શોધતા જણાય છે. તેમની સંખ્યા વધતી રહો એમ આપણે ઇચ્છીએ.

ખર્ચ અંગેની વધી પડેલી મુશ્કેલીઓનો વિચાર કરતાં લાગે છે કે આ જાતનો ખર્ચ વધી જવા બદલ પુરુષ કરતાં બહેનોજ વધુ જવાબદાર છે. લગ્ન અંગેના ખર્ચનો વિગતવાર વિચાર કરતાં લાગે છે કે આ પ્રશ્નના ઉકેલ માટે બહેનો મદદ કરે તો પ્રશ્ન બહુ સહેલો બની જાય.

૧. દીકરી ઉમરલાયક થતાંજ તેની માતા વિવાહની ઉતાવળ કરે છે. દીકરીના બાપ પોતાના સંજોગોનો વિચાર કરી રાહ ધીરે પૂછતા જાય તો માતા તેમાં વાંધો લે છે. અમુક કુટુંબમાં જ કરો એમ કહે છે. ઊંચે ઘેર જતાં સારો પક્ષ ગરદન માગી પોતાના ધણી અને કુટુંબનું અપમાન કરે છે એ વાત સમજાવવા છતાં તે માનતી નથી. હલકે ઘેર આપવાથી [illegible] વાત

કરશે એમ ડર રાખી ધણીને – અને સમજે તો પોતાને અને પોતાની દીકરીને – અપમાન ખમાવે છે. નીચા કુટુંબમાં દીકરીનો વિવાહ કરનારની ટીકા કરવામાં પણ બહેનોજ મોટો ભાગ ભજવે છે.

૨. વિવાહ થયા પછીના પ્રસંગોમાં પણ બહેનોજ હરીફાઇમાં ઉતરી મર્યાદા વગરના ખર્ચ કરે છે. માટલીથી માંડીને-કપડાં, દાગીના, જમણવાર એ બધામાં તે કોઈ ધોરણ વગર–પોતાના ઘરના આર્થિક સંજોગોનો જરા પણ વિચાર કર્યા વગર ખર્ચ કરે છે. પછી જિંદગીભર પૈસાનાં રોદણાં રડે છે!

૩. વરપક્ષનો વિચાર કરીએ તો જણાશે કે દીકરો પરણાવતી લગભગ દરેક માતા કન્યાપક્ષ પાસે જાતજાતની અપેક્ષા અને આગ્રહ રાખે છે–આટલા દાગીના કન્યાને કરવા પડશે, લુગડાં તો આવાંજ જોઇશે. મારે તો લાંબો વ્યવહાર એટલે વડી, પાપડ, ખાવું તો વધારે જોઇશે. છોકરાને માંયરામાં શું પહેરાવશો?

કન્યાપક્ષ ગરજનો માર્યો વરપક્ષ જે કહે તે શરતો સ્વીકારે છે. પળાય એટલી પાળે છે. ન પળાય તે બદલ ઠપકો મળે, પોતાની દીકરીને દુઃખ પડે, જે કંઇ થાય તે બળતા દિલે સાંખી લે છે. અને પોતાનો લાગ આવે ત્યારે બીજા કોઈ કન્યાપિતા ઉપર વેર લઈ આગની આગ કાલે હોલવવા પ્રયત્ન કરે છે! આમ આ વિષચક્ર ગોળ ફરતું જ જાય છે, પરિણામે સગાંસંબંધીઓમાં કલેશકંટા ચાલ્યા જ કરે છે.

આ બધું બને છે તે બદલ દરેક કન્યાની માતા આંસુ સારે છે. ઘણી માતાઓ કહે છે કે ઘર–ખેતર ગીરો મૂકી ખર્ચ કર્યાં પણ સગાં ન રીઝયાં ને છોકરી દુઃખી થઇ. પાટીદારની નાતથી તો તોબાહ!

અને છતાં નવાઇની વાત તો એ છે કે એજ કન્યાની માતા દીકરાની માતા થાય છે ત્યારે તેજ રીતે વર્તે છે! પોતાની દીકરીના લગ્નપ્રસંગે વેવાઇપક્ષે કરેલા વર્તનથી પોતાના મનમાં કેટલું બધું દુઃખ થયું હતું તે ભૂલી જાય છે. અને જે જાતની માગણીઓ અગર વર્તનથી પોતાને થયેલું દુઃખ ત્રીજા પક્ષને આપતાં અચકાતા નથી.

અરે ખુદ પરણનાર બહેનોય આ વાત ભૂલી જાય છે. પોતાના લગ્ન વખતે પરઠણ માગવાથી કેટલીક સામાની બહેનોને અપમાન લાગે છે. પણ એજ બહેન પોતાના ભાઇ કે દીકરાના લગ્નપ્રસંગે ગમે તે કોઇ બહેનનું એજ જાતનું અપમાન કરે છે!

લગ્નપ્રસંગના ખર્ચનો વિચાર કરીએ. પંદર વીસ વર્ષ પહેલાં લાગતું કે બહેનો સારી સંખ્યામાં ભણે છે એટલે તે માતાઓ થશે ત્યારે નાતમાં

થતા કેટલાક બિનજરૂરી ખર્ચ ઓછા થશે. ભણેલી બહેનો સામા પક્ષની બહેનોની લાગણી અને સ્થિતિનો વિચાર કરતાં થશે અને બધું ઠીક થઈ જશે. પરંતુ આવું બન્યું નથી. એથી ઊલટ ભણેલી બહેનોએ તો ખર્ચનો બોજો વધારવા માંડ્યો છે. ભણેલી બહેનોએ તો ઝાઝું જોયું ને સાંભળ્યું એટલે તેમની અપેક્ષા તો વધી છે. એમને તો સોનાના જૂની ફેશનના દાગીના પણ જોઈએ અને નવી ફેશનના-બ્રેસલેટ-કૉલર ને પીનો વગર ન ચાલે! અને પોતાને ભણેલાંના સર્કલમાં ફરવાનું એટલે હવે તો હીરા-મોતી પણ જોઈએ જ! કપડાંમાં પણ જૂની ફેશનનાં તો વહેવાર પુરતાં લેવાં જ પડે અને પોતાના દીકરાની વહુ સુધરેલા સમાજમાં ફરવાની એટલે નવી ફેશનનાં કપડાં ન થાય તો ન ચાલે! અને આ બધું ગમે તે રીતે કન્યાના બાપે જ કરવાનું!

આ બધાનો વિચાર કરતાં લાગે છે કે આપણી બહેનોના લગ્ન અંગેની ઘણી મૂંઝવણો વધારનાર બહેનો જ છે. કારણ કે તેમણે જ લગ્ન અંગેની જરૂરીઆતો વધારી દીધી છે. પોતાની દીકરી વખતે વીતેલી વાતો ભૂલી જઈ દીકરાની માતાઓ કન્યાપક્ષ પ્રત્યે એ રીતે વર્તે છે.

આનું પરિણામ શું આવે છે? પુરુષવર્ગે સો ન્યાયનીતિ છોડીને કમાવું પડે, એટલે બને એટલું કમાવામાં પડે છે. પરંતુ બહેનોનાં દુઃખ વધી રહ્યાં છે. કેટલીય ઉંમરલાયક બહેનો આજે પરાણે કૌમાર્યવ્રત પાળે છે. કેટલીય કન્યાઓનું નૈતિક પતન થાય છે. કેટલીય બહેનો આજના આ વધી ગયેલા ખર્ચને લીધે અપરિણિત રહેલી છે. અગર પોતાને લાયક ન હોય તેવા બુઢ્ઢા, બેકાર કે વ્યસની પુરુષ સાથે પરણે છે!

આ બધું કેમ અટકે? પુરુષવર્ગે તો આ અટકાવવા પગલાં લેવાં જ પડશે. પરંતુ બહેનો સમજીને વર્તે તો જ આનાં સારાં પરિણામ આવશે. પોતાની દીકરી અને સામાની દીકરી સરખાં જ છે, એમ બહેનો સમજતાં થાય તો જ પોતાનો દીકરો પરણાવતાં કેવું વર્તન રાખવું તે સમજાય. કોઈની દીકરી કે તેનાં માબાપ પાસે વધુ પડતો ખર્ચ કરાવવામાં જ પોતાની મોટાઈ માનવાનું બહેનો ભૂલે તો ઘણી વાતો ઉકલી જાય.

અંગ્રેજીમાં સૂત્ર છે કે બીજાઓ પાસેથી તમે જે વર્તાવની આશા રાખતા હો તેવું વર્તન તમે બીજા પ્રત્યે રાખો. આપણા સમાજના કેટલાય દુઃખદાયી કોયડાઓ ઉપરના સૂત્ર મુજબ આપણી બહેનો વર્તે તો ઉકલી જાય એમ છે. અત્યારે તો મોટાભાગે બહેનો સ્વજાતિ શત્રુનો જ ભાગ ભજવી રહ્યાં છે. પરમેશ્વર એમને સમજણ કરે. અને એમને જાતિદ્રોહ કરતાં બચાવે!

# દીકરીનું ધન

## ઈશ્વર પેટલીકર

દીકરીની ગેરહાજરીમાં લાલાબાએ મનનો વિચાર ધણી આગળ વ્યક્ત કરતાં કહ્યું: 'મેં કુ, હવે આપણી અવસ્થા થઈ. દેહનો ભરોસો નહિ. આ વખતે હું મરતાં મરતાં મંદવાડમાંથી બચી પણ હવે હું થોડા દહાડાનો પરોણો છું. તમારું શરીરેય હવે ઓછું લાંબું ચાલવાનું છે? એટલે મને થાય છે કે ઘરમાં જોખમ શું કામ રાખી મૂકવું? આમેય આપણા મર્યા પછીય બધું એનું જ છે, તો અત્યારથી જ એ માયા એને સોંપી દઈએ તો આપણને ટાઢો જીવ. નહિ પછી ચોરાયાનો કે ખોવાયાનો ઉજાગરો.'

એ મુદ્દા ઉપર ઊંડો વિચાર કરતા હોય તેમ સામો કંઈ જવાબ આપ્યા વગર જીકાકા મૌન રહ્યા.

એ મૌન સહ્યું ન જતાં થોડી વારે લાલાબાએ કહ્યું: 'તમારો જીવ નહણુક પાતળો છે એટલે તો મેં આ વાત છોડી બહાર ગઈ છે એ લાગ જોઈને કરી. એ હોય અને કદાચ તમે ના કહી બેસો તો એને કેટલું દુઃખ લાગે? આમ જીવ પાતળો રાખવાથી શો ફાયદો? એનું છે ને એને આપવાનું છે, વચ્ચે આપણે હાથેથી તો ભાગ ઓછો થાય છે.'

જીકાકા મૌનનો ભંગ કરતાં બોલ્યા. 'પાતળો જીવ છે ત્યારે જ નગદી મલકત છે ને? જીવ ઢીલો રાખવાથી છગાભાઈનાં છોકરાંને આજે કેટલું દુઃખ છે? છગાભાઈએ જીવ પાતળો રાખ્યો હોત તો છોકરાંને લીલાલહેર ન હોત?'

લાલાબા: 'એ ખરું, પણ મારી વાત ગળે ઉતરી કે નહિ?'

જીકાકા. 'એમાં ગળે ન ઉતરવાનું શું છે? એકની એક છોડી છે એટલે જ્યારે ત્યારે બધી મલકત એની છે જ. વળી આપણી હયાતીમાં જેટલું બને તેટલું એને ઘેર પહોંચતું કરીએ તેમાં સવાદ પણ છે. પિત્રાઈઓ પાછળથી એમને હેરાન તો ન કરે ને?'

લાલાબા. 'ખરું વેણુ બોલ્યા. મારા દલમાં એ જ તમારા દલમાં. જો તમને ગળે ઉતરતું હોય તો જમીન પણ આપણી હયાતીમાં એને નામે ચડાવી દો.'

જીકાકા: 'એ તો વળી પાછો એક બાજુનો જ વચાર થયો કહેવાય. નાથાભાઈએ જીવતાં બધું જમાઈને ઘસી આપ્યું તે એમના મર્યા પછી એમની વહુ આંધળી થઈ તે ન પાલવી જમાઈએ કે ન સામું જોયું દીકરીએ, ઓશિયાળો અવતાર વેઠી, ખડકીના લોકોની દયા ઉપર મરતાં લગી રહેવું પડયું.'

લાલાબા: 'નાથાભાઈના જમાઈની હારે આપણા જમાઈને શી રીતે બેસાડાય? વિઠ્ઠલદાસે દુઃખ વેઠીનેય આપણી સગવડ સાચવી છે. બે મહિનાથી બેટડી અહીં છે પણ તેડી જવાની ક્યારે ઉતાવળ કરી છે! એગનેય ઘરમાં કોણ ખાવા કરનાર છે! ભોજાઈ કેવી લાંડ છે તે તમે જાણો છો. પણ એનું દુઃખ જાતે વેઠી લેઈ નીચું મોં ઘાલી એને ઘેર એમને ખાવા બેસવું પડે તે આપણા ખાતરની! બાપો, બીજો જમાઈ હોત તો ક્યારનોય છોડીને તેડી ગયો હોય.'

છકોકાને કહેવાનું મન તો થયું કે મિલકતની લાલચ ન હોય તો એ કેટલું વેઠે એની કોને ખબર? પરંતુ એવી લાંબી ચર્ચામાં ન ઉતરતાં લાલાબાની જોખમમાં દીકરીને આપવાની દરખાસ્ત સ્વીકારવામાં વાંધો ન લાગ્યો. કારણ કે, એ સિવાય જમીનની મિલકત રહેતી હતી, જેમાંથી બંને જણનું પોષણ થાય તે ઉપરાંત સારી બચત થાય એટલી આવક હતી. વળી બંનેનાં શરીર હવે નરમગરમ રહેતાં હતાં એટલે જોખમ ઘરમાં રાખવા કરતાં દીકરીનું છે ને દીકરીને વહેલુંમોડું સોંપવાનું છે તો તત્કાળ સોંપવું શું ખોટું. માટી વૃદ્ધ ધણીધણિયાણીએ પરમ દિવસે દીકરીને સાસરે વિદાય કરતી વખતે સોંપી દેવાનો નિર્ણય કર્યો.

ચંચળની જવાની રાત્રે એ બધું જોખમ દાટેલું હતું તે જુદે જુદે ઠેકાણેથી બહાર કાઢ્યું. સો ગીની ભરેલો એક દાબડો હતો. ૩૭ તોલા સોનાની જણસો હતી. પાંચ શેર ચાંદીરૂપું હતું—સાંકળાં અને બીજા ઘરેણાંના ઘાટઘૂટના રૂપમાં. રાણી છાપના બસો રૂપિયા રોકડા હતા. આવું જોખમ લઈને જવાનું હોય ત્યારે ખાતરીનો માણસ સાથે જોઈએ. વર્ષોનો ખેડૂત અને વિશ્વાસ મૂકી શકાય તેવા ચૂંથા બારૈયાને ડમણિયું જોડીને દીકરીને મૂકી આવવાનું કામ સોંપ્યું. એ જોખમ જો પેટીમાં કે ભંડારીઆમાં મૂકે તો રસ્તામાં ભયના વખતે પકડાઈ જવાનો સંભવ ખરો, એટલે ડમણિયામાં ઘાસ નાખ્યું અને તેની નીચે લૂગડાના પોટલામાં અવાજ ન થાય તેમ બાંધીને એ રકમો મૂકી. અને શનિવારની વહેલી સવારમાં પિયાઈઓને દીકરી જોખમ લઈને જાય છે તેવી ખબર પણ ન પડે તે રીતે આણંદથી બાંધણી જવા ડમણિયું વિદાય થયું. લાલાબાએ ચંચળને ઘરમાંથી બહાર નીકળતાં પોટલું પગ નીચે દબાવીને બેસવાની સલાહ આપી હતી.

દુનિયામાં બેરંગે, કોઈ વખત નહિ અને આજે ડમણિયું વહેલું જોડ્યું તેનું આવજો-જજો કરતી વખતે બોડીટ પણ કાઢ્યું—બહુ વહેલું નહિ પડે! ભળભાંખરું થવા દીધું હોત તો!

લાલાબાએ કહ્યું ધાનણું ઠાકરું સાથમાં ગયું એટલે તાપ થતા પહેલા ઘેર પહોંચી જાવ માની જરા વહેલું આ વખતે જોડવાનું રાખ્યું આકરોલ જશે ત્યાં સોરું સવાર થઈ જશે. કંઈ એટલું બધું વહેલું નથી.'

ચંચળ ડમણિયામાં બેઠી બે મોટા ભાણોભાણી તે પહેલા ચડી બેઠાં હતા લાલાબાએ નાની ભાણીને ચંચળના ખોળામાં આપી અને સાથે ઈશારો પણ કરી દીધો કે પેલી પોટલી સાચવજે અને બધાની વિદાય લઈ ડમણિયું ચાલી નીકળ્યું

આકરોલ હજુ આવ્યું ન હતું ત્યાં સામેથી પાંચ ગાડા મળ્યાં નેળ સાંકડી હતી ડમણિયું પાછું ધકેલવાનું થયું ભરેલા ગાડા પાછા ધકેલવા શક્ય ન હતા ડમણિયેથી બળદ છોડી નાખ્યા ચંચળ નીચે ઉતરી ગઈ હતી ગાડાવાળાઓમાંથી બે જણ પૈડાને ધકેલતા હતા ચંચળની નજર દોડતી હતી છતાં ડમણિયામાં મૂકેલા જોખમના પોટલા ઉપર હતી. ખેતરમાં ચડાવાની તેની જગા આવતા ડમણિયું ખેતરમાં ચડાવ્યું ગાડાવાળાઓ ગાડા હાંકી ગયા થોડો ઢાળ તો હતો પરંતુ વાંધો આવે એવો ન હતો એટલે બળદ ડમણિયે જોડી દીધા ચંચળ અંદર બેસી ગઈ પોટલી ઉપર હાથ મૂક્યો પોટલી સહીસલામત હતી ચૂપાજીએ ડમણિયું હાંકતા પહેલા સૂચના આપી કે જરા ઝાલજો, ઢાળ છે એટલે આંચકો આવશે ચંચળો ખસી ન જવાય તેટલા માટે જરા આગળ ખસી ડમણિયાની માચડી પકડી લીધી બાળકોએ પણ ચપસીને માચડીને ઝાલી હતી નાની ભાણી ખોળામાં હતી ડમણિયું આગળના અઠોડા ખેંચી ગયા હતા છતાં ઢાળને લીધે જોરથી નીચે ઉતર્યું અને નેળમાં પડતાની સાથે મોટો આંચકો આવ્યો તે સમાણી નાની ભાણીએ ચીસ પાડી જોખમની પોટલી પાછળ ખસીને નીચે ઉથલી પડી દડ હતો એટલે ખ્યાલ આવે તેવો અવાજ ન થયો વઈ થયો હશે તે ભાણીના રડવામાં અને મોટા બાળકોના નાઠ થવાની ખુશાલીના અવાજોમાં દબાઈ ગયો ચંચળ પોટલી ભૂલીને ભાણીને છાની રાખવા એને ધવરાવવાના કામમાં ગૂંથાઈ ડમણિયું રસ્તો કાપી રહ્યું હતું

જેઠાના ખેતરમાં છાપરી બાંધીને આમ નારણો રહેતો હતો શનિવારે એક ટાણું જમી લાભવેલના હનુમાનના દર્શન કરી શનિવાર કરતો હતો છેલ્લા પાંચ વર્ષથી એકધારી રીતે એ આમ શનિવાર કરતો હતો અંદર કોઈ વિઘ્ન આવ્યું ન હતું બહાર ગયો હોય તો પણ શનિવારે અચૂક ઘેર આવી પહોંચતો એ વરસથી એની ખેતીમાં પણ ઠીક ઠીક બરકત આવી હતી એ માનતો કે હનુમાન કૃપા એ પરિણામ છે આજે શનિવાર

હતો, અને એને ગામેતરે જવાનું હતું. બધા ભાવડા સવાર થયે નીકળવાના હતા એટલે તે હનુમાનનાં દર્શન કરવા આજ રોજ કરતાં વહેલાં નીકળ્યો હતો. સવાર થતાં એને છાપરીએ પાછા આવી જવું હતું. રુમણિયું જે ખેતરમાંથી ઢાળ ઉતર્યું તે રસ્તેજ એને નીકળવાનું. પેલું જોખમ પડ્યાને પાંચદસ મિનિટ થઇ હશે ને એ ત્યાં થઇને નીકળ્યો. અને એ પોટલી એને સાદ કરીને બોલાવી રહી હોય તેમ એના પગે અથડાઇ. એણે ઊંચકી લીધી. પાછો છાપરીએ વળી ગયો.

ગીની અને સોનાનો ચળકાટ એણે જોઇ લીધો હતો એટલે રસ્તામાં એને થયા કરતું હતું કે જરૂર હનુમાનજી ફળ્યા. બાકી આવો દલ્લો એમ રસ્તામાંથી કોઇને જડયો સાંભળ્યો છે? ઘડીભર એને એમ પણ થયું કે જરૂર હનુમાનજીએજ હાથોહાથ આપવાને બદલે આમ આડકતરી રીતે દલ્લો આપ્યો હોવો જોઇએ. બાકી આવી મોટી રકમ કોઇ રસ્તામાં ખોઇ નાખે નહિ. છાપરીએ ગયો ત્યારે છોકરાં ઊંઘતાં હતાં. વહુ ભેંસને ઘાસ નીરતી હતી. પાસે જતાં એણે એને વાત કરી અને પોટલું હાથમાં મૂક્યું. ઝવેરના હર્ષનો પાર ન રહ્યો. એણે પણ હનુમાન ફળ્યા એજ બોલ કહ્યો. બંનેએ ઘાસની કોઠાર હતી તેમાં ઉપરચોટિયે રકમ જોઇ લેઇ પોટલી સંતાડી દીધી.

અમો હવે જો પાછો હનુમાનજીએ જાય તો મોડું થાય, અને ન જાય તો ગામેતરાથી સાંજે પાછું ફરવાનું ન હતું એટલે શનિવાર ખંડિત થાય. આજે તો હનુમાનજી પૂરેપૂરા ફળ્યા હતા, પછી ગામેતરું અટકે, પણ દર્શન અમો કેમ અટકવા દે? પરંતુ એણે તરત વચલો રસ્તો કાઢયો. માટલામાં મૂકેલાં બહાર જવાનાં કપડાં એણે તરત પહેરી દીધાં. હાથમાં ડાંગ લીધી અને ઝવેરને કહ્યું કે, મારા સારુ ભાવડા ખોટી ન થાય તેમ બોલાવા આવે તેને કહેજે, હું હનુમાનજીએથી બારોબાર ત્યાં પહોંચી જઇશ. અને હનુમાનજીની ભક્તિભર્યા હૃદયે અમો વિદાય થયો.

ચલમ ચૂંથાજી સાથે પિત્રાઇઓ અને સાસરીઆંની વાતે વળી એટલે બાદરોલ પાછળ ગયું ત્યાં સુધી એને પેલી પોટલી યાદ ન આવી. પરંતુ આવી શોધીજ એણે એને શોધવા ઘાસ ઉપર હાથ મૂક્યો પણ એની હયાતી સૂચવતો કઠણ સ્પર્શ એના હાથને થયો નહિ. ધ્રાસ્કો તો પડ્યો, પરંતુ આઘીપાછી ખસી ગઇ હશે માની, ડૉક્ટર દર્દીની છાતી ઉપર સ્ટેથેસ્કોપ જુદી જુદી જગાએ મૂકી જુએ તેમ એણે રુમણિયાની છાતી ઉપર હાથ મૂકી જોયા પણ વ્યર્થ. અને તે સાથે જ એણે વીંછી ડંખ્યો હોય તેમ ચીસ

નાખી – પોટલી નથી!

'હે!' કહેતો ચૂંથાજીના મોંમાંથી આશ્ચર્યનો અવાજ નીકળી ગયો. બગદ ખેંચી ઝાલી ડમણિયું ઊભું રાખ્યું પાથરેલું ઘાસ બધું ફેંદી નાખ્યું, પણ પોટલી હોય ત્યારે જડે ને? ચંચળનું "સ્વપ્ન રોળાઈ ગયું એટલે એ બેબાકળી બની ગઈ. ચૂથાજીની આબરૂ રોળાઇ ગઈ એટલે એ સૂમ બની ગયો. જોખમનું કામ હતું માટે પોતાને મોકલ્યો હતો, છતા પોતે એને પાર ન પાડી શક્યો. ચચળ બોલી : 'ખેતરમાંથી ડમણિયુ જોરમા ઉતર્યું ત્યાજ પોટલી પડી ગઈ હોવી જોઇએ.'

ચૂથાજીએ વખત ખોયા વગર બળદ પાછા વાળ્યા. અને ઝડપથી દોડાવ્યા. પ્રભુને લાજ રાખવી હોય તો અદ્ધ્યધ રસ્તામા પડેલી જડી આવે. ચંચળ મનમા વલોપાત કરતી હતી કે હુ જ મોઇ અક્કર્મી કે ડમણિયામા ત્યાંથી અમસ્તી બેઠી. ડમણિયુ ખેતરમાથી ઉતરીને નાળમા આવ્યા પછી બેઠી હોત તો આ મોકાણ ન થાત! એ પોટલીની ચોકી કરવા એની પાછળ પાછળ ખેતરમાં ગઇ તેની જ આ પચાત થઇ વળી નાહક પિત્રાઇ અને આસરિયાંની નિંદા કરવામાં પડી તેથી શરતભૂલ થઈ ગઇ, બાકી એ વાતે ન ચડી હોત તો તરત યાદ આવત. પણ એ વલોપાત શા કામનો?

ચૂથાજી બળદને દોડાવી રહ્યો હતો પણ એને બીક હતી કે અજવાળું થઇ ગયુ છે. ઠેઠ ત્યા પહોચીએ ત્યા સુધી ભાગ્ય હોય તો જ કોઇ પગાર ન થયું હોય અને જો થયું હોય તો એવી મોટી રકમ પાછી આપે એવો મનખ કળિકાળમા કોક. એનો પોતાનો એમા કઇ દોષ ન હતો ભૂલ થઇ હતી ચચળની, પણ જે કામ પરિપૂર્ણ પાડવા માટે એને સોપ્યુ હતુ તે ન બન્યુ એનો એને અફસોસ થતો હતો. એ મૂળ જગાએ આવ્યા પણ પોટલી ન જોઈ!

વીલે મોઢે ચચળ પાછી આવી એની સાથે આણંદમા વાત ફેલાઇ ગઇ મનફાવતી વાતો લોકો કરવા લાગ્યા. પિત્રાઇના વેરી કહેવા લાગ્યા. 'ભગવાને ઉઠેદિયું કરી નાખ્યુ પણ પેટમા ઓછુ કપટ છે?'

'કપટ એનુ ચપટ, આપણે જાણી ન જઇએ માટે છાનીમાની ગતે દીકરી વિદાય કરી, પણ ભગવાન કઇ આંધો છે?'

આણંદ અને બાકરોલની વચ્ચે આવેલુ અભાનુ છાપરૂ દૂર ન હતુ કે એ વાત ઝવેરને કાને પહોચતા વખત લાગે બીજે દિવસે જ એને ખબર પડી ગઇ ત્રીજે દિવસે અભો ગામેતરેથી આવ્યો. ઝવેરે બધી વાત કરી જેને જડયુ હોય ને જો પાછુ આપી જશે તો મોટી રકમ આપવાની

છકાકાની વાત પણ અભાને કહી સંભળાવી.

વહુનો મત જાણવા અભાએ કહ્યું: 'તારો શો વચાર છે?'

ઝવેર: 'વચાર વળી બીજો શો હોવાનો હતો? આપણે ઓછાં ચોરી કરવા ગયાં છીએ? એમના કરમમાંથી ઉતર્યું અને આપણા કરમનું હશે તે આપણને જડ્યું. મેં તો તમને ચેતવા માટે વાત કરી. બાકી પાછી આપવાની હવે વાત કેવી?'

અભો પોતાના મનનો વિચાર દર્શાવતાં બોલ્યો: 'હું લાવ્યો ત્યારે મારા મનમાંય કંઇ એ પાછી આપવાનો વચાર નહિ આવેલો. માનેલું કે હનુમાનજીએ પ્રસન્ન થઇને મને એ માલ આપ્યો છે. વળી તું કહે છે તેમ આપણે ચોરી પણ કરવા નથી ગયાં એ ય ખરું. પરંતુ વાત જાણ્યા પછી દલમાં થાય છે કે એક રાતી પાઇ પણ આપણાથી ના ખવાય.'

ઝવેરે પૂછ્યું: 'કેમ?'

અભો: 'દીકરીનું ધન ખાનારનું ભગવાન ભલું ન કરે. અને તે ય પાછું ઉછેદિયાનું મળેલું એટલે ખાય એનું ય ધનોતપનોત નીકળી જાય.'

ઝવેર: 'તો એ છોડીનું ધનોતપનોત નહિ નીકળી જાય?'

અભો: 'છોડીને તો એના બાપનું એટલે ખાવાનો હક છે. દીકરીનું ધન ખાઇએ તો આપણી સાત પેઢીનું ભલું ના થાય.'

ઝવેરમાં પણ ઓછેવત્તે અંશે એ જ સંસ્કાર પડેલા હતા એટલે અભાના મતનો એ વિરોધ ન કરી શકી. કચવાતા મને એણે પણ છેવટ સંમત થઇ પોટલી પાછી આપવાનો મત આપ્યો.

પોટલી અકબંધ, વાલ પૂરી પણ રકમ ઓછી થયા વગર, પાછી આવી તેથી ઘરનાંના હર્ષનો પાર ન રહ્યો. પરસેવાનું ધન છે એવો સંતોષ પણ થયો. અભાને બસો રૂપિયા આપવા માંડ્યા પણ એણે દીકરીનું ધન માની એક પાઇ પણ લેવાની ના પાડી. ત્યારથી છકાકાને અને અભાને સંબંધ થયો. છકાકા એ કામનો બદલો વાળવા માગતા હતા એટલે જતે દહાડે એમણે એની છાપરી નજીક ચાર વીઘાં જમીન હતી તે, બસો રૂપિયે વેચાણ રાખી હતી તે મૂળ રકમ લેઇને અભાને વેચાણ આપી. અભાને એ ખેતી માટે ઘણી અનુકૂળ હતી.

એ જમીન વિદ્યાનગરની યોજનામાં આવતાં આજે બે અઢી હજાર રૂપિયે વીઘું બની ગઇ. નાખી દેતાં આજે દસહજારની એ મિલકત છે. અભો એ વાત કરતાં આજે સૌને કહે છે, દીકરીના ધનમાં દાનત ન બગાડી તેનું એ તો પુણ્ય છે!

નવા હિન્દુ બીલની રૂપરેખા મહાના અંકમાં 'નવો હિન્દુ ધારો' એ લેખમાં આપવામાં આવી હતી. તે બીલને કાયદાનું રૂપ આપવા હવે રજૂ કર્યું છે—

# પાર્લામેન્ટની એરણ ઉપર

પાર્લામેન્ટનું કામકાજ સામાન્ય રીતે તો એક વેપારી પેઢીના કામકાજ જેવું રસહીન ચાલતું હોય છે. એ કામકાજથી થાકેલા સભ્યો કલબમાં બેસી છૂટકારાનો દમ પણ ખેંચે છે. વળી હાજર હોય છે તેમાંથી પણ ઘણા થોડા સભ્યો ચાલતા કામકાજમાં રસ લેતા હોય છે. આ સ્થિતિમાં બહારના પ્રેક્ષકો તો ત્યાં ઢૂંકવાય શું કામ જાય? દિલ્હીમાં બહારથી આવેલા પ્રવાસીઓ કેવળ કુતૂહલ ખાતર પ્રેક્ષક ગેલેરીમાં મોડે ભાગે માલમ પડે છે. બાકી દિલ્હીવાસીઓને પાર્લામેન્ટની બેઠકમાં જઈને સાંભળવાનો રસ ઓછો હોય છે.

પરંતુ ૨૪મી ફેબ્રુઆરીએ સ્થિતિ સાવ ઊલટી હતી. સભ્યોની ખાલી પડી રહેતી ખુરસીઓ આજે ભરાયેલી હતી. અને કોઈ જાણીતા નેતાનું જાહેર ભાષણ હોય તેમ પ્રેક્ષક ગેલેરી ચિકાર હતી. અને તેમાં ય જે વર્ગમાં આવાં કામકાજમાં વધુ પડતી ઉપેક્ષાવૃત્તિ છે તે સ્ત્રીવર્ગ ઊલટ આજે વધુ ઉમટયો હતો. એ દૃશ્ય જોતાં જ તરત થાય કે જરૂર આજે પાર્લામેન્ટમાં કંઈ અગત્યનું બીલ આવવાનું હોવું જોઈએ.

કાયદાપ્રધાન ડૉ. આંબેડકર ઊભા થયા તે સાથે પ્રેક્ષકો અને ધારાસભ્યોએ એમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા. સમાજમાં જેણે પરસ્પર વિરોધાભાસ ઊભો કર્યો છે તે હિંદુ કોડ બીલ એ આજે રજૂ કરવાના હતા. એ બીલ સામે જૂનીવાણી હિંદુસમાજે મોટો વિરોધ કર્યો છે. જ્યારે સુધારકોએ અને સ્ત્રીવર્ગે એને આવકાર આપ્યો છે. સ્ત્રીઓની પ્રેક્ષકો તરીકેની મોટી હાજરી એની સાક્ષી પૂરતી હતી.

## ડૉ. આંબેડકર

ભાષણની શરૂઆત કરતાં, નવા બીલથી હિંદુ ધર્મ નાશ પામશે તે વિરોધીઓની ટીકાનો જવાબ આપતાં ડૉ. આંબેડકરે કહ્યું: 'આ બીલમાં અસામાન્ય એવું કંઈ નથી. હિંદુ સમાજના જે ભાગો જીર્ણ થઈ ગયા છે તેની આ બીલ દ્વારા કેવળ સુધારણા જ કરવામાં આવી છે.'

આમ એ બીલ કેવળ હિંદુ સમાજનું રીપેરીંગ છે તેમ જણાવી, લગ્નના પ્રશ્ન ઉપર આવતાં ડૉ. આંબેડકરે કહ્યું: 'લગ્નમાં જે સુધારો છે એ તો જૂનવાણી અને નવા વચ્ચે સમાધાન જેવો ફેરફાર છે. આ બીલથી રૂઢિ

ચુસ્તોને એમના 'ધર્મ' પ્રમાણે નાતજાતમાં પરણવાની છૂટ ચાલુ રહે છે અને જે સુધારકો નાતજાત બહાર પરણવા માગતા હોય તેને તે પ્રમાણે કરવાની છૂટ છે.'

કાયદાપ્રધાન લગ્ન પછીનો બીજો મુદ્દો, છૂટાછેડાના પ્રશ્ન ઉપર આવતાં બોલ્યા: 'હિંદુ સમાજની ૯૦ ટકા વસ્તી શૂદ્ર છે અને તેમનામાં છૂટાછેડાનો રિવાજ છે જ. એટલે માનનીય સભ્યોને મારો એક જ સવાલ છે કે, તમે દસ ટકાનો કાયદો ૯૦ ટકા ઉપર તો ઠોકી બેસાડવા નથી માગતા ને?'

આમ સનાતનીઓ છૂટાછેડા વિરુદ્ધ જે ઉહાપોહ કરે છે તે વસ્તીના પ્રમાણમાં દસ ટકાને જ સ્પર્શે છે તેવો રિવાજની દૃષ્ટિએ જવાબ આપ્યા પછી ડૉ. આંબેડકર ધર્મના મુદ્દા પર આવ્યા: 'વસ્તુતઃ શાસ્ત્રોએ તો છૂટાછેડાનો હક માન્ય રાખેલો છે. પરંતુ દુર્ભાગ્યે રિવાજ, રૂઢિએ શાસ્ત્રની ઉપરવટ જઈ એ હક છીનવી લીધો છે. વળી સારાય જગતના અનુભવે છૂટાછેડાના હકને ટેકો આપ્યો છે.'

કાયદો અને રિવાજ, એ બેઉના સંબંધ ઉપર બોલતાં એમણે કહ્યું: 'નવા કાયદાથી ચાલુ રિવાજોના ભૂકા ઊડી જશે એમ બૂમ પાડવામાં આવે છે. પણ જો આપણે નવો કાયદો સ્વીકારીએ અને સાથે સાથે જૂના રિવાજને કાયદા વિરુદ્ધ કામ કરતો ન રોકીએ તો પછી કાયદાનો અર્થ શો? એ રીતે તો રિવાજ કાયદાને ગળી જાય અને કાયદો નપુંસક બની જાય!'

આમ નવા કાયદા વિરુદ્ધના જે રિવાજો હોય તે જવા જ જોઈએ તેમ પ્રતિપાદન કરી વારસાહકના મુદ્દા ઉપર આવતાં કાયદાપ્રધાને કહ્યું: 'નવા કાયદાથી સંયુક્ત કુટુંબની પ્રથા નાશ પામશે તેમ જે કહેવામાં આવે છે તે બરાબર છે. પરંતુ તેનો અફસોસ કરવાનું કોઈ કારણ નથી. કારણ કે, દરેક જણ જાણે છે કે આજના જમાનામાં લોકો જુદું રહેવાનું ઇચ્છે છે. વળી એથી ભડકવા જેવું પણ નથી. સંયુક્ત કુટુંબમાં જે લોકો રહેવા માગતા હશે તેને મિતાક્ષર પદ્ધતિને બદલે દાયભાગની પદ્ધતિના સરખા હક ઉપર આ બીલ મૂકે છે, એટલો જ આમાં સુધારો છે.'

આમ વારસાહકનો મુદ્દો-વટાવી વિદ્વાન કાયદાપ્રધાન મિલકત અંગેના સ્ત્રીઓના અટપટા પ્રશ્ન ઉપર આવ્યા. બોલ્યા: 'સામાન્ય રીતે સ્ત્રીની મિલકતમાં બે પ્રકાર છે. સ્ત્રી ધન અને વિધવાને વારસામાં મળેલી મિલકત. આ મુદ્દાનો વિચાર કરતાં કમિટીને લાગ્યું કે જો અમુક કેસમાં સ્ત્રીઓને મિલકત ધરાવવાનો અને તેને વેચવાનો હક માન્ય રાખ્યો છે અને તે માટે

સ્ત્રીને લાયક સ્વીકારી છે તો પછી એને બધી મિલકત માટે કેમ લાયક ન ગણવી જોઇએ? આ વિચારસરણીને આધારે કમિટીએ મિલકત ધરાવવાનો પુરુષના જેટલો જ હક સ્ત્રીનો સ્વતંત્ર રીતે સ્વીકાર્યો છે. આમ સ્ત્રીને જે મર્યાદિત હક હાલ છે, તેમાં કેવળ વધારો કર્યો છે એટલું જ. એટલે એ રીતે આ કલમ કોઇ ક્રાન્તિકારી કે ઉદ્દામ પણ નથી.'

### શ્રીમતી સુચેતા કૃપાલાની

આમ કાયદાપ્રધાન, એમણે રજૂ કરેલા નવા હિંદુ બીલ ઉપર પોતાના વિચારો જણાવી ગયા પછી શ્રીમતી સુચેતા કૃપાલાનીએ એ બીલને ટેકો આપતાં કહ્યું: 'નવો હિન્દુ કાયદો વિશેષ કંઇ નથી, પણ સ્ત્રીને જે અન્યાય થઇ રહ્યો હતો તે દૂર કરીને ન્યાય આપે છે. અને આ બીલ લાવવામાં હિંદુ સ્ત્રીઓએ જે દબાણ કર્યું છે તેનું કારણ એ નથી કે કેવળ સ્ત્રીઓને લાભ થાય છે. પરંતુ એમને ખાત્રી છે કે આ નવા બીલથી સ્ત્રી તેમજ પુરુષ બંને વર્ગને લાભ થવાનો છે. અને હું માનું છું કે કાયદામાં એકપત્નીવ્રતનો હક ભોગવવાનો સ્વીકાર્યો છે તેને પુરુષો આવકારશે. આથી પુરુષો સુખી થશે કારણ કે આ કાયદાથી આપણે પુરુષોનું નૈતિક ધોરણ ઊંચે લાવી સ્ત્રીના સમાન દરજ્જે સ્થાપી શકીશું!'

શ્રીમતી સુચેતાના આ કટાક્ષથી ધારાગૃહ અટ્ટહાસ્ય અને તાળીઓથી ગાજી ઊઠ્યું હતું. અને શ્રીમતી સુચેતાનું કહેવું ખોટું પણ શું છે! એકપતિવ્રત જો સ્ત્રીને માટે ઊંચું હોય તો પુરુષને માટે એકપત્નીવ્રત એટલું જ ઊંચું હોય જ. અને હાલ જે અનેકપત્નીવ્રતની છૂટને લીધે પુરુષ સ્ત્રી કરતાં નીચો ઉતરી ગયો છે તે આ કાયદાથી સ્ત્રીના સમાન દરજ્જે આવે છે!

### પંડિત ઠાકુરદાસ ભાર્ગવ

તા. ૨૪મીએ શ્રીમતી સુચેતાના હાસ્યથી પૂરી થયેલી આ ચર્ચા બીજે દિવસે પંડિત ઠાકુરદાસ ભાર્ગવના કથનથી શરૂ થઇ હતી. પંડિત ભાર્ગવ ચર્ચામાં ભાગ લેવા ઊભા થયા ત્યારે એમને મીઠા આવકારથી વધાવી લેવામાં આવ્યા હતા.

એમણે ડૉ. રાજેન્દ્રપ્રસાદના મતને મળતા થતાં કહ્યું: 'આ બીલ નવી ચૂંટણીઓ સુધી મુલતવી રાખવું જોઇએ.' આ મતના ટેકામાં પંડિત ભાર્ગવે કહ્યું કે, મારું માનવું છે કે આ બીલને જોઇએ તેટલો ગાળો મળ્યો નથી. જો કે પોતે આ બીલ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે. અને જે લોકો વિશેષ તરીકે બોલે છે કે આ બીલ હિન્દુ ધર્મનો નાશ કરશે તેની સાથે પોતે સંમત થતા નથી. ઊલટો મારો વિરોધ તો એ છે કે હજુ આ બીલ પણ હિંદુ સમાજ જે પરિવર્તન માગે છે તે માટે ઊણું છે!

આમ પોતાનો સામાન્ય મત આપ્યા પછી પંડિત ભાર્ગવ બીલની વિગતમાં ઊતરતાં બોલ્યા: 'આ બીલે પંજાબના રિવાજો તરફ બિલકુલ ધ્યાન આપ્યું નથી. દત્તક લેવાને બદલે પંજાબમાં લોકો રોમન પ્રજાની માફક પોતાનો વારસદાર નીમવા સ્વતંત્ર છે. વળી લગ્નમાં પણ કોઈ જાતની ધાર્મિક વિધિ કરવી જોઈએ કે સિવિલ લગ્નની જેમ કોર્ટમાં નોંધ કરાવવી જોઈએ તેવું બંધન નથી. વર કન્યાને બંગડીઓ પહેરાવે એટલે સ્ત્રીપુરુષ પરણી ગયાં તેમ સ્વીકારી લેવામાં આવે છે. . . . . . . '

વચ્ચે શ્રી ત્યાગી બોલી ઊઠ્યા: 'એ તો મઝાનું !'

પંડિત ભાર્ગવ: 'મઝાનું હોય તો શ્રી ત્યાગી સહેલાઈથી એ રિવાજ સ્વીકારી શકે છે!'

સભાગૃહમાં અટ્ટહાસ્ય ફેલાઈ ગયું

પંડિત ભાર્ગવ મૂળ મુદ્દા ઉપર આવતાં બોલ્યા: 'મૂળ ખરડામાં ચાલુ રિવાજો દ્વારા થયેલ લગ્નને સ્વીકારવાની જે જોગવાઈ હતી તે ધારાસભામાં રજૂ થયેલ બીલમાં રાખવામાં આવી નથી. તે જ પ્રમાણે છૂટાછેડાના રિવાજનું પણ થયું છે. આજે જે છૂટાછેડા થાય છે તે સમાજના રિવાજ પ્રમાણે થાય છે અને તેને માન્ય રખાય છે. પરંતુ નવા બીલ દ્વારા ડૉ. આંબેડકરે એ સહેલી રીત મૂકીને ડીસ્ટ્રીક્ટ કોર્ટ કે હાઈ કોર્ટને બારણે જવાની મુશ્કેલ રીત ઊભી કરી છે. માननીય કાયદાપ્રધાન આ ખર્ચાળ અને મુશ્કેલ રીત રજૂ કરતી વખતે ભૂલી ગયા છે કે આ નવો કાયદો હિંદની ગરીબ, અભણ પ્રજા માટે ઘડાઈ રહ્યો છે અને તેમ થવાનું કારણ એ છે કે તે પોતે દિલ્હીના સ્વર્ગમાં વસી રહ્યા છે!'

ડૉ. આંબેડકર વચ્ચે બોલ્યા: 'દિલ્હીના સ્વર્ગમાં આવતા પહેલાં હું પણ રૂપિયા ભાડું ભરતો હતો!' મતલબ કે ગરીબોના નર્કમાં પણ એ વસેલા છે તેનો એમણે ટીકા કરનારને ખ્યાલ આપ્યો.

પંડિત ભાર્ગવ પોતાના મુદ્દા ઉપર અડગ રહી આગળ બોલ્યા: 'ગરીબ અને અભણ પ્રજાને જો આ નવી રીત છૂટાછેડા માટે અપનાવવી પડશે તો સાચે જ એ એક કરુણતા ગણાશે. આ જાતનો કાયદો મુંબઈના મરીન ડ્રાઈવમાં વસતા લોકો માટે અગર એવી જાતનાં કલકત્તા-દિલ્હીનાં સ્થળ માટે બરાબર છે, પરંતુ ગરીબો માટે અયોગ્ય જ છે. અને જો આવી મુશ્કેલીને ધ્યાનમાં લીધા વગર પ્રજા ઉપર આ બીલ કાયદાના રૂપે ઠોકી બેસાડવામાં આવશે તો અમુક કલમો સામે જરૂર હિંદુસમાજ બળવો કરશે.'

વારસાહક અને દીકરીની મિલકતના સુધારા અંગે વિરોધ કરતાં પંડિત ભાર્ગવે કહ્યું : 'આ પ્રશ્નો એવા છે કે દરેક કુટુંબને તે અસર પહોંચાડે છે. સૈકાથી હિન્દુ સમાજની રચનામાં પુત્રો કુટુંબની મુખ્ય ધરી ગણાય છે. અને તે કારણે પુત્રોને કુટુંબ પ્રત્યે અમુક જાતની ફરજ પણ છે. એટલે બીલમાં વારસાહક અને દીકરીની મિલકતના ન. સા હક જે સ્વીકારાયા છે તેથી સમાજ-વ્યવસ્થા છિન્નભિન્ન થઇ જશે. બધા રિવાજો અને ઉચ્ચ આદર્શો આ નવા ઝીલથી નાબૂદ થઇ જશે.'

લગ્નના મુદ્દા ઉપર આવતાં એમણે બીલમાં દાખલ કરેલ સિવિલ મેરેજની કલમનો વિરોધ કરતાં કહ્યું : 'એ વિષય આ બીલનો નહિ પણ સિવિલ કોડનો છે. વળી સપિંડ લગ્ન જો માન્ય રાખવામાં આવશે તો સામાજિક વ્યવસ્થાનું મૂળ જ કપાઇ જશે.'

આમ બીલ ઉપરના પોતાના વિચારો જણાવ્યા પછી ઉપસંહાર કરતાં એમણે સભાગૃહને સંબોધીને કહ્યું : 'મારી સભાગૃહને સલાહ છે કે બીલને પ્રજામાં ફેરવવું અગર સીલેક્ટ કમિટીને સોંપવું. જેથી અમુક કલમોમાં જે અવ્યવસ્થા છે તે સુધરે. વળી આ બીલને સર્વ સ્ત્રીઓનો ટેકા છે એમ કહેવું તે પણ ખોટું છે. હજારો સમજુ સ્ત્રીઓ વાસ્તવમાં આ બીલની વિરુદ્ધ છે. અને પ્રજાનો બહુમતી વર્ગ બીલની વિગતવાર કલમો શી છે તે જાણતો પણ નથી.'

**શ્રી વી. એસ. સરવતે**

આ પછી બીલની ચર્ચામાં ભાગ લેવા ઊભા થયેલા શ્રી વી. એસ સરવતેએ કહ્યું : "બીલમાં 'જીવો અને જીવવા દો' એવી દ્વિપદ્ધતિ વ્યવસ્થા સ્વીકારવાની જરૂર છે. જે રૂઢિચુસ્ત હિંદુઓ છે તેમને તેમની માન્યતા પ્રમાણેની વિધિ-રિવાજ પ્રમાણે લગ્ન કરવા દો, બાળલગ્ન કરવા દો અને છૂટાછેડાનો કાયદો ન જોઇતો હોય તો તેમાંથી મુક્ત રાખો. અને જે લોકો સુધારક છે તેમને એમની ઇચ્છા પ્રમાણે સિવિલ મેરેજ અને છૂટાછેડાની છૂટ આપો!"

**શ્રી એચ. વી. કામઠ**

આમ બીલની ચર્ચા સામસામી ખેંચતાણમાં ચાલતી હતી ત્યાં શ્રી એચ. વી. કામઠ ઊભા થયા. પોતે આ બીલ ઉપર અભિપ્રાય આપવા બીજા કરતાં વધુ યોગ્ય છે તે જણાવતાં કહ્યું : 'ખરી રીતે, આ બીલ ઉપર તટસ્થતાથી અભિપ્રાય આપવો મારે માટે શક્ય છે. આ બીલમાં જે લાભાલાભ છે તે મને

સ્પર્શે તેમ નથી. કારણ કે, મારે નથી પત્ની, નથી સંતાન કે નથી મિલકત!'

સભાગૃહમાં મીઠું હાસ્ય ફેલાઈ ગયું.

શ્રી કામઠ : 'આ તો એ જમાનો છે કે સ્ત્રીઓ ઘરનો ચૂલો અને પડદો છોડી પાર્લામેન્ટની ખુરસી ઉપર બેસે છે અને મોટર બસમાં ઊભી રહે છે!' કટાક્ષથી હાસ્ય ફેલાયું. મૂળ મુદ્દા ઉપર આવતાં એમણે કહ્યું: 'આ બીલ સ્ત્રીની વીસમી સદીમાં બદલાયેલી સ્થિતિને અનુરૂપ છે. જે ઝડપે સામાજિક અને આર્થિક સ્થિતિ બદલાઈ રહી છે તે રીતે તો આ બીલ વહેલું આવવું જોઈતું હતું.' આ બીલ ભીમ—નરસીંગ સ્મૃતિ ગણાશે એમ કહી જ્યારે શ્રી કામઠ માનવધર્મનો ખ્યાલ આપતાં કૃષ્ણે અર્જુનને કહેલ ઉપદેશ ટાંકી રહ્યા હતા ત્યારે સભાની ચર્ચા તે દિવસ માટે પૂરી થઈ હતી.

### શ્રીમતી દુર્ગાબાઇ

તા. ૧લી માર્ચના રોજ શ્રીમતી દુર્ગાબાઇ બીલને ટેકો આપવા ઊભાં થયાં ત્યારે એમણે વિરોધીઓએ સ્ત્રીપક્ષ સામે જે મુદ્દા રજૂ કર્યા હતા તેના જવાબ આપવા માંડ્યા હતા. વળી એ પોતે સ્ત્રી હોવાથી સ્ત્રીને જે અન્યાય થઇ રહ્યો છે તેનું દુઃખ, અને નવા બીલથી થનાર ન્યાયનો ઉત્સાહ, એમ દ્વિવિધ ભાવ એમના શબ્દોમાં વ્યક્ત થતા હતા.

શ્રીમતી દુર્ગાબાઇ: 'હિંદના સામાજિક ઇતિહાસમાં આ બીલ અતિ અગત્યનું છે. આ બીલની કલમોને કુદરતી અને નૈતિક ટેકો છે. આ બીલ રૂઢિચુસ્તો ઉપર ક્યાંય જબરદસ્તી કરતું નથી. ફક્ત બીલનો આશય પ્રજાને પોતાની ઇચ્છા પ્રમાણે જીવવાની છૂટ આપે છે. જે જૂને ચીલે ચાલવા માગતા હોય તેમને આથી રોકાણ થવાનું નથી, સુધારકોનો રસ્તો મોકળો થાય છે.'

દીકરીને બાપની મિલકતમાંથી મળનાર ભાગના મુદ્દા અંગે બોલતાં એમણે કહ્યું: 'દીકરીને બાપની મિલકતમાંથી ભાગ મળે તે સામે વિરોધમાં કહેવામાં આવે છે કે આમ થશે તો એક અજાણ્યા (જમાઇ)ને લાભ મળશે. પરંતુ વિરોધ વાજબી નથી. સ્ત્રીને મળનાર મિલકત તેની આગવી ગણાશે અને જરૂર પડે તો એ અંગે કાયદો કરવો પડે તો તે પણ કરી શકાશે. એટલે એથી અજાણ્યાને મિલકત આપવાનો પ્રશ્ન નથી, પરંતુ એક જ લોહીનાં પુત્રપુત્રીને બાપની મિલકતનો સરખો હિસ્સો મળતાં ન્યાય થશે. વળી સ્ત્રીને મિલકત મળે તે માટે બીજો માર્ગ પણ સૂચવવામાં આવે છે કે એના પતિની મિલકતની એ આપોઆપ ભાગીદાર બને છે, અને તે અંગે જરૂર જણાય તો કાયદો કરો. પણ એ મુદ્દો તો સ્ત્રીપુરુષના સમાન

અધિકારનો પ્રશ્ન છે. એ અધિકાર મેળવવાનો એને જેટલો હક છે તેટલો જ હક પિતાની મિલકતમાં ભાગ મેળવવાનો છે.'

વળી દીકરીને મિલકત મળતાં કુટુંબમાં કલહ ઊભો થશે એ મુદ્દાનો જવાબ આપતાં શ્રીમતી દુર્ગાબાઈએ કહ્યું : 'આજની રીતનો વારસાહક નાબૂદ થતાં પિતાની હયાતીમાં સંતાનો મિલકત મેળવવાનાં હકદાર થશે નહિ. પિતાના મૃત્યુ બાદ જ પુત્ર તેમજ પુત્રીને મિલકત મળવાની છે એટલે કુટુંબમાં કલહ થવાનો રહેતો નથી.' મતલબ કે પુત્રોને અંદરઅંદર જેવો કલહ થશે તેવો જ પુત્રીને થશે. એથી નવો કલહ ઊભો થવાનું કારણ નથી.

સ્ત્રીઓને મિલકત ઉપર સંપૂર્ણ હક મળે તો એ અભણ અને પછાત હોવાથી મિલકત સાચવી નહિ શકે અને તેનો દુરુપયોગ થશે એવી થઈ રહેલી દલીલના જવાબમાં શ્રીમતી દુર્ગાબાઈએ કહ્યું: 'પુરુષો પણ ચારમાંથી ત્રણ અભણ છે. જો તે કારણે એમને નાલાયક ગણવામાં ન આવતા હોય તો સ્ત્રીઓને શા માટે ગણવામાં આવે? વળી હાલમાં પુરુષના પ્રમાણ કરતાં સ્ત્રીનું પ્રમાણ ભણતરમાં વધતું જાય છે. ઉપરાંત, અભણતા એ કંઈ નાલાયકીની સાબિતી નથી.'

### શ્રી લક્ષ્મીકાન્ત મૈત્ર

બીલનો વિરોધ કરવા શ્રી લક્ષ્મીકાન્ત મૈત્ર ઊભા થયા ત્યારે અમુક વર્ગે તેમને તાલીઓના ગડગડાટથી વધાવી લીધા હતા. તેમણે કહ્યું : 'જે દેશમાં બત્રીસ કરોડની વસ્તી હોય અને જુદા જુદા ધર્મો હોય એવા દેશ માટે સર્વસામાન્ય કોડ કેવી રીતે તૈયાર કરી શકાય? આ કાયદો અમલમાં આવતાં હિંદુ સમાજ ભાંગી પડે એમ છે. આનો જવાબ આગામી ચૂંટણીઓ જરૂર આપશે. જો હિંદુ ઉપરાંત સર્વ પ્રજાને લાગુ પડે તેવો સર્વમાન્ય કોડ ઘડી શકતા હો તો તેમ કરો. બાકી હિંદુ કોડને પડતો મૂકો. જેમાં કરોડો માનવીઓનું હિત સમાયેલું છે તેવો ખરડો ચોરીછૂપીથી પસાર કરાવી શકાય નહિ. ચોરીછૂપી એટલા માટે કે ખરડા અંગે વિચારણા કરવા સભાગૃહને બહુ ઓછો સમય અપાયો છે, તે માટે ખાસ બેઠક બોલાવવી જોઈએ. હિંદુ કાયદાને કોડનો આકાર આપવાની જરાય જરૂર નથી કારણ કે હિંદુ કાયદો બરાબર છે. હજારો વર્ષથી અસ્તિત્વમાં છે.'

### શ્રી. એન. વી. ગાડગીલ

આ પછી વીજળી અને ખાણખાતાના પ્રધાન શ્રી. એન. વી. ગાડગીલ બીલને ટેકો આપતાં બોલ્યા : 'સામાજિક સુધારાની બાબતમાં કામ ધીમેથી

થયું જોઈએ એ બાબત સાથે હું શ્રી. મેનને મળતો થાઉં છું. પરંતુ આ બીલ તો એટલી ધીમી ગતિએ રજૂ થયું છે કે ઘણાને બીક લાગી છે કે બીલ કદાચ મરી જશે! આ બીલનો ખરડો પ્રજા પાસે મહિનાઓ સુધી રજૂ થયેલો છે. વળી સામાન્ય ચૂંટણી વખતે અમુક પક્ષે મારો વિરોધ કર્યો હતો. એટલાજ કારણે કે આ બીલને મારો ટેકો હતો. છતાં હું ચૂંટાઈ આવ્યો છું તે બતાવે છે કે હું પ્રજામતનો પડઘો પાડું છું. સામાન્ય રીતે જ્યારે જ્યારે સામાજિક બીલ ધારાસભામાં આવે છે ત્યારે ત્યારે અમુક જાતનો વિરોધ થવાજ કરે છે: એક વર્ગ જે એમ કહે છે કે આ સભાને આવો ખરડો પાસ કરવાનો અધિકાર નથી. એ નવી ચૂંટણી સુધી મુલતવી રાખવો જોઈએ, ત્યારે મારા સમજવામાં નથી આવતું કે આ સભાને શી રીતે અધિકાર નથી? હિંદનું મૂળભૂત બંધારણ ઘડવાનો જો આ સભાને અધિકાર હોય તો આ બીલ એથી તો મોટું નથી ને?'

બીલના સામાન્ય પ્રશ્ન ઉપર આમ બોલ્યા પછી વિગતમા ઉતરતા શ્રી ગાડગીલે કહ્યું: 'આ પ્રશ્ન ઉપર પૂર્વગ્રહ અને લાગણીથી દોરવાઈ ગયા વિના તટસ્થતાથી વિચાર કરવાની જરૂર છે. આ બીલના વિરોધનું કેન્દ્ર છે લગ્ન અને વારસામાં સરખો ભાગ. જ્યાં સુધી લગ્નને લાગેવળગે છે ત્યાં સુધી બીલમાં એવું ક્રાન્તિકારી કોઈ પગલું નથી. તેમજ એવું પણ કંઈ નથી કે હિન્દુ સંસ્કૃતિનો નાશ થાય. મારા પોતાના પ્રાંત પૂરતી વાત કરું તો ૯૫ ટકાની વસ્તીમાં કોઈ ને કોઈ પ્રકારે છૂટાછેડાનો રિવાજ છે. જો કે હું કબૂલ કરું છું કે એ રિવાજને બહોળાવવાની જરૂર નથી. તેજ પ્રમાણે લગ્નની મરણ સુધી ગમે તે સંજોગોમાં ગાંઠ પાડી રાખવાની પણ જરૂર નથી. જે લોકો લગ્નથી દુઃખી હોય તે છૂટા થાય તો એક રીતે એ સામાજિક ફરજ બજાવી રહ્યા છે તેમ માનવું જોઈએ. વારસાહકનો વિચાર કરતી વખતે લક્ષમાં લેવા જેવો મુદ્દો તો એ છે કે સંયુક્ત કુટુંબની પ્રથા વ્યક્તિઓને અંગત સુખી કરી શકી છે? હું એવા કેટલાય દાખલા જાણું છું કે જેમાં જુવાન માણસોની એ પ્રથાને લીધે શક્તિ હણાઈ ગઈ છે. આ પ્રથાનો કંઈ ઉપયોગ નથી અને આજે તેની કિંમત પણ નથી. જ્યારે મુદ્દાની બીજી બાજુઓ દરેકને સારી રીતે જાણીતી છે.'

આ પછી હિંદુ ધારાની ચર્ચા તા. ૨૪ માર્ચ ઉપર મુલતવી રહી હતી.

તા. ૫–૩–'૪૯. પી.

# 'બાપુ—મારી મા'

## [પુસ્તક પરિચય]

આણંદ, તા. ૧૪-૩-'૪૯

પ્રિય નાની બહેન,

આ પત્ર તારી હાર અને મારી જીતના ચુકાદાના સમાચાર તરીકે લખવા પ્રેરાયો છું. તું કહે છે કે, 'સ્ત્રી મા ઉપરાંત બાપ પણ થઈ શકે. કારણ કે કમાઈને બાળકોનું પૂરું કરવું એ જ બાપનો ગુણ છે, જે આજે સ્ત્રી ધારે તો કરી શકે છે. પરંતુ બાપ કદી મા ન થઈ શકે, કારણ કે માનું હૈયું એ લાવે ક્યાંથી!'

હું કહું છું કે, 'પુરુષમાં કંઈ માના જેવો પ્રેમ નથી એમ નહિ. પરંતુ એ સ્થૂલ પ્રેમ બહારના ક્ષેત્રમાં પડવાથી સ્ત્રીના જેટલો પરિપક્વ થયો નથી એટલું જ. બાકી પુરુષ ધારે તો જરૂર એ પણ મા થઈ શકે.'

આ આપણો વાદવિવાદ જૂનો છે અને તેનો ચુકાદો ત્રીજા પક્ષ તરફથી આજ સુધી મળ્યો ન હતો, તે આજે તારા જેવી જ એક નાની બહેન, શ્રી મનુબહેન ગાંધીએ 'બાપુ – મારી મા' એ નાની પુસ્તિકામાં આપ્યો છે. એટલે એ કોઈ પુરુષનો અભિપ્રાય નથી પણ તારી જાતિની એક બહેન છે.

બાર વર્ષની ઉંમરે મનુની મા મરી ગઈ. પછી કસ્તૂરબા પાસે આગાખાન મહેલમાં કેદી તરીકે રહી. પરંતુ ચૌદમે વર્ષે કસ્તૂરબા પણ એને મૂકી ગયાં. પછી એ માવિહોણી છોકરીનાં મા બાપુ બન્યા. ગાંધીજી એને કહે—અત્યાર સુધી બાપ તો ઘણાયનો બન્યો છું. પણ મા તો હજુ સુધીમાં તારી જ બન્યો છું.'

આમ બાપુ મનુની મા બન્યા એટલું જ નહિ પણ સફળ મા બન્યા. એ અંગે અભિપ્રાય આપતાં મનુ કહે છે, 'બાપુજીએ જેમ માતા એની ચૌદપંદર વર્ષની કન્યાને ઉછેરે એ રીતે શરૂ કરી. તેર-ચૌદ-પંદર વર્ષની બાળા સહેજે માતાના સાંનિધ્યમાં રહે અથવા માતાનું સાંનિધ્ય વધુ માગે છે. બાપુએ પણ મારા ખાવાપીવામાં, પહેરવેશમાં, મારી માંદગીમાં, કશે જવા-આવવામાં, મારા અભ્યાસમાં, અરે ત્યાં સુધી કે હું દર અઠવાડિયે માથાના વાળ બરાબર સાફ કરું છું કે નહિ, એવું ઝીણવટભર્યું ચિન્તવન કરવાનું શરૂ કર્યું; તે અંતઘડી સુધી એ ચિન્તવન એવું જ રહ્યું.'

આમ મનુબહેનના ચુકાદાથી પુરુષ મા થઈ શકે એ મારી જીત સારુ જ કેવળ આ પત્ર તને નથી લખી રહ્યો. તું હારે અને હું જીતું એમાં મારે ગૌરવ લેવા જેવું પણ ન કહેવાય. પરંતુ આ પત્ર લખવાનો ઉદ્દેશ તો એ છે

કે બાપુએ મા તરીકે મનુનું કેવું ઘડતર કર્યું? તમે સૌ માતાએ તો દીકરીને નાનપણથી ઘરેણાં અને રંગબેરંગી કપડાં પહેરાવી કન્યાને ઢીંગલી બનાવી દો છો. જ્યારે બાપુએ મા તરીકે મનુને કાન ખેંચીને કહ્યું કે, 'હું તો તારી મા બની છું ને? એટલે મારે તો તને બધું કહેવું જ રહ્યું. બહેનોમાં કૃત્રિમપણું આવી ગયું છે તેને લીધે જ બહેનો ઉપર અત્યાચાર થાય છે. ખોટા હીરામોતીના દાગીના થોડા વખતને માટે ચળકાટ આપશે પણ અંતે કાળા પડી જશે. જે પહેરવેશમાં ખોટાં છે તે આંતરિકતામાં શુદ્ધ હોય એ વાત હું તો કદી માનવાનો નથી. વળી આજકાલ નખ અને હાથ રંગવાની ફેશન જાગી છે. લિપસ્ટીક લગાડી બિચારી હોઠ રંગે છે, નખ રંગે છે. પરિણામે એને એ જોવાની ફુરસદ નથી રહેતી કે પોતે કેટલી દુર્બળ, ફિક્કી થઈ ગઈ છે. પહેલાંની બહેનોનાં શરીરમાં એવું લોહી હતું કે કુદરતી જ હોઠ અને નખ લાલચૂમ રહેતાં. પશ્ચિમનું આપણે આંધળું અનુકરણ કર્યું છે એમાં વાંક બહેનોનો કે પુરુષોનો તો છે જ. પણ બહેનો મારીપાત્ર નથી જ. પશ્ચિમની શિસ્ત, સભ્યતા, વિનય, વિવેક, નિયમિતપણું, ઉદ્યમશીલ સ્વભાવ, ખંત, નવું નવું શીખવાની તમન્ના, બધા સાથે ભળવાની ટેવ, આવું આવું એ પ્રજામાં કેટલુંય શીખવાનું છે, જે આપણે ફેંકી દીધું અને એનાં પફ–પાઉડર અને એવી એવી ફેશન લીધી.'

આ ઓગણીસ વર્ષની ઉંમરની છોકરીને બાપુએ પોતાના એકના એક સાથી તરીકે નોઆખાલીના વિકટ પ્રવાસમાં રાખી હતી અને પોતાની બધી જવાબદારી તેની ઉપર નાખી તેને જીવનની કેળવણી આપી રહ્યા હતા. તેને પોતાને અંગ્રેજી ભણવાનું નથી ગમ્યું એટલે જે અફસોસ થયા કરે છે તેવો અફસોસ મનુને બાપુએ એનું ભણતર છોડાવીને (પાંચમા અંગ્રેજીમાંથી) કરાંચીથી બોલાવી લીધી ત્યારે થતો હતો. અને એનો વિરોધ કરતાં એ કહેતી—મને ભણવા ન દીધી.

બાપુ કહે: 'પણ મારે તો તને ભણતાં અને ગણતાં બંને શીખવવું છે તેનું શું?'

મનુ દલીલ કરતી: 'જુઓ, મહાદેવકાકા આટલું ભણ્યા તો જ આપના મંત્રી થઈ શક્યા ને? બીજાઓ પણ જેઓ મોટા થયા છે તે બધાએ ડિગ્રીઓ મેળવી તેથી જ ચડ્યા ને?'

શું પણ એ જ મનુના જેવું કહે છે ને? છોકરાઓ કંઈ શરૂઆતમાં હોશિયાર હોતા નથી પણ એમને કેળવણી મળે છે એટલે જ્ઞાનમાં મોટા થાય છે, છોકરીઓ બિચારી ચૂલામાં રહી જાય છે?

તો સાંભળ બાપુનો જવાબ: 'મોટા એટલા ખોટા અને 'ડિગ્રી' કરતાં 'ઉપાધિ' શબ્દ તું વાપર, અને 'ઉપાધિ' એ ખરેખર 'ઉપાધિ'જ (ચિંતા) છે. હું બેરિસ્ટર બન્યો એનો પશ્ચાત્તાપ મને આજે થાય છે. અને ખરું કહું તો મને કદી ખ્યાલ પણ નથી આવતો કે હું બેરિસ્ટર બનેલ છું. એટલે હવે તો હું મારા અનુભવેજ બીજાને એ ઉપાધિમાંથી બચાવું! હા, ભાષા તરીકે બધું જાણવું જ જોઈએ પણ આજની યુનિવર્સિટીમાં જે ગોખણપટ્ટી થઈ રહી છે, વિદ્યાર્થીઓ પોતાના લોહીનું પાણી કરે છે, એ જ મને ખૂંચે છે.'

એટલે તું અંગ્રેજી ન ભણી શકી તેનો અફસોસ કરે છે તે મનુની માફક તું પણ છોડી દેશે તેમ માનું છું. અને સાચું ભણતર એટલે સદ્ગુણો કેળવવા તે આપણે સૌ જીવનમાં ઉતારીએ તો સર્વ કેળવણી આવી જાય.

પણ આ ગુણો કેળવવા સહેલા નથી. તને યાદ તો શું રહ્યું હોય? આપણે મુંબઈથી આવતાં હતાં. એક્ષપ્રેસમાં ગિરદી હતી. દિવસની મુસાફરી એટલે કંટાળો પણ આવ્યો હતો. એક માણસની જગા વધુ મળતાં તું આડી પડી આંખ મીંચી ગઈ હતી. એક બાળક તેડેલી માતા આવતાં મેં તને જગાડી. એ બહેનને બેસવા જગા કરી આપવા કહ્યું. તું મારા ઉપર ખિજાઈ ગઈ. બોલી—તમારા જેવા પરદુઃખભંજન પોતે ય દુઃખી થાય અને સામાને ય કરે. તેં આપેલું એ વિશેષણ મેં ક્યારેય સ્વીકાર્યું નથી. પરંતુ ગાડીઓમાં જગા વધારે રોક્યા પછી સામાની મુશ્કેલી ન વિચારવી એ આપણા સૌને માટે સહજ છે. તે સ્થિતિમાં મનુએ ટાંકેલો બાપુનો પ્રસંગ આપણા સૌની આંખ ઉઘાડી નાખે તેવો છે.

ઇ. સ. ૧૯૪૭ની ૩૦મી માર્ચના રોજ પૂ. બાપુજીને નોઆખાલી–બિહારના યજ્ઞમાં ઝંપલાવ્યા પછી પહેલવહેલું જ લોર્ડ માઉન્ટબેટનને મળવા જવાનું થયું. ગરમી અસહ્ય હતી. ચોવીસ કલાકનો રસ્તો હતો. એમણે મનુને બોલાવીને કહ્યું: 'ઓછામાં ઓછો સામાન અને નાનામાં નાનો ત્રીજા વર્ગનો ડબ્બો પસંદ કરવાનો.' મનુએ બે ખાનાંવાળો ડબ્બો પસંદ કર્યો, એકમાં સામાન રખાવ્યો અને બીજામાં પૂ. બાપુજીને સુવાબેસવાનું રાખ્યું. ૯ાા વાગે ટ્રેન ચાલી. મનુ બીજા ખાનામાં જઈ સામાન ખોલી પૂ. બાપુજી માટે ખાવાનું તૈયાર કરવા ગઈ. થોડી વારે બાપુજીવાળા ખાનામાં એ આવી. તેમણે એને બારીએથી બહાર નજર નાખી જોવાનું કહ્યું. મનુએ બહાર જોયું તો લોકો લટકતા હતા.

મનુને ધ્રૂસકો મળ્યો: 'આ બીજા ખાનાનું તેં શું કર્યું હતું?'

મનુ: 'હું અહીં જ બધું સામસાજ કરું, સ્ટવ પર દૂધ ગરમ કરું, વાસણો

સાફ કર્યું, તેથી આપને તકલીફ પડશે એમ જાણીને મેં બીજા ખાનાનું કર્યું.'

બાપુ: 'આવો પ્રેમ તે આનું નામ. તને ખબર છે કે મને એરોપ્લેન ઉપરાંત સ્પેશિયલ ટ્રેન, તકલીફ ન પડે માટે કહેવામાં આવેલ. એક સ્પેશિયલ પાછળ કેટલી ગાડીઓ રોકાય, અને કેટલા હજારનું ખર્ચ થઈ પડે? એ મને કેમ પોષાય? તેં બીજું ખાનું લીધું, પણ તેં સફૂન ગાળા બરાબર છે. હું જાણું છું કે, તું આ બધું મારા ઉપરના પ્રેમને વશ થઈને કરે છે. પણ મારે તો તને ઊંચે ચડાવવી છે, નીચે નથી પછાડવી, એ તારે સમજવું જોઈએ. હવે એનું પ્રાયશ્ચિત એ જ કે, તું બધો સામાન અહીં ખસેડી લે અને આગળનું સ્ટેશન આવે ત્યારે સ્ટેશન માસ્તરને મારી પાસે બોલાવજે.'

આમ આખી સ્પેશિયલ જેને માટે દોડે તેવા આપણા રાષ્ટ્રપિતા એક વધારે ખાનાનો પરિગ્રહ પણ ન રાખતાં તે જગા બીજે સ્ટેશને ખાલી કરી આપી. ત્યારે આપણે સહેજ જગા છોડવા તૈયાર નથી!

પદ પાનની આ નાની પુસ્તિકામાં પાને પાને બાપુના જીવનના રોજના નાના પ્રસંગોમાંની મહત્તા નજરે પડે છે. પાંચ મિનિટ મોડું થાય તો તે માટે મનુને સાંભળવો પડેલો ઠપકો, નાનો સરખો પથ્થર બીજે ગામ રહી ગયો તે કુસ્લડના સમયમાં જોખમ ખેડીને, એને જાતે એકલી મોકલીને બાપુએ એની કરેલી કસોટી, રાત્રે ૧૧ વાગે સૂઈને બે વાગે જગાડતા અને મિનિટે મિનિટનું કામ લેતા બાપુ, કાદવ ખરડેલા ઉઘાડા પગે નોઆખાલીમાં ૮૦ વર્ષની ઉંમરે ફરતા બાપુ, પોતાના સ્વાગત માટે ખર્ચ કરનાર કાર્યકર્તાની ધૂળ કાઢી નાખતા બાપુ, આવા નાના પણ આપણા જીવનને કીમતી બોધપાઠ આપતા પ્રસંગો એટલા બધા છે કે સાચે જ મનુ ગાંધીનો આપણાથી સહેજે આભાર માની જવાય છે. અને તું વાંચીશ ત્યારે તને થશે કે મારાથી નાની આ મનુડી આવું સરસ શી રીતે લખી શકી?

બાપુના જીવનનાં વિવિધ પાસાં રજૂ કરતાં પુસ્તકો, મહાદેવભાઈની ડાયરી, બીજો ભાગ જે આજે જ મારી પાસે આવ્યો છે, જીવનનું પરોઢ, બાપુની પ્રસાદી વગેરેમાંથી આપણને કીમતી જીવનમૂડી મળે તેવી છે. પરંતુ એ મૂકીને નહીં વાંચીએ અને જીવનમાં ન ઉતારીએ તો કંઈ અર્થ નથી. પરંતુ એનો સ્પર્શ આપણને થાય તે જરૂરી છે. અને તે માટે જ મેં આ પત્ર લખી તારું 'બાપુ–મારી મા' તરફ ધ્યાન દોર્યું છે. વાંચ્યા પછી તને એ કેવું લાગ્યું તે જણાવજે. અને એમાંથી તું મનુની જેમ 'બાપુ જેવી મા બની ઘડીશ' તો તો પછી મારા આનંદનો પાર નહિ રહે એ જ.

મોટાભાઈના શુભાશીષ.

# જમાનાનાં વહેણ

## જશભાઈ પટેલ

ભાઇ જશભાઇ સ્વભાવે શિક્ષક છે, વર્તને સુધારક છે, કાર્યક્ષેત્રે સમાજ-સેવક છે. સેવામાં એમને પ્રિય છે હરિજન અને વિધવાનાં ક્ષેત્ર. આ લેખમાં એમણે પ્રશ્ન લીધો છે વિધવાનો, છતાં હરિજનો એમના એ ગુણને લઇને સાથે જ રહ્યા છે. તા. ૧૪-૩-'૪૯ સે 'મહાદેવભાઈની ડાયરી-પુસ્તક બીજું' બહાર પડ્યુ છે. તેમાં (પાન ૧૨૩) પણ ભાઇ જશભાઇની જેમ બાપુએ બન્ને મુદ્દા સાથે લીધા છે: 'અસ્પૃશ્યતા નિવારણની આડકતરી અસર તેની (નાતના સુધારા) ઉપર પણ પડશે જ. બાળવિધવાઓને પરણાવવાનો પ્રયત્ન હુ સ્તુત્ય માનું છું. આ કામ સંયમી અને પવિત્ર વ્યક્તિઓથી કરી શકાય એવાં છે.' તંત્રી

Δ

હમણાં હમણાં કેટલાક યુવકો મને પૂછાવે છે: 'કોઈ યોગ્ય વિધવા લગ્ન કરવા તૈયાર છે?'

બીજી બાજુ કેટલાક કહે છે: 'આવા કેટલાં લગ્ન થયાં? ભલભલી કુંવારી છોકરીઓનાં ઠેકાણાં નથી ત્યા તમે વિધવાઓની વાતો ક્યાં કરો છો?'

વિધવાબહેનો કે જેમણે પુનર્લગ્નો કર્યા છે તેમને આ કામ હાથમાં લેવાનું કહીએ છીએ ત્યારે કહે છે. 'અમે જો આવો પ્રચાર કે પ્રયત્ન કરીએ તો વિધવાઓને લાગે કે પોતે નાક કાપીને બેઠાં અને સામાના નાક કપાવવા છે.' જો કે આમાં લઘુતા છે પણ એ સ્વાભાવિક છે. હરિજનોની બાબતમાં પણ આવા જ અનુભવો થાય છે.

હરિજનોને કહીએ છીએ કે, તમે અંદરઅંદરની અસ્પૃશ્યતા કાઢો તો કેટલાક સમજુ લોકો પણ નબળાઇ બતાવતાં કહે છે: 'તમે એકવાર કાઢી નાખોને. એકડો ગયો પછી મીંડાની કિંમત કેટલી?'

કેટલાક જૂનવાણી કહે છે, 'તમે તમારો ધર્મ છોડો પણ અમે અમારો ધર્મ કેમ છોડીએ?' એક ગવળ ભાઈને ત્યાં મારે જવાનો પ્રસંગ આવ્યો. મેં પાણી માગ્યું. મારી સાથે મારા ઓળખીતા એક ગવળ ભાઇ હતા. તેમણે કહ્યું કે, આપણું પાણી એ પીએ છે. પેલા ભાઇ થોડા વિચારને અંતે તૈયાર થયા, પણ એમનાં પત્નીએ વાંધો ઊઠાવ્યો. એ બહેન પાટીદારને ત્યાથી પાણી લાવ્યાં. કહે—અમારે હાથે તમને શું કામ વટલાવીએ!

એ સાથે પંદરેક વર્ષ પહેલનો પ્રસંગ મને સાંભરી આવ્યો. કણાકાના

જંગલમાં અમે ચારપાંચ મિત્રો ફરવા ગયેલા. તરસ ખૂબ લાગેલી. સામેથી બારેક વર્ષની એક છોકરી પાણીની માટલી માથે મૂકીને આવતી હતી. અમે એને પાણી પાવા કહ્યું. એણે નાત પૂછી. જવાબ સાંભળીને એણે આગળ ચાલવા માંડ્યું. અમે એને એ માટલીનો એક રૂપિયો આપવાનો કહ્યો. તે છોડી કહે—તમે લાખ રૂપિયા આપો તોય શા કામના? હું ઢેડની છોડી છું!!

અમે કહ્યું: 'અમને વાંધો નથી.'

છોકરી: 'તમને વટલાવીને એ પાપ ક્યા ભવે ભોગવું!'

પછીથી અમે એ માટલી બળજબરીથી ઉપાડી લીધી. પાણી પીધું. પણ એ બહેનને ખૂબ દુઃખ થયું. મૂઢ બની એ અમારા સામે તાકી રહી. જાણે ઈશ્વરને પ્રાર્થના કરતી હોય કે મને માફ કરજે!

જ્યારે આ પાણી મેં પીધું ત્યારે મને પણ વટાળ અંગેની શંકા–આશંકાની મથામણ આખી વાટ થયેલી. એ છોકરીને અને મને થયેલી એ વિમાસણ સંસ્કારનું પરિણામ છે. આજે હરિજનનું પાણી પીતાં સંકોચ તો શું પણ ખ્યાલ પણ એ વાતનો આવતો નથી.

આવી જ કંઈક સ્થિતિ વિધવાબહેનોની છે. જુવાન વિધવાબહેનોને સંસારસુખ ભોગવવાના કોડ હોય એ મારે ભાગ્યે જ કહેવાની આજે જરૂર હોય. છતાં બળજબરીથી આ કોડ દબાવી દેવાના પ્રયત્નો કરવામાં આવે છે. બાલાલંકાર વગેરે એના કાઢી નંખાવી કુરૂપ બનાવી પુરુષ સમજે છે કે હવે સમાજ નિશ્ચિંત છે. આ પાખંડ છે તે તો આજે સાબિત થયેલી હકીકત છે. લગ્નમાંથી શરીરસુખ બાદ કરીએ, જો કે એ કરી શકાય તેવી સહેલી વાત નથી, છતાં સ્ત્રીપુરુષને સાથીની જરૂર છે. સ્ત્રીપુરુષની કુદરતે બનાવેલી અજોડ જોડીને આપણે ફરજિયાત વૈધવ્ય પ્રથા ઊભી કરીને તોડી બેઠા છીએ. સંસ્કારને લીધે આ બધું આપણે સમજીએ છીએ છતાં આપણા ઘરમાંની વિધવા બહેનદીકરીને નવો સાથી મેળવી આપવામાં આપણે લાચાર બનીએ છીએ. પણ એ સંસ્કાર અને લાચારી આપણે હવે ખંખેરી નાખવી જોઈએ.

વિધવાબહેનને સાથી મેળવી આપવામાં એનાં માબાપ અને ભાઈ મુખ્ય ભાગ ભજવે છે. 'પાટીદાર'માં એવાં ત્રણ લગ્નો અંગે જે હકીકત પ્રસંગ બન્યા પ્રમાણે છાપી છે તે એને ટેકો આપે છે. વિધવાબહેનને પુનર્લગ્ન માટે ટેકો આપવો, પ્રોત્સાહન આપવું એ દરેક સુધારકની ફરજ છે. મિત્રો પણ આવાં લગ્નોમાં સારી મદદ કરી શકે છે. ગયા અંકમાં શ્રી

એ વરસનો સબંધ થયો પણ ક્યારે ય અમારા તરફથી કોઈ વાંધોવચકો આવ્યો છે! હું તો બહાર ફરેલીગરેલી છું એટલે વહુને પણ દીકરી જેમ રાખું છું. વહુ શાં કપડાં લાવી ને જણશો લાવી તેની ય મેં કદી ભાંજગડ કરી છે?'

ડાહીબા : 'તમારા તરફ અમને પૂરી નિરાંત છે. કુસુમે ય કોઈ દહાડો ફરિયાદ નથી કરી.'

સમજુબા : 'પણ એની સામો કદર ન કરે ત્યારે દુઃખ થાય છે. વિપિનનું મન જરા ઓછું હતું. એણે બીજી એકબે છોડીઓ જોઈ હતી તે કરતા આ જરા ઓછી દેખાવડી હતી. પરંતુ મેં અને 'એમણે' દાબીને હા પડાવી. એમ સમજીને કે આપણી સરખી મયાવડીનાં ઘરને આપણે ના પાડીએ તો એ ક્યાં જાય? આજે બીજાનો વારો તો કાલે આપણો.'

ડાહીબા : 'એવું તમારા જેવું આજે સમજે કે કોણ?'

સમજુબા : 'એમ સમજીને અમે હા પાડી ત્યારે એમણે અમારી સ્થિતિ ના સમજવી જોઈએ? મણ વધારે મગજ ભર્યું હોત તો શું બગડી જાત? અમારા મનમાં તો એવું કંઈ નથી, ઘરનું બનાવીને ય અમે તો વહેવાર સાચવ્યો, પણ મનમાં તો થાય જ ને?'

ડાહીબા : 'ના કેમ થાય? અને શુકનમાં જ આવુ કરે તો પછી સામાનુ મને ય શી રીતે રહે?'

સમજુબા : 'અમને તો એવું કંઈ નથી. આ તો વાતેવાત નીકળી ત્યારે કહ્યુ. બાકી મને તો એવી બહાર વાતો કરવાની ય ટેવ નથી. તમે જ કહો, તમે લાખ આપો કે ફૂટી બદામ આપો, પણ કદી મારે મોઢેથી વાત નીકળી સાંભળી છે?'

ડાહીબા : 'સારા માણસમાં, જાતમાં એ જ ફેર છે ને? મારી કુસુમની મને સહેજે ચિંતા નહિ તે એટલે જ ને!'

બીજાં બૈરાંમાંથી એક : 'તમારા પાટીદારમાં તો ભારે દુઃખ. દસવીસ હજાર એક લગનમાં ખર્ચ થાય તે ઓછો જુલમ છે!'

ડાહીબા : 'દીકરી પાછળ ખર્ચેલું કંઈ અવર્થા નથી જતું. આટલું ખર્ચ કરે છે પણ કયો પાટીદાર મરી ગયો? અને નથી કરતા તેથી કયો પૈસાદાર થઈ ગયો?'

બીજી બાઈ : 'પણ ગરીબ હોય તેનો બિચારાનો મરો ને?'

સમજુબા : 'એણે બીજાના વાદ કરીને શું કામ છે?'

ત્રીજી બાઈ : 'ખરું છે, આપણા લોક, નખ્ખોદિયા, બીજાના વાદ કરીને મરી જાય છે. બાકી સૌ ગજા પ્રમાણે ચાલતા હોય તો કશું દુઃખ નથી.'

આમ વાતોમાં ડાહીબાને ઉતરવાનું સ્ટેશન નજીક આવ્યું. એમણે ખિસ્સામાંથી દસની એક નોટ અને એક છૂટો રૂપિયો કાઢયો, અને વેવાણને આપવા માંડયો.

સમજુબા એનો અસ્વીકાર કરતાં બોલ્યાં: 'ના, ના, રસ્તામાં તે કંઇ લેવડદેવડ હોતી હશે?'

ડાહીબા: 'રસ્તામાં ન હોય તો તમે અમારે ઘેર ક્યાં વારેવારે આવો છો?'

સમજુબા: 'કામ વગર કંઇ અવાય છે? માગમાં એવી લેવાખાવાની વૃત્તિ હોય ત્યારે ખાલી આવવાનું મન થાય ને?'

ડાહીબા: 'આપવાલેવાથી કશું ખૂટતું નથી, મન જોઇએ. એ વગરનું બધું નકામું.' અને રૂપિયા આપવાનો આગ્રહ કરતાં કહ્યું: 'મારો હાથ ઠેલો તો કુસુમના સમ.'

સમ દીધા એટલે ઉપાય ન રહ્યો હોય તેમ નરમ પડતાં સમજુબાએ કહ્યું: 'આ તો ખોટું કહેવાય.'

ડાહીબા: 'ખોટું કશું નથી. તમે લેવા સર્જાયાં છો અને અમે આપવા.'

સમજુબાએ ન છૂટકે લેતાં હોય તેમ કચવાતું મોં કરીને રૂપિયા સ્વીકારી લીધા: આવજો-જજો કરી લીધું. અને ગાડી ઊભી રહી એટલે ડાહીબા ઉતરી ગયાં.

સાથે બેઠેલી બાઇએ સમજુબાને કહ્યું: 'તમને વેવાણ સારાં મળ્યાં છે.'

બીજી બાઇ: 'સારું માણસ ઢાંક્યું જ ન રહે. એ આવ્યાં કે તરત ઊભાં થઇને જગા આપી. વિવેક કંઇ કોઇના બાપનો છે.'

ત્રીજી બાઇ: 'ખાલી મોંનો વિવેક કર્યો છે એવું ય ક્યાં છે? ઝટ દઇને અગિયાર રૂપિયા ય આપ્યા ને?'

સમજુબાનું મોં મલકી ગયું. બોલ્યાં: 'તમે લોકો પાટીદાર નાતનાં બૈરાં નહિ એટલે આ બધું નવું લાગે છે. બાકી અમારી નાતમાં આટલો વિવેક કર્યે સારું થવાતું હોય તો બધાં સારાં કહેવાય.'

એક બાઇ: 'અમારી નાતમાં તો આવું નહિ એટલે અમને તો નવું જ લાગે.'

સમજુબા: 'તમે કયી નાતનાં છો?'

બાઇ: 'વાણિયા.'

સમજુબા: 'ક્યાં રહો છો?'

બાઇ: 'સૂરત.'

સમજુબા: 'મૂળ ક્યાંનાં?'

બાઇ: 'સૂરતનાં જ.'

સમજુબા: 'એટલે જ તમને નવાઇ લાગે. બાકી ચરોતરના વાણિયા તો

અમારા રિવાજ જાણે. ડાહીબાએ આમાં વધારે કશું કર્યું નથી. મેં દીકરી પરણાવી છે, તે વેવાણ જો મને આમ મળે તો હું આટલા રૂપિયા આપું તો એમની નજરમાંય ન આવે.'

બીજી બાઈ બોલી: 'શું કહો છો?'

સમજુબા: 'ડાહીબાએ બીજે પણ એક દીકરી પરણાવી છે. તે લોકો એમના સ્વભાવથી કંટાળેલાં છે. મારે તો બહુ જવાનું નહિ, મારો મનહર પણ મુંબઈ રહે એટલે બીજા જમાઇની પેઠે એમને ચૂસે નહિ એટલે આટલી રકમ એમને હૈયેથી છૂટે. બાકી હું વેવાણ થવા ગઈ ત્યારે મારી સાથે આવેલી એ પિત્રાઈ બહેનોને એ પાંચ પાંચ રૂપિયા આપીને ઊભાં રહેલાં. પછી મેં ખૂણામાં જઈ એ વાનાં કહ્યાં, ત્યારે અગિયાર અગિયાર રૂપિયા આપ્યા.'

એક બાઈ: 'ત્યારે તમને તો મોટી રકમ આપી હશે?'

સમજુબા: 'એકસો એક.'

બીજી બાઈ: 'આવું અમારાથી તો ન પહોંચાય.'

સમજુબા: 'આમાં નવું કશું નથી. ડાહીબા તમને ઘડીની વાતચીતથી સારાં લાગ્યાં પણ સામાની આંખમાં આંગળી ઘાલી જાય તેવાં છે. લગ્ન વખતે ૭૦ તોલા જણસોની શરત હતી અને કરાવી ૫૫ તોલા જ.'

એક બાઈ: 'શરત કર્યા પછી ઓછું કરે એ તો ખરાબ કહેવાય.'

સમજુબા: 'પણ હું એવી ક્યાં કાચી માયા છું કે એમ છેતરાઉં. મ્હેં તે કહી દીધું કે બીજે આણે જો ૭૦ તોલા પૂરા લેઇને નહિ આવે તો ફરી તેડવાની વાત નહિ બને.'

એક બાઇએ ઉત્કંઠાપૂર્વક પૂછ્યું: 'પછી?'

સમજુબા: 'પછી શું? જખ મારીને કરાવી. હું કંઈ લેવાખાવાના સ્વભાવની નથી, પણ કોઇ છેતરી જાય તેને અને મારે આદવેર. ડાહીબા બહાર દેખાય છે તે કરતાં સાત ઊંડાં ભોંયમાં છે. વળી એમની દીકરીઓય સાસરીનું ખેંચવાને બદલે પિયરવખુ છે.'

બીજી બાઇ: 'એ તો આજનો જમાનો જ બદલાઇ ગયો છે. જ્યાં જઇએ ત્યાં આજની વહુ એવી દેખાય છે.'

સમજુબા: 'પણ મેં તો એણે (કુસુમે) બારણે પગ મૂક્યો ને કહી દીધું કે આ ઘરને તારું માનીશ તો જ મારે ઘેર રહી શકીશ. એ ય સમજી ગઇ કે પછી હકનું હોય તે એની મેળે લેતી આવે.'

પાટલીને છેડે બેઠેલો પુરુષ આ બધું સાંભળી રહ્યો હતો અને તે આમ લખીને છપાવશે તેનો સમજુબાને ખ્યાલ ક્યાંથી હોય? **પ્રવાસી**

# બહેનોની અવદશા

## એક દુઃખી બહેન

આફ્રિકાથી એક બહેને એની કાચી ભાષામાં એક કરૂણ કિસ્સો લખી મોકલ્યો છે. લખનારબહેન પણ દુઃખી છે. પત્રને છેડે સહી કરી છે—'તેના જેવી જ દુઃખી અબળા!' બહેનનો આશય છે કે આ છપાવાથી કન્યાના માબાપોની આંખ ઉઘડે. કેટલાંયની આંખ ઉઘડશે એ શું કહેવાય? પરંતુ આ લખનાર બહેનનાં વડીલની આંખ ઉઘડશે તો એ બહેને લખેલો પત્ર સાર્થક થશે. તંત્રી



••••••ને ત્યાં સાત છોકરીઓ હતી. પ્રથમ સ્ત્રી ત્રણ છોકરીઓ મૂકીને મરી ગઈ. બીજી સ્ત્રીને ચાર છોકરીઓ થઈ. કહેવાય છે કે મોટી છોકરીને ગમે ત્યાં નાખી. અત્યારે પણ તે દુઃખી છે. રોજ માબાપને શ્રાપ આપે છે. બીજી છોકરીની સામું ય જોતા નથી, પરંતુ એનાં સાસરિયાં સારાં છે તે સુખેદુઃખે દિવસો કાઢે છે. ત્રીજી છોકરીનો મૂરતિયો પણ જોયો નહિ, ગમે તેવો દારૂડિયો, પાગલ ચાલનો તેની સાથે જીંદગી જોડી દીધી. હશે, બિચારીને ગમે ત્યાં પરણાવી પણ તેની અપરમાતાની જેલમાંથી તે છૂટી!

ચોથી છોકરીને ૭ ઈંગ્લીસ ચોપડી ભણાવી. તે છોકરીને સ્કૂલના માસ્તર સાથે પ્રેમ થયો. કાગળો આપ તેમ જ તેની નાની બ્હેનોથી સોલાઈ થતા હતા. છતાં આંધળી માને જરા પણ સૂઝયું નહિ. ગામમાં વાતો થવા માંડી. એ વાત તેની અપર બ્હેન, જે મોટી છે તેની પાસે ગઈ. માતાની બિમારીના સમાચાર જાણ્યા ને તે ત્યાં ગઈ. તેણે તેની બ્હેનને પૂછયું કે, તારી આવી વાતો થાય છે તો વાત શી છે? એણે કહ્યું કે તમે શા માટે મારી આવી વાતો કરો છો? હું બાને કહી દઈશ અને જે મારી વાતો કરતું હશે તેની ખબર લેઈ નાખીશ. ઓરમાન બ્હેન એટલે તે બોલે જ શું?

આ વાતને ૭ મહિના વીતી ગયા. ઘરમાં માસ્તરે ભેટો મોકલવા માંડી. કોઈ કહે છે કે ચાર પાંચ સાડીઓ, સોનાની પીન, સોનાનાં બકલ, સોનાની બંગડીઓ ભેંટ આપેલી. નાત પારકી ને આટલું બધું કેમ આપે છે, તે માને લેતાં કેમ વિચાર ન થયો?

એક દિવસ એના બાપે માસ્તરને જમવાનું આમંત્રણ આપ્યું. માસ્તર જમવા આવ્યા. જમવા બેઠા તે વખતે છોકરી ઉપર લખેલો કાગળ જમવાની

થાળી નીચે મૂક્યો. જમીને માસ્તર જતા રહ્યાં. કિસ્મત જોગે છોકરી કાગળ લેવાનો ભૂલી ગઈ. બોય થાળીઓ લઈ ગયો. કાગળ બાપના હાથમાં પકડાઈ ગયો. બસ ખલાસ. ઘરમાં રમખાણ થયું. છોકરી ઉપર દાબ રાખવા મંડયા. પણ પછી શું? પાપનો ઘડો ભરાઈ ચૂકયો હતો. છોકરી ગર્ભવતી હતી. તેને બે માસ થયા હતા. આ બાજુ લોકો માસ્તરને હેરાન કરવા મંડયા. બીચારો માસ્તર ગામ છોડીને ચાલ્યા ગયા. આ બાજુ છોકરીને તેની માતાએ સતાવા માંડી. ખૂબ માર માર્યો. બિચારીનું કોઇ ના રહ્યું. આખરે તેને તેની મોટીબ્હેન સાંભરી અને તેને ખબર આપ્યા કે મને મદદ કરો. મોટીબ્હેન આવી. છોકરીએ કહ્યું કે મને માસ્તર સાથે નહિ પરણાવે તો તો આપઘાત કરીને મરીશ. મને બીજે પરણાવશે તો હુ સુખી થવાની નથી. તેની બ્હેને તેને ધીરજ આપીને કહ્યું કે જો તારો વિચાર છે તો હું માસ્તરને પૂછી જોઉં પછી વાત. અને તુર્તજ તેની બ્હેન ત્યાંથી રવાના થઇ ગઇ. અને છોકરી ઉપર જુલમની ઝડીઓ વરસવા મંડી. તેની ધીરજ ખૂટી ગઈ. પ્રેમઘેલી વિયોગી બનીને પાગલ જેવી થઈ ગઈ અને માંબાપને બીવડાવા મંડી. રોજ કેરોસીન ઢોળે બે ત્રણ દિવસ લાગલાગટ તેને બરાબર તેની મા સતામણી કરવા માંડી. સાલ્લા પહેરેલા બાળવા મંડી પણ પાષાણ હૃદય માબાપનું હૃદય પીગળ્યું નહિ. મરવાની આગલી રાતે તેની માએ તેના ઉપર ખરેખરો જુલમ ગુજારવા માંડયો. તે બિચારીથી સહન ન થયું. સવારમાં ઊઠીને તેણે કેરોસીન છાંટી ઘરમાં ફરવા માંડયું. ઘરમાં કલાક સુધી ફરી પણ માબાપે તેનાં કપડાં કઢાવ્યાં નહિ અને કહે કે એ તો બીવડાવે છે એ શું મરવાની હતી? તેણે દિવાસળી ચાંપી અને અગ્નિદેવે તેને તેના પાસમાં લઇ લીધી. બિચારી દોઢ દિવસ રીબાઈ. કોઇના હાથનું પાણી પણ પીતી ન હતી. તે કહેતી કે મોટીબ્હેન આપે તો પીઉં. પણ મોટીબ્હેન કયાં હાજર હતી? તે માસ્તરને પૂછવા ગઇ હતી. આમ દોઢ દિવસ રીબાઇને આત્મા છોડયો પણ તેની મા તેને અડી પણ નથી!

આવા આવા કરૂણ અંત, કરૂણ કથાઓ બને છે છતાં માબાપોની આંખો ખુલતી નથી. ધિક્કાર છે એવા માબાપને અને આવા સમાજને કે છોકરીઓના નીસાસા લઇ અંતે પણ સુખી થવાના નથી. ઓ પાટીદાર સમાજ હવે તો આંખ ખોલીને જો. બસ.

લી. તેના જેવી જ દુઃખી અબળા

# ગ્રંથસ્વીકાર

**[૧] મહાદેવભાઈની ડાયરી**–પુસ્તક બીજું : સંપાદક–નરહરિ દ્વા. પરીખ, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂા. પાા.

મહાદેવભાઈની ડાયરીના પ્રથમ પુસ્તકના અનુસંધાનમાં (તા. ૫–૯–'૩૨ થી તા. ૧–૧–'૩૩) આ બીજું પુસ્તક છે. બાપુએ યરવડા જેલમાં હરિજનોના અલગ મતદારમંડળના પ્રશ્ન ઉપર કરેલા ઉપવાસના વાતાવરણથી આ પુસ્તક શરૂ થાય છે. બાપુ ધર્મને ખાતર પ્રાણ આપવા કેટલા ઉત્સુક હતા તેનો આમાં ખ્યાલ આવે છે. અને છેવટે એ કારણે એમણે પ્રાણ આપ્યો પણ ખરો. 'સત્યાગ્રહીના એક શસ્ત્ર તરીકે ઉપવાસની સાંગોપાંગ ચર્ચા આ પુસ્તકમાં જેટલી થઈ છે તેટલી બીજે ક્યાંયે થઈ નથી.' તે સંપાદકના શબ્દોનો પૂરેપૂરો વાચકને અનુભવ થાય છે. પ્રથમના પુસ્તકની જેમ જ આમાં પણ પત્રવ્યવહાર (જેલમાં એ મુખ્ય અંગ હોવાથી) થી મોટો ભાગ રોકાયો છે, જે વાંચતાં બાપુની પ્રતિભા અને દેશવિદેશના અનેકોનો મેળવેલો પ્રેમ અનુભવવા મળે છે. સરદારના કટાક્ષો આ પુસ્તકમાં ઉપવાસના ગંભીર વાતાવરણને લીધે ઓછા નજરે પડે છે. મહાદેવભાઈ હનુમાનના અવતાર હોય તેમ વધુ ને વધુ પ્રતીતિ થતી જાય છે. બાળ બ્રહ્મચારી હનુમાન કરતાં આપણા સંસારી મહાદેવભાઈ કોઈ રીતે ઊતરતા નથી. હમણાં હમણાં બાપુ અંગે જે ગુજરાતી ભાષામાં પુસ્તકો બહાર પડવા લાગ્યાં છે તે આજના કરતાં ભવિષ્યમાં એટલાં કીમતી થઈ પડશે કે હાથીની કહેવત – હાથી જીવતે લાખનો અને મર્યે સવા લાખનો – ની ગરજ સારશે.

**[૨] બાપુ–મારી મા** : લેખિકા–મનુબહેન ગાંધી, પ્રકાશક–ઉપર પ્રમાણે, દસ આના.

આ અંકમાં જુદા લેખરૂપે 'બાપુ–મારી મા' પુસ્તકપરિચય પત્ર રૂપમાં આપ્યો છે.

**[૩] માલધારી** : લેખક–રઘુનાથ ગં. કદમ, પ્રકાશક–નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, રૂા. ૩.

બે દાયકા પહેલાં લેખક સાત વર્ષ સુધી ગીરની બીતરનાં નેસડાંનાં અનેક વાર દર્શન કરેલાં એથી મેરાઈને એ પ્રદેશના માલધારી (ભેંસો રાખવાવાળા) ચારણોનાં જીવન એમણે આ નવલકથામાં આલેખ્યાં છે. આજની રીતે, એ જીવનમાં વાચકને ફેરફાર લાગે તેવું છે. છતાં વાર્તાનો રસ અને આનવબાવો એવા છે કે વાચક આનંદ સાથે વાર્તા વાંચવા પ્રેરાશે.

# પ્ર * સં * ગ * ક * થા

### કરમસદના શ્રી આશાભાઇ

કરમસદના શ્રી આશાભાઇ મોતીભાઈ પટેલ પ્રથમ આફ્રિકામાં રેલ્વે ખાતામાં ગાર્ડ તરીકે નોકરી કરતા હતા. ગોરા લોકો સાથે અવારનવાર સ્વમાન અંગે ઝગડાઓ ઊભા થતાં નોકરી છોડી વતન પાછા આવ્યા. ગામમાં વળી ગોરા માનસથી ચડે એવી પાટીદારશાહીનો અનુભવ થયો એટલે મહેમદાવાદ પાસેના સાંખેજ ગામે થોડી જમીન અને ઘર રાખી વસવાટ કર્યો. અને શાંતિમય જીવન ગાળવા લાગ્યા. આવા સ્વતંત્ર વિચારના માણસ સામાજિક રૂઢિને તાબે ન થાય એ સમજાય તેવું છે. બારતેર વર્ષ પહેલાં એમનાં મોટાં દીકરી શ્રી શાન્તાબહેનના લગ્નનો પ્રસંગ આવ્યો હતો. એ બહેન અમદાવાદના શારદા મંદિરમાં ભણતાં હતાં અને અંગ્રેજીના અધ્યાપક શ્રી ચન્દ્રવદન શુકલ સાથે પરિચયમાં આવતાં, બંનેએ લગ્ન કરવાની ઈચ્છા બતાવી. શ્રી આશાભાઈએ દીકરીને સંમતિ આપી અને લગ્ન પતી ગયું હતું. આ લગ્ન પછી શ્રી શાન્તાબહેનને લીધે તેમનાં કાકાનાં દીકરી શ્રી સુભદ્રાબહેન જાણીતા લેખક શ્રી ભોગીલાલ ગાંધીના પરિચયમાં આવ્યાં અને તેમણે પણ થોડા વખત પછી એ ભાઇ સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યું. આટલા વર્ષ પહેલાં આવી હિંમત બતાવનાર શ્રી આશાભાઈને હાલમાં એમનાં અઢાર વર્ષનાં નાનાં દીકરી શ્રી ઈલાબહેનના લગ્નનો પ્રશ્ન આવ્યો.

### વીરસદના શ્રી સુમનભાઇ

વીરસદના શ્રી સુમનભાઇનો પરોક્ષ પરિચય લગભગ ત્રણ વર્ષ ઉપર એમણે 'પાટીદાર' માટે લેખ મોકલવા માંડ્યા ત્યારે તંત્રી તરીકે મને થયો હતો. વગર જોયે એ લેખોની ભાષા, વિચાર અને દ્રષ્ટિથી લાગ્યું હતું કે આ જુવાનમાં ભાવના છે, સંસ્કાર પણ છે. અને સાચે જ તે પછી એમના થોડા પરિચયે પણ ખાત્રી થઇ કે એમના લખાણે જે છાપ પાડી હતી તે સાચી હતી. શ્રી સુમનભાઈ ભાઇલાલભાઇ અમીન ૨૭ વર્ષની ઉમરના છે. અભ્યાસ મેટ્રિક સુધી અને ચાલુ સાલે હિંદીની વિશારદ અને રત્નની પરીક્ષામાં બેઠા છે. આમ ધંધે વેપારી (વડોદરામાં) હોવા છતાં સ્વભાવે વિદ્યાર્થી છે અને વિદ્યાનો લાભ વડોદરા રાષ્ટ્રભાષા પ્રચારક સમિતિના મંત્રી તરીકે કોવિદ અને પરિચયના વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવીને આપે છે. વળી એ પોતે સુખી ઘરના પણ નથી. મધ્યમ વર્ગની

મુશ્કેલીઓ વચ્ચે તેમણે પોતાની જાતે નાનપણથી પોતાનો માર્ગ કાઢ્યો છે. વડોદરામાં સ્થપાયેલ પાટીદાર સમાજના એ સભ્ય છે અને તે મંડળની અમુક કલમો જ નહિ પણ સર્વ શરતો તેમણે સ્વીકારી છે. આમ યુવક તરીકે સંસ્કારમાં જુદી છાપ પાડતા શ્રી સુમનભાઈ જેના પરિચયમાં આવે તેનો પ્રેમ જીતી લે તેવા છે.

## પૂજ્ય રવિશંકર મહારાજની હાજરીમાં લગ્ન

શ્રી આશાભાઈને તો ગોળનો કે કહેવાતાં ઊંચાં કુટુંબનો મોહ હતો નહિ, એમને તો પોતાની દીકરી માટે લાયક વર જોઈતો હતો. જે મિત્રો એ માટે એમની મદદમાં હતા તે દ્વારા એમને શ્રી સુમનભાઈની ભાળ મળી. શ્રી આશાભાઈ એમને મળ્યા. શ્રી ઇલાબહેન અને શ્રી સુમનભાઈ પણ મળ્યાં. સર્વ સંમત થયાં એટલે કોઈ જાતની લેવડદેવડ કે ધામધૂમ વગર સાદાઈથી પૂજ્ય રવિશંકર મહારાજની હાજરીમાં તા. ૨-૩-'૪૯ને રોજ વડોદરામાં તારકેશ્વર મહાદેવમાં એ લગ્નપ્રસંગ પતાવવામાં આવ્યો. એ લગ્નપ્રસંગે વિધવાબહેનોએ પણ હાજરી આપી હતી. આમંત્રિત મિત્રો-સ્નેહીઓ તથા પાટીદાર સમાજના સભ્યો પણ હાજર હતા.

## પૂજ્ય મહારાજના પ્રાસંગિક બે બોલ

લગ્ન પછી નવ દંપતિ પૂજ્ય મહારાજને પગે લાગ્યાં ત્યારે આશાર્વાદ આપતાં એમને કહ્યું : 'જે આદર્શ પ્રમાણે લગ્ન કર્યું છે તે આદર્શ જીવી બતાવી લોકોને માર્ગદર્શક બનજો.' કન્યાપિતાને કહ્યું : 'તમે જે પગલું ભર્યું છે તેથી તમે સાચે જ સમાજની મોટી સેવા કરી છે.' લગ્નપ્રસંગે પધારેલાં બહેનો અને ભાઈઓને ઉદ્દેશીને કહ્યું : 'પાટીદાર નાતમાં તો કન્યાના બાપને વર શોધતાં થાકીને આંખમાં આંસુ આવી ગયા વિના રહેતાં નથી. એટલે પાટીદાર નાતમાં કાં તો આ લગ્ન બન્યું તેમ કન્યાનાં માબાપે હિંમત બતાવી વાડા બહાર કન્યા આપતા થવું પડશે અગર કન્યાઓએ એવી હિંમત જાતે બતાવવી પડશે. જો એવું ના થાય તો પાટીદાર જેવી બહાદુર પ્રજા ખલાસ થઇ જાય.'

## ભારોભાર સત્ય

પૂજ્ય મહારાજે જે છેલ્લું વાક્ય ઉચ્ચાર્યું – જો એવું ના થાય તો પાટીદાર જેવી બહાદુર પ્રજા ખલાસ થઇ જાય – તેમાં ભારોભાર સત્ય છે. આજે લગ્નનો પ્રશ્ન એટલો જટીલ બન્યો છે કે ભલભલા લાગવગવાળા અને પૈસાવાળા પણ પોતાની દીકરીઓ માટે વર મોંમાગ્યા દામ આપવાની

તૈયારી હોવા છતાં મેળવી શકતા નથી. અને એવા પૈસા ન ખર્ચી શકે તેવા તો મોટા પ્રમાણમાં છે, આનો એક જ ઉપાય છે — ગોળ દ્વારા, કંટ્રોલ દ્વારા ઊભી કરેલી કૃત્રિમ વરની તંગી એ પ્રથા કાઢી નાખીને દૂર કરવી જોઇએ. અને એ દૃષ્ટિએ આ લગ્નનું ઘણું મહત્વ છે. અને સમાજમાં આ પ્રસંગોને વધુ જાહેરાત મળે તે જરૂરનું છે. અને તે માટે પાટીદાર સમાજે શું કરવું જોઇએ તે આ લગ્નમાં હાજરી આપતાં જે વિચાર સૂઝ્યો તે જણાવું છું.

**પાટીદાર સમાજે આવા પ્રસંગે શું કરવું જોઇએ?**

પ્રજામાં ભાષણોથી કે લખાણોથી જે અસર નથી પડતી તે આચરણથી પડે છે. એટલે આવા પ્રસંગો હોય ત્યારે એ લગ્ન વ્યક્તિગત ન ગોઠવતાં પાટીદાર સમાજના આશ્રયે ગોઠવવું જોઇએ: જેમ સમાજની સભા હોય અને સભ્યોને આમંત્રણ અપાય તેમ આવા પ્રસંગે દરેકને આમંત્રણ આપવું. બને ત્યાં સુધી દરેક સ્થાનિક સભ્યે અને તેમાંય કારોબારીના સભ્યોએ તો અવશ્ય હાજર રહેવું જોઇએ. વળી આવાં લગ્નોમાં પુરુષોએ જ કેવળ હાજરી ન આપતાં પત્નીસહ આવવું જોઇએ — જે આ તેમ જ બીજા પ્રસંગોએ ઓછું જોવામાં આવે છે. સહકુટુંબ લગ્નમાં જવું એ કંઇ નવું નથી. સ્ત્રીઓ અમુક જ વાતાવરણમાં રહેતી હોઇ નવી પ્રથા અપનાવવામાં એ મુખ્ય આનાકાની કરે છે, એટલે આવા પ્રસંગોમાં જવાઆવવાથી નવું માનસ કેળવાશે. મતલબ કે પાટીદાર સમાજે આવા પ્રસંગોનો પ્રચારની દૃષ્ટિએ પૂરેપૂરો ઉપયોગ કરી લેવો જોઇએ.

**સાદું લગ્ન**

નારના શ્રી છોટાભાઇ ચુનીભાઇ પટેલના બે પુત્રો શ્રી રમેશભાઇ અને શ્રી ચંદુભાઈનાં લગ્ન તા. ૧–૩–'૪૯ના રોજ મોટા કરાળાના શ્રી છગનભાઇ જેશંગભાઇનાં બે દીકરી શ્રી વિમળાબહેન અને શ્રી હસમુખબહેન સાથે કોઇ પણ જાતની ધામધૂમ વગર સાદાઇથી થયાં. જાનમાં ૧૮ ભાઇઓ હતા. પ્રસંગમાં સગાસંબધીને આમંત્રણ અપાયાં ન હતાં. ચોમેર લગ્ન નિમિત્તે જમણવાર ચાલતા હોય છે ત્યારે આમ સાદાઇથી લગ્ન પતાવવાનો પ્રસંગ અભિનંદન પાત્ર છે. પરંતુ સમાચાર મોકલનાર લેવડદેવડ અંગે મૌન રહ્યા છે એટલે વહેમ જાય છે કે જો તે પગલું ન ભરાયું હોય તો લૂખી સાદાઇનો ઝાઝો અર્થ નથી. શંકા જવાનું એ પણ કારણ છે કે નારથી દૂરદૂર મોટા કરાળા લાલો લાભ વગર લોટે નહિ તેવું કોઇને લાગે તો નવાઇ નહિ. ઇચ્છીએ કે આપણી એ શંકા ખોટી હોય.

## દીકરી બળી મરી!

આફ્રિકાથી એક બહેને લખેલ કરુણ કથા આ અંકમાં 'બહેનોની અવદશા' એ લેખમાં છાપી છે. આજની લગ્નપ્રથામાં દીકરીઓ કેટલી દુઃખી છે તે એમાં પ્રત્યક્ષ થાય છે વળી આજે વરની મુશ્કેલીને લીધે ઉમર લાયક કન્યાઓ યુવકના પરિચયમાં આવતાં સંયમ ગુમાય છે ત્યારે એના ઉપર કેવી આફત આવી પડે છે અને તેમાં લાચાર થઈ એને બળી મરવું પડે છે એ એમાં જોવામાં આવે છે. સાચી વાત એ છે કે માણસને બે જાતનાં દુઃખ છે. એક કુદરતી આફત તરીકે આવી પડેલાં અને બીજાં માણસજાતે પોતે ઊભાં કરેલાં. કુદરતી આફતનો રસ્તો કુદરત દ્વારા વહેલો મોડો થઈ રહે છે. પરંતુ માણસે જે આફત જાણીને ઊભી કરી છે તેમાં કુદરત કંઈ કરી શકતી નથી એ રીતે લગ્નની આફત આપણે જાતે ઊભી કરી છે અને તે આપણે જાતે દૂર કરીશું તો જ થશે. જે આફતને લીધે એ બહેનને, બળી મરવું પડયું તેનુ નિવારણ સહજ હતુ જે ભાઈ સાથે એને પરિચય થયો અને બંનેની લગ્ન કરવાની ઇચ્છા હતી તો નાતજાતનો હાઉ ઊભો કર્યા વગર તે લગ્ન થવા દીધું હોત તો કંઈ આફત ન હતી. દીકરી ઉમર લાયક થાય છતાં માબાપ પોતાની જાતે ગૂંથેલી જાળમાંથી નીકળી શકે નહિ, અને લગ્ન પતાવે નહિ તો કુદરત કુદરતનું કામ કરે અને આવી બહેનો સંયમ ગુમાવી બેસે તેમાં એમનો દોષ કાઢયે શું વળે? હા, આવા સંજોગોમાં એ બહેને તેમજ એ ભાઈએ હિંમત કરી માબાપની વિરુદ્ધ જઈ લગ્ન કરવું જોઈતું હતું. મોટે ભાગે પુરુષ સ્ત્રીને ફસાવી ભાગી જવાનો સહીસલામત રસ્તો લે છે તેવું હિચકારું પગલું આમાં પુરુષે બતાવ્યું છે અને બહેને સ્ત્રીસહજ નિર્બળતા બતાવી બળી મરવાનું પગલું લીધું છે. એટલે આમાં માબાપની જેટલી રૂઢિચુસ્તતા, નિર્દયતા છે તેટલી જ સામે પક્ષે ભીરુતા છે અને નબળાઈ છે. આમાંથી ઉગરવાનો એક માત્ર રસ્તો પૂજ્ય મહારાજે આગળ કહ્યો તે છે—'કન્યાનાં માબાપે હિંમત બતાવી વાડા બહાર કન્યા આપતા થવું પડશે અગર કન્યાઓએ એવી હિંમત જાતે બતાવવી પડશે.' અને આમ બેઉમાંથી એક પક્ષ નહિ કરી શકે તો—'પાટીદાર જેવી બહાદુર પ્રજા ખલાસ થઈ જાય.'

### શ્રદ્ધા છે કે પાટીદાર ખલાસ નહિ થાય

પાટીદાર પ્રજા બહાદુર છે અને ખલાસ નહિ થાય તેવી ખાત્રી થતી જાય છે. લગ્નમાં રૂઢિચુસ્તતા માલમ પડતી હોવા છતાં યુવકો જાગતા જાય

તે એમ લાગ્યા કરે છે. વિધવાલગ્નનો પ્રશ્ન માસિકમાં વિશદ રીતે ચર્ચવા માંડ્યા પછી અનુભવ થતો જાય છે કે યુવકો હિંમતથી એ રસ્તે પગલું ભરવા તૈયાર છે. આ મહિને બે યુવકોના પત્રો, બંને આફ્રિકાવાસી છે, વિધવાવિવાહની તૈયારી બતાવતા આવ્યા છે. એક લખે છે, 'હું તમારા ગયા વર્ષના અંકો વાંચી કોઇ લાયક વિધવાબહેન સાથે લગ્ન કરવાના નિર્ણય ઉપર આવેલો છું. મેટ્રિક સુધી મેં અભ્યાસ કરેલો છે. ••• માં આવેલી એક જાણીતી યુરોપિયન ફર્મમાં કામ કરૂં છું. મને હાલમાં માસિક શિ. ૫૦૦ મળે છે. બાર ગામના ગોળમાં મારૂં ગામ આવેલું છે. મારી ઉમર ચોવીસ વર્ષની છે,' એવી જ રીતે બીજા ભાઈ ૩૦ વર્ષની ઉમરના છે અને સરકારી નોકરીમાં શિ. ૫૫૦ પગાર મેળવે છે. આમ આ મુશ્કેલ પ્રશ્ન માટે યુવકો હિંમત બતાવતા થયા છે એ શુભ નિશાની છે. પરંતુ સામી બાજુ મોટી મુશ્કેલી એ છે કે આટઆટલા યુવકોના પત્રોના જવાબમાં એક પણ વિધવાબહેનનો કે તેમના વાલીનો સામો જવાબ વાળતો પત્ર નથી! શું આ પાકી ગયેલા પ્રશ્ન માટે બીજી એક પેઢી, યુવકોની જેમ બહેનો જાતે હિંમત બતાવે ત્યાં સુધી રાહ જોવી પડશે? કે બહેનો નજીકના ભવિષ્યમાં જ યુવકોની હિંમતનો સામો જવાબ વાળશે?

### રાસમાં સરદાર વિદ્યાલયનું ખાતમુહૂર્ત

રાસ એ ગુજરાતનું જ નહિ પણ હિંદના ઇતિહાસમાં ઐતિહાસિક સ્થળ ગણાય તેવો ખમીરવંતો તાજો ઇતિહાસ તેની પાસે છે. તે ગામે તા. ૭–૩–'૪૯ના રોજ ગુજરાતી શાળાના મકાન (સરદાર વિદ્યાલય)નું ખાતમુહૂર્ત વલ્લભ વિદ્યાનગરના વિશ્વકર્મા શ્રી ભાઇલાલભાઇ દ્વાભાઇ પટેલના હસ્તે કરવામાં આવ્યું. રૂ. ૩૦–૪૦ હજારનું આવું નાની શાળાનું મકાન બંધાય તે રીતે પ્રસંગ નાનો ગણાય. પરંતુ બીજી રીતે તે દરેક ગામડાને બોધપાઠ આપે તેવો મહત્ત્વનો છે. રાસ ગામમાં મુખ્ય વસ્તી પાટીદારોની છે અને એ પાટીદારોનો મોટો વર્ગ ખેડુત છે. પરદેશથી પૈસા આવીને ઉજળું થયેલું એ ગામ નથી. છતાં કોઇ કામ કરવું હોય ત્યારે દરેક ગજા પ્રમાણે મદદ કરી છૂટે છે. વળી તેમાં કેવળ પાટીદારો જ આપે છે એવું પણ નથી. દરેક કોમ ગજા પ્રમાણે મદદ કરે છે. કસ્તુરબા ફંડ વખતે એ બાજુનાં કાંઠાનાં ગામોને મદદરૂપ થઈ પડે તે માટે કસ્તુરબા સ્મારક દવાખાનું અને પ્રસૂતિગૃહ બાંધવાની યોજના શ્રી આશાભાઇ લલ્લુભાઈ પટેલે મૂકી ત્યારે રૂ. ૭૦ હજાર જેવી મોટી રકમ રાસે કરી આપી. ફરજિયાત કેળવણી થતાં અને ગામની

વસ્તી વધતાં શાળાના મકાનનો પ્રશ્ન શ્રી આશાભાઈએ ગામ સમક્ષ મૂક્યો. ગણતરી એવી હતી કે ગામની રકમ ભેગી કરી બીજી મદદ લોકલ બોર્ડની મળશે અને મકાન બંધાશે. બેચાર દિવસમાં ગામલોકોએ રૂા. ૩૫ હજાર કરી આપ્યા. ૧૦ હજારની જમીન ખરીદી. ૨૫ હજાર લોકલ બોર્ડમાં ભર્યા. પણ લોકલ બોર્ડ તાત્કાલિક બીજી ૨૦ હજાર જેવી રકમ ખર્ચીને મકાન બાંધી શકે તેવી સ્થિતિમાં ન હતી. શ્રી આશાભાઈને થયું કે આમ બહારની મદદ ઉપર આશા રાખી શું કામ બેસી રહેવું? ગામે કામ શરૂ કરી દેવું. જો લોકલ બોર્ડ મદદ કરી શકશે તો તે લેવી અગર બીજા ૨૦ હજાર સુધીની રકમ ગામ પાસેથી ભેગી કરી લેવી. અને આમ રાસ ગામે બહારની આશાની રાહ ન જોતાં, તા. ૭મીએ નિશાળનું કામ શરૂ કરી દીધું.

### શ્રી આશાભાઈની શ્રદ્ધા

આમ રૂ. ૨૦ હજાર જેવી રકમ મેળવવાનું કામ બાકી છે છતાં કામ શરૂ કર્યું છે તે પાછળ શ્રી આશાભાઈની ગામ ઉપર શ્રદ્ધા છે. એમને વિશ્વાસ છે કે જો લોકલ બોર્ડની મદદ નહિ મળે એમ હોય તો રકમની ટહેલ નાખતાંની સાથે ગામ પોતાને એ રકમ કરી આપશે. નવાઈની વાત તો એ છે કે આ બધી રકમ કોઈ પૈસાદાર પાંચદસ વ્યક્તિ પાસેથી મેળવાતી નથી, પણ નાનીનાની રકમો થઈને મોટા સમૂહ પાસેથી લેવાય છે. આવી શ્રદ્ધા મૂકી શકાય તેવાં દરેક ગામ હોય તો ગામડાનાં સાર્વજનિક કામ રખડે નહિ. પણ એ શ્રદ્ધા મેળવવા માટે શ્રી આશાભાઈ જેવા ખંતીલા, કરકસરવાળા અને સેવાભાવી સેવકો જોઈએ કે જેમણે ગામનો વિશ્વાસ સંપાદન કર્યો હોય.

### શ્રી ભાઈલાલભાઈની કીમતી સલાહ

એ ખાતમુહૂર્ત પ્રસંગે પ્રાસંગિક રાસના ગૌરવંતા ઇતિહાસનો ઉલ્લેખ કરીને શ્રી ભાઈલાલભાઈએ કહ્યું કે, 'રાસે જેમ આઝાદીની લડતમાં ગામ પ્રજાને માર્ગદર્શન આપ્યું હતું તેમ, આ પ્રસંગથી પણ સ્વરાજ્યના જમાનામાં આપ્યું છે. સરકાર આપણી હોય કે પરદેશી, પણ એની ઉપર આધાર રાખીને ન બેસી રહેતાં ગામે પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઈએ, એ કીમતી બોધ રાસના આજના પ્રસંગમાંથી મળે છે. અને સરકાર ઉપર આધાર રાખવાની ટેવ ૧૫૦ વર્ષના અંગ્રેજી અમલમાં જ આપણા માનસમાં પેસી ગઈ છે. બાકી આપણી ગ્રામ-સંસ્કૃતિનાં કામો — કૂવા, વાવ, તળાવ, ચબૂતરો, ખડકીઓ, મંદિરો,

જે બધાં પહેલાંના જમાનામાં બંધાયેલાં છે તે ગ્રામપ્રજાએ જાતે સહકારથી, બહારની મદદ મેળવ્યા વગર ખડાં કરેલાં છે. એ આપણી 'જૂની સહકારની ભાવના જીવનમાં ઉતારીશું તો ગામડાનાં કામોને મોટો વેગ મળશે.' એટલે જે ગામો પોતાનાં કામો ગામની મદદથી કરી શકે તેમ હોય તેમણે સરકારની મદદ મળતી હોય તો પણ, બીજા ગરીબ ગામને તે મળે એ દષ્ટિએ જતી કરી સ્વાર્થત્યાગ કરવો જોઈએ.• એ દિશામાં ગસે પગલું ભર્યું છે તે બદલ ધન્યવાદ છે અને આ નાના પ્રસંગમાંથી પણ બીજાઓ ધડો લેશે તેવી આશા છે.

## સ * મા * ચા * ર

⊛ વલ્લભ વિદ્યાનગરમાં હાઇસ્કૂલનું મકાન બાંધવા માટે સુણાવના અને કલકત્તાના જાણીતા વેપારી શ્રી ગોવિંદભાઇ જોરાભાઇ પટેલે એમના પુત્ર શ્રી કાન્તિભાઇના લગ્નપ્રસંગે રૂા. ૬૦ હજારનું દાન કર્યું છે.

⊛ સોજીત્રાના શ્રી શિવાભાઈ ગિરધરભાઇ પટેલે રૂા. ૧૦ હજાર વલ્લભ વિદ્યાનગરને 'જવાહર સ્કોલરશીપ' માટે દાનમાં આપ્યા છે.

⊛ ઓડના શ્રી મરઘાભાઇ કિશોરભાઇ પટેલે રૂા. ૭૫ હજાર ગામમાં વૉટર વર્કસ માટે અને રૂા. ૪૦ હજાર શાળાના મકાન માટે દાનમાં આપવાની જાહેરાત કરી છે.

⊛ કરમસદમાં સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના સ્મારકમાં રૂા. ૪૦ હજારને ખર્ચે બંધાવેલી હૉસ્પિટલનું દાદા સાહેબ માવલંકરે તા. ૬–૩–'૪૯ના રોજ ઉદ્‌ઘાટન કર્યું છે.

⊛ નારના શ્રી મગનભાઇ ભુલાભાઇ પટેલે એક પત્ની હયાત હોવા છતાં ત્રાણજાના શ્રી દાજીભાઇ ભુલાભાઇ પટેલની દીકરી સાથે બીજું લગ્ન કર્યું હોઇ પોલીસે જવાબદારી ઉપર કેસ કર્યો છે.

**વિના–ઓછા–લવાજમ ફંડમાં મદદ**

મોમ્બાસા રહેતા શ્રી છોટાભાઇ ઇ. પટેલ તરફથી શિ. ૪, શ્રી અંબાલાલ બી. પટેલ, બાર-એટ-લૉ તરફથી શિ. ૮, શ્રી પુરુષોત્તમ જે. પટેલ તરફથી શિ. ૪ અને કાવીવાળા શંકરલાલ ગોરધનદાસ પટેલ તરફથી રૂા. ૩] એમનાં પુત્રી ચિ. નર્મદાબહેનના લગ્નપ્રસંગે મળ્યા છે, જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

મુદ્રક : આશાભાઈ ગોરધનભાઈ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ
પ્રકાશક : મણિભાઈ મોતીભાઈ પટેલ, પાટીદાર કાર્યાલય, આણંદ

# પાટીદાર

સંપાદક-સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

તંત્રી

ઈશ્વર પેટલીકર

વૈશાખ – ૨૦૦૫


આ અંકની વિવિધ લેખનસામગ્રી




વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩, વિદેશમાં શિ. ૬.
માસિક દર મહિનાની તા. ૨૫ મીએ પ્રગટ થાય છે.
'પાટીદાર' કાર્યાલય, આણંદ

# આફ્રિકાના ગ્રાહકોને

* આ અંક વરસનો સાતમો અંક છે. અને એ રીતે વરસના સાત માસ વહી ગયા છે અને આફ્રિકાના ગ્રાહકોને આ અંક મળતાં વરસના આઠ માસ થઈ જશે.
* એટલે જે ભાઈઓનાં લવાજમ બાકી હોય તે પોતાનાં લવાજમ વેળાસર ભરી દે એ જ સનાતન વિનંતિ આ વખતે પણ કરવાની છે. અને જેમનાં લવાજમ બાકી છે તેમને ચૈત્રના અંકમાં ઉઘરાણી પણ કરવામાં આવી છે.
* વિશેષમાં, હવેથી ઉઘરાણીની સ્લીપમાં આફ્રિકામાં લવાજમ ભરવાનાં સ્થળ પાછળના ભાગમાં છાપવામાં આવ્યાં છે એટલે દરેક પોતાના સ્થળ પ્રમાણે તે તે ભાઈને લવાજમ પહોંચાડશે તેવી વિનંતિ છે.
* જે ભાઈઓને એવી સગવડ ન હોય તે પોસ્ટલ ઓર્ડરથી કાર્યાલયને લવાજમ મોકલી આપે. આફ્રિકાનાં લવાજમ બાકી પડવાથી આર્થિક મુસ્કેલી ઊભી થાય છે, એ વારંવાર કહેવાની જરૂર ન હોય.
* **જેમનાં લવાજમ વરસ આખરે બાકી પડતાં હશે તેમનું માસિક બંધ કરવાની અમને ફરજ ન પડે તે માટે દરેક વેળાસર લવાજમ મોકલી આપે.**

### લવાજમ ભરવાનાં સ્થળ

(૧) **મોમ્બાસા**—શ્રી. ગગલભાઈ એમ. દેસાઈ, જનરલ પોસ્ટ ઑફિસ
શ્રી. હરમાનભાઈ ઝવેરભાઈ પટેલ, એચ. એમ. કસ્ટમ્સ

(૨) **નાઇરોબી**—શ્રી. જયંતકુમાર કે. પટેલ, પો. બો. ૬૪૦
શ્રી. ગવજીભાઈ એમ. પટેલ, લાયબ્રેરિયન, પટેલ બ્રધરહુડ

(૩) **કંપાલા**—શ્રી. સોમાભાઈ આર. પટેલ, લેસ્લી એન્ડ એન્ડર્સન લિ. પો. બો. ૩૨૪.

(૪) **દારેસલામ**—શ્રી. ડાહ્યાભાઈ એમ. પટેલ, એચ. એમ. કસ્ટમ્સ

(૫) **નકુરૂ**—શ્રી. નારણભાઈ એમ. પટેલ કોલોનિયલ સ્ટોર્સ, પો. બો. ૧૦૨

(૬) **જિંજા**—શ્રી. રાવજીભાઈ સી. પટેલ, પો. બો. ૧૪૩

(૭) **ટાન્ગા**—શ્રી. મહીજીભાઈ કે. પટેલ, પો. બો. ૧૩૨

(૮) **કેરીચો**—શ્રી. રણછોડભાઈ જી. પટેલ, પો. બો. ૪૦

(૯) **કિસુમુ**—શ્રી. નારણભાઈ બી. પટેલ, સનસાઇન સ્ટુડિયો, પો. બો. ૧૭૦

(૧૦) **કિટાલે**—શ્રી. અંબાલાલ એસ. પટેલ, પો. બો. ૭૫

(૧૧) **મસાકા**—શ્રી. ડાહ્યાભાઈ જેઠાભાઈ પટેલ, પો. બો. ૭૧

# મિલાપ

જનસમાજને વિચારપ્રેરક વાચન પિરસવાના અભિલાષ સેવતું માસિકપત્ર

વૈશાખ
સં. ૨૦૦૫ | એપ્રિલ–'૪૯ | વર્ષ • ૨૬
અંક • ૭


## સમાજસેવા

આજે કોઇ કામ સહેલું અને સસ્તું હોય તો તે સમાજસેવા. કારણ કે કોઇ એનો ફાજલ થોડો સમય સમાજના કોઇ કામમાં આપે, કે ફાજલ પડેલા થોડા પૈસા દાનમાં આપે એટલે એ સમાજસેવા કરે છે એમ આપણે માનીએ છીએ.

વાત વાતમાં આપણે કહેતા હોઇએ છીએ —

અમારા ગામમાં મનહરભાઇ વકીલ સમાજસેવામાં મોખરે છે. સારામાં સારી વકીલાત ચાલે છે, કામમાં એટલા દટાયેલા હોય છે કે પાણી પીવાની ફૂરસદ નથી હોતી, છતાં અમારા સેવા સમાજનું કંઇ કામ આવ્યું કે કલાક બે કલાક ફાજલ કાઢી આવી જ જાય.

આ અમારા ડૉકટર સાહેબ સમાજસેવક છે. એમનો ધંધો એવો છે કે અર્ધી રાતેય કામ જાગે. એટલે જાતે વખત આપીને ઇચ્છા છતાં સક્રિય ભાગ અલ્પ લેઇ શકે છે, પરંતુ અમારા સેવાસમાજના એ શામળો ગિરધારી છે.

નાથુભાઇ મોટા વેપારી છે. વેપારી તો એવા હોય છે કે પૈસાનું જ ભજન કરતા હોય છે. સમાજસેવાની એમને પડી હોતી નથી. પરંતુ નાથુભાઇ એમાંના નથી. અવારનવાર અમારા મંડળમાં આવે છે. બને તેવું કામ કરે છે, અને બને તેટલી મદદ કરે છે.

આવા જુદા જુદા માણસો એમનો ફાજલ વખત અને થોડા ફાજલ પૈસા આપતા દરેક સ્થળે મળી રહે છે. એને આપણે સમાજસેવા કહીએ છીએ. પરંતુ આ જાતની સમજ અધૂરી છે. એમાં સત્યાંશ છે, પૂર્ણ સત્ય નથી.

કમાવા, કે ધંધા તરીકે, કે સેવાના કોઈ સ્વીકારેલા વ્યવસાય તરીકે આપણે જે કામ કર્યું તે સારું કહી શકાય તેવું છે? એમ વકીલ, દાક્તર, વેપારી કે હરકોઈ પોતાની જાતને પૂછી શકે છે. આપણે જેનું કામ કર્યું તેને પૈસાના બદલામાં સારી વસ્તુ આપી છે કે નહિ? આપણે તેની નિર્બળતા, અજ્ઞાન કે મૂર્ખાઈનો લાભ તો નથી ઊઠાવ્યો ને? જો આ રીતે કામ દરમ્યાન આપણને સમાજસેવા કરવાનો મળેલો સારો મોકો જતો કર્યો હોય તો આપણી ફાજલ સમયમાં કરેલી સેવાનો કંઈ અર્થ નથી.

શરીર બગડે તેવું આહારે, વિહારે આપણે આચરણ કરીએ અને પછી તેને ઠીક કરવા દવાદારૂ કરીએ તેના જેવી મૂર્ખાઈ મોટે ભાગે આજે આપણે સમાજસેવા અંગે કરી રહ્યા છીએ. જ્યારે આપણને ધંધા દ્વારા સેવા કરવાનો સમાજનો મોકો મળે છે ત્યારે આપણે મોટે ભાગે કુસેવા જ કરતા હોઈએ છીએ. અને એથી સમાજમાં એનાં જે અનિષ્ટ પરિણામો આવે છે તે દૂર કરવા ફાજલ સમયમાં આપણે એ સમાજની સેવા કરવા નીકળીએ છીએ!

આમ જો સમાજનો મોટો વર્ગ કુસેવા કરીને અનિષ્ટો ઉપજાવ્યા જ કરે તો એથી થોડાં સેવાભાવી સ્ત્રીપુરુષો એ ઉકરડા ઉલેચી ક્યારે રહે? ગંદવાડ સાફ કરનારા થોડા અને વધારનારા વિશેષ, પરિણામે સમાજનાં અનિષ્ટો ક્યારે ય દૂર ન થાય.

એટલે ફાજલ વખતમાં કે ફાજલ પૈસાથી અમુક માણસો સમાજસેવા કરવાનો પ્રયત્ન કરે તે સાચી સમાજસેવા નથી. પરંતુ દરેક માણસ પોતાના ધંધાનું કાર્ય પ્રામાણિકપણે કરે એ જ સાચી સમાજસેવા છે.

नारायण

# ખોબો પાણી

## મહાદેવ દેસાઈ

ગયે મહિને 'મહાદેવભાઈની ડાયરી,' પુસ્તક બીજું પ્રસિદ્ધ થયું છે. તા ૫-૯-'૩૨થી ૧-૧-'૩૩ સુધી યરવડા જેલમાં બાપુ, મહાદેવ અને સરદારની ત્રિપુટી સાથે રહી હતી તે ડાયરીનો સમય છે. અને હરિજન પ્રશ્ન ઉપર બાપુએ ઉપવાસ કર્યા એ ઐતિહાસિક કાળ આમાં સંઘરાયો છે. સરોવરનાં નિર્મળ જળમાંથી ખોબો પાણી ભરી લઈએ તેમ બીજા પુસ્તકમાંથી થોડો ભાગ નીચે આપ્યો છે.



### અસ્પૃશ્યતા અંગે આંબેડકર

આંબેડકર કહે: 'મારે પ્રામાણિકપણે કહેવું જોઈએ કે આ મંદિરો ખુલે છે, સહભોજનો થાય છે, એમાં મને રસ નથી. જો ઊંચ વર્ણના હિંદુઓમાં તાકાત હોત તો અસ્પૃશ્યોને નોકર તરીકે રાખત. પણ એ તો થાય એમ નહોતું. એટલે આમાં મને રસ નથી આવતો. મારે તો સામાજિક અને આર્થિક હાડમારીઓ મટે એ જોઈએ છે.

બાપુ કહે: 'જામે દાખલા આપો.'

એણે કહ્યું: 'અસ્પૃશ્યોને રહેવાનાં ઘરો નથી મળતાં; એના ઉપર અન્યાય અને અત્યાચારો થયા કરે છે. મારા પોતાના ઉપર પણ કેવી વીતે છે તે તમે નહીં જાણતા હો. મને મુંબઈમાં પોર્ટ ટ્રસ્ટની ચાલ સિવાય બીજે ક્યાંય રહેવાનું મળતું નથી. મારા ગામમાં તો મહારોનાં ઘોલકાંમાં મારે રહેવું પડે છે. પૂનામાં બીજા બધા પોતાના મિત્રોને ત્યાં ઊતરે. મારે નેશનલ હોટેલમાં ઊતરવું પડે.

બાપુ કહે: 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા?'

આંબેડકર: 'હા, ત્યાં કદાચ રહી શકાય. પણ તે પણ કદાચ. વઝેને પૂછો તો ખબર પડે. વઝેના દેખતાં એના નોકરે મારું એક વાર અપમાન કર્યું હતું. મારે તો આ બધી હાડમારીઓ કાઢવી છે.'

### બાપુની ગુણગ્રાહી દૃષ્ટિ

ઉપવાસ દરમિયાન આપેલાં બધાં સાધનો ઉપવાસ પૂરો થતાં ઉઠાવી જવામાં આવ્યાં. છેવટે એક મોટું ટેબલ અમને આપવામાં આવેલું હતું તે કાલે આ નવા યાર્ડમાં આવતાં ઉપાડી ગયા. ટેબલને વિષે વલ્લભભાઈએ

માગણી કરી એટલે જેલરે કહ્યું : 'અમારે ઑફિસમાં જોઇએ.' ખુરશી લઇ ગયા તે વલ્લભભાઇને અને મને ન ગમ્યું.

મેં કહ્યું : 'પણ એમનામાં એટલી સભ્યતા નહીં કે તમને પૂછે કે, હવે આની જરૂર ન હોય તો લઈ જઇએ.'

બાપુ: 'ના, એ ખુરશી ક્યાર અગાઉ પાછી મોકલી આપવાની સભ્યતા આપણામાં હોવી જોઇતી હતી. તેમાં આપણે ચૂકયા.'

વલ્લભભાઈ: 'તમને તો બધાના ગુણ જ દેખાય છે. જ્યાં ગુણ ન હોય ત્યાંય ગુણ જ દેખાય. એ લોકો તદ્દન જડ જેવા છે. આ તો અસભ્યતા બતાવી એટલે શું ?'

બાપુ : 'ના, અસભ્યતા બતાવવાનો હેતુ તો નહીં જ. સુપરિન્ટેન્ડેન્ટને ખબર પણ ન હોય કે એ લઈ ગયા.'

વલ્લભભાઈ : 'એને બધી ખબર હશે. એને પૂછયા વિના કોણ લઈ જાય ?'

બાપુ : 'ના, વલ્લભભાઈ એમાં દુઃખ માનવાનું કારણ નથી. તમે છઠ્ઠો અધ્યાય શીખ્યા કે નહીં ?' मनः एव मनुष्याणां कारणंबंधमोक्षयोः અને આત્મા આત્માનો બંધુ છે.'

વલ્લભભાઈ: 'છેસ્તો, પણ આત્મા એ આત્માનો શત્રુ પણ છે ને?'

બાપુ: (ખડખડાટ હસીને) 'અરે, તમને તો ખબર લાગે છે.' ભલે એટલું કબૂલ કરો છો એટલે બસ છે. પણ આ શ્લોક કયાંથી જાણ્યો ! છઠ્ઠો અધ્યાય તો હજી શીખ્યા નથી ને ?'

હું : 'કાલે જ શરૂ કરેલો અને આ શ્લોક છેલ્લો જ શીખ્યા.'

## સરદારના કટાક્ષો

એક ઍડવોકેટને પોતાની કુરૂપ પત્ની નથી ગમતી, તે લાંબા કાગળો લખીને પૂછે છે, 'મને રસ્તો બતાવો કે કેવી રીતે આ બલાથી છૂટવું?'

બાપુએ એને સૂચના આપી કે, 'એની પર પ્રેમ કરવાનો ધર્મ છે. કારણ તમે એને સગીર અવસ્થામાં નથી પરણ્યા.'

એનો પાછો કાગળ આવ્યો કે, 'એ પ્રયત્ન કરવો એટલે વરસોનાં વરસો અમારે બંનેએ દુઃખમય જીવન ગાળવું.'

પાછું એને બાપુએ લખ્યું: 'ગીતાનો શ્લોક યાદ કરો— यदग्रे विषमिव परिणामेऽमृतोपमम्' (ઝેર સમાન આરંભે અંતે અમૃત-તુલ્ય જે)

..........વલ્લભભાઇ તુરત બાપુને કહેઃ 'લખોની કે આંખ ફોડી નાખીને એની સાથે રહે, એટલે કુરૂપ જોવાનું નહીં રહે.'

એક જણે પોતાને ફરી પરણવાનો આગ્રહ કરનારની દલીલ આપી હતી કે, 'એણે મારા ઉપર ઉપકાર કર્યો છે અને એને ત્રણ છોકરી પરણાવવાની, નાતમાં વરની અછત એટલે મને આગ્રહ કરે છે.'

વલ્લભભાઇ કહેઃ 'ત્યારે ત્રણે છોકરીઓને જ પરણી લે તો શું ખોટું?'

આજે • • • ઃ નો ખુલ્લો પત્ર આવ્યો. તેમાં એણે બિચારાએ છેવટે લખ્યું છે કે તમારા જમાનામાં જીવવાનું દુર્ભાગ્ય મેળવનાર • • • •

બાપુ કહેઃ 'કહો, એને શો જવાબ આપીએ?'

વલ્લભભાઇઃ 'કહો કે ઝેર ખા.'

બાપુઃ 'નહીં. એમ નહીં. મને ઝેર આપ, એમ નહીં લખાય?'

વલ્લભભાઇઃ 'પણ તેમાં એનો દહાડો નહીં વળે! તમને ઝેર આપે એટલે તમે જાઓ અને એને ફાંસીની સજા મળે એટલે એનેયે જવાનું! એટલે પાછું તમારી સાથે જ જન્મ લેવાનું કરમમાં ઊભું ને ઊભું રહે! એના કરતાં એ પોતે જ ઝેર ફાકે તે સરસ!'

## બાપુની વ્યવહારિકતા

મુનશી (કનૈયાલાલ)ના 'બ્રહ્મચર્યાશ્રમ' પ્રહસન વિષે એક યુવકે બાપુને ફરિયાદ કરેલી. તે ઉપરથી બાપુએ મુનશીને કાગળ લખેલો. મુનશીને બાપુના અભિપ્રાયથી બહુ દુઃખ થયું. એણે તુરત એનું સરક્યુલેશન (વેચાણ) બંધ કરવાનું અને ભજવવાનું બંધ કરવાનું વચન આપ્યું, પણ સાથે જ પોતાનો વિરોધ નોંધાવ્યો. કલા વિષેના પોતાના વિચાર દર્શાવ્યા. વાસ્તવ સૌંદર્ય આલેખવાનું જ કલાકારનું કાર્ય છે. એ પ્રમાણે બ્રહ્મચર્યનો આદર્શ પાળવા ઇચ્છનારા, પણ તેમાં વારંવાર નિષ્ફળ થનારાની ઠેકડી છે. એમાં અશ્લીલતા નથી, એકે અશ્લીલ શબ્દ નથી, અને પાત્રો પોતાના સુદ્ધાં બધા મિત્રો જ છે, જેમણે એ ફારસ વિષે પોતાની પસંદગી બતાવી છે. આ એમના બચાવનો સાર. એને બાપુએ અભયદાનનો તાર કર્યો કે 'મેં જાહેર અભિપ્રાય કોઇને આપ્યો નથી, ચોપડી વાંચી જઇશ.'

આ પછી પોતાને હાથે કાગળ લખ્યોઃ

'મારો તાર મળ્યો હશે. તેથી તમારા જખમને રૂઝ વળી હશે. તમારે દુઃખે હું પણ દુઃખી થયો. પણ સાથે જ રાજી થયો, એમ જાણીને કે મારા પ્રત્યે તમારી એટલી મમતા છે. દુઃખસુખ સ્નેહીના વેણનું જ હોય ના?

'તમને મેં મારો અભિપ્રાય જણાવ્યો એટલે પેલા ટીકાકારને પણ જણાવ્યો હોય એવો તમારો ભય મિથ્યા હતો. એને તો મેં લખ્યું કે

અહીં એકે અભિપ્રાય આપવાનો મને અધિકારજ નથી. મારા તરફથી તમે સદ્દભાવને સારૂ નિર્ભય રહેજો. તમારી સાથે મસલત કર્યા વગર તમારી કૃતિઓની ટીકા હું નહીં કરૂં.

'તમારું ફારસ મને વખત મળશે તો પૂરું વાંચીશ, તમારી આંખે વાંચીશ ને લખવા જેવું હશે તો લખીશ. તમે આપેલી રજાનો ઉપયોગ નહીં કરૂં. તમે પણ તેનું વેચાણ બંધ ન કરશો. તમારી પાસેથી સ્નેહના બળે પણ એવું નથી કરાવવું. ખરું છે કે તમારું પુસ્તક મેં એક પણ વાંચ્યું નથી. તમે ભલામણ કરો તે વાંચવાનો પ્રયત્ન કરીશ.'

## બાપુનાં વચનામૃતો

કરેલાં (કાર્ય)ની કિંમત છે. આચાર વિનાના વિચાર ગમે તેવા સારા હોવા છતાં ખોટા મોતી જેવા સમજવા.

×

સાચી પ્રાર્થના કેવળ મોઢાનાં વચનોની નથી હોતી. તે કદી જૂઠી પડતી નથી. નિઃસ્વાર્થ સેવા એ પ્રાર્થના છે.

×

આ જગતમાં મને એકજ શરમ છે: અસત્ય વિચારવા, બોલવા કે આચરવાની.

×

તમામ પ્રકારની નિઃસ્વાર્થ સેવાનું પરિણામ આત્મશુદ્ધિમાં આવે છે. આત્મા એ કે જે શરીરને પ્રાણવાન બનાવે. આત્મશુદ્ધિમાંથી આત્મજ્ઞાન થાય છે. ખોરાક બધાને માટે આવશ્યક છે, તો પ્રાર્થના પણ બધાને માટે આવશ્યક છે.

×

આપણે સુધર્યા કે તરત જ જગત આપણા જેવું થઇ જવું જોઇએ એવું *અભિમાન ન રાખીએ. આપણામાં* એક સુધારો થયો હોય પણ અનેક દોષો ભર્યા હોય એ તો આપણે જોતા પણ ન હોઇએ. આમ વિચારી નમ્ર અને બીજાના દોષો પ્રત્યે ઉદારચિત્ત રહેવું આવશ્યક છે.

×

બધું અનાસક્ત રહીને કરતાં શીખી જશો તો કુશળ જ છે. હું તો જોઉં છું કે આરોગ્યની ચાવી પણ તેમાંજ રહેલી છે.

કાર્યાલય
ની
ટપાલ

# દુઃખી દીકરીઓ

[૧]

તા. ૧૮-૩-'૪૯

રા. તંત્રીજી, 'પાટીદાર,'

નીચે પ્રમાણે હકીકત આપના માસિકમાં છાપી આભારી કરશોજી.

.... (છમાંનું એક) ગામના પા. ....ના કુટુંબમાં (કહેવાતું ઊંચું કુટુંબ) ....ના દીકરા .... એ પ્રથમ લગ્ન ગામે .... કરેલું. તેમને કૌટુંબિક ત્રાસથી તેડેલાં નથી. તેઓ હાલ બાહેર છે અને એમના માબાપને ત્યાં રહે છે. ત્યારબાદ એ ભાઈનું બીજું લગ્ન .... મુકામે થયેલું. લગ્નમાં ૯૦૦૦ પરઠણ, ૫૫ તોલા સોનાના દાગીના અને ભોજનખર્ચ મળી રૂા. ૨૫૦૦૦ થયા છે.

લગ્ન પછી દીકરીને સાસરે મોકલી ને ત્યાં કુટુંબના ત્રાસથી બિમાર પડી. જ્યારે પિયરથી માણસ તેડવા મોકલતાં દીકરીને પરત મોકલી. અને દાકતરી તપાસ કરતાં કાનમાંથી કાકરા કાઢવામાં આવ્યા ને દીકરીની જીંદગી બચી. સાસરીના ત્રાસથી દીકરીએ પોતાના મા તથા દાદાને કહ્યું કે હું સાસરે નહિ જાઉં. મને જરૂર મારી નાખશે. માબાપે તેને ઘેર હાલ સુધી રાખી.

જ્યારે જમાઈને સસરાએ ધંધા માટે ....મકાન રાખીને ખર્ચ પૂરો પાડયો છતાં કોઈ પ્રકારનો દીકરીના માબાપને સંતોષ થયો નથી. દીકરી માનસિક રોગથી અને સાસરિયાના ધાકથી બિમાર થઇ. તેના દવાખર્ચ પાછળ રૂા. ૫૦૦૦નું પાણી કર્યું છતાં તા. ....ના રોજ પોતાનું જીવન પૂરું કર્યું. માબાપોએ દીકરીને ફૂલ માફક ઉછેરીને મોટી કરીને આવાં ત્રાસદાયક કુટુંબોમાં મોભાથી પાટીદાર સમાજમાં કેટલીક દીકરીઓ છાનાં આંસુ સારતી હશે!

તા. ક. આ લેખ મારી જવાબદારીથી છાપશો જેથી સમાજને ઉપયોગી થાય ને ત્રાસથી બચે.

પા. ......

આ પત્ર દીકરીના બાપે લખ્યો હતો, પરંતુ એવી ઢબે લખાયો છે કે શંકા ગઇ કે કદાચ કોઇ બીજાએ એ નામે લખ્યું હોય એટલે ખાતરી કરવા દીકરીના પિતાને વળતો અહીંથી તા. ૨૨-૩-'૪૯ના રોજ પત્ર લખ્યો તેનો જવાબ પોતે લખ્યાનો આવ્યો અને વિશેષમાં દીકરીના સસરાએ એમના ઉપર લખેલ એક પત્ર પણ જોવા માટે સાથે મોકલી આપ્યો છે. જે બંને નીચે આપ્યા છે.—તંત્રી

[૨]

પાટીદાર કાર્યાલય, આણંદ

આપનો લખેલો કાગળ મળ્યો છે અને અમોએ છાપવા માટે લખેલું. અમારી પુત્રી ચિ. ....ને ઘણો જ ત્રાસ આપેલો. આ પધ્ધરણીઆએ અમારી પુત્રીને મોઢું જોવામાં આપેલી પિત્તળની વીંટી, તેમ જ ખાંડ પીરસવામાં આપેલાં પિત્તળનાં બેસલીટ તો ઘરમાં આપેલા.

*બીજા આણામાં અમોએ રૂ. ૧૫૦૦ આપેલા ત્યારે તેમણે અમારી* પુત્રીને એક એક કાનમાં બાવીસ બાવીસ જેટલી કાંકરીઓ બેભાનમાં નાખીને ઘાલી હતી. તે તેમના પુત્ર ....(દીકરીના દિયેર) એ જાતે ડૉક્ટર પાસે કઢાવી હતી .... ત્યારે છોકરાના બાપનો કાગળ મળ્યો કે નાનપણમાં રેતીમાં રમતાં પેઠી હશે. તે મનાય તેમ નથી કારણ કે નાનપણની ૪૪ કાકરી અત્યારે ૧૫-૧૬ વર્ષની ઉમર સુધી રહે ત્યા બાવળનો બીઓ પણ રહે તે મનાય ખરું?

બીજું ત્યાર બાદ અમોએ છોડીનો સંસાર બગડે નહિ તે બદલ તેમને અમારા ખર્ચે .... બંગલો ભાડે, તેમ જ વેપારઅર્થે રૂ. ૧૪૦૦૦ આપ્યા. ઉપર એક મહિને રૂા. ૩૦૦ વાપરવા આપતા. તો પણ તેમણે ત્યાં પણ છોડીને ઘણો જ ત્રાસ આપેલ છે. પછીથી અમોએ તેના બાપને કાગળ લખ્યો, તેનો આવેલો જવાબ આ સાથે જ મોકલ્યો છે, જે આપ વાંચશો.

ત્યાર બાદ સાસરીથી તેડવા માટે કાગળ આવ્યો ત્યારે અમારા મનમાં કે છોકરી ઘેર પલવાય નહિ માટે મોકલો. એટલે અમોએ મોકલી. દિવસના બે વાગે એક તબેથો ભાત આપે અને રાતના પણ બધું કામ કર્યા પછી રોટલો અડધો આપે. દશેક દિવસ થયા અને છોકરીનો કાગળ આવ્યો કે, મને અહીં આવું દુઃખ છે એટલે તુરત જ મારો પુત્ર .... તેડવા માટે ગયો. ત્યારે તેમણે ગમે તેમ કર્યું હોય પણ છોકરી એકદમ દશ દિવસમાં હાડકું ને ચામડું બે જ હતું. છતાં દશ શેર ચણાની દાળ દળવા આપી હતી. મારો પુત્ર ગયો એટલે સાસુએ પૂછ્યું કે તમો કેમ આવ્યા છો? તો

કહ્યું કે તેડવા માટે. તેમણે કહ્યું કે અમો હમણાં નહિ મોકલીએ. એક મહિના પછી તેડી જશો (એટલે મોત પછી આમંત્રણ) પછી તેને કહ્યું કે અત્યારે હું તેડી જવાનો. ત્યારે કહ્યું કે પેટી હમણાં મળે નહિ. કારણ કે ૬૦ તોલા સોનું અને ચાર હજારનાં લુગડાં જતાં રહે એટલે તેમને કાચકી તો લાગે ને? પણ છોકરીનો દિયેર .... બહુ સારા સ્વભાવના અને ખાદી પહેરે એટલે તેમણે પેટી લાવીને આપી.

તેડી લાવ્યા પછીથી રસ્તામાં છોકરીએ કહ્યું કે મને કંઇ ખવાડયું છે તેથી મને છાતીમાં કંઇ થાય છે. અને તુરત જ આંખ ફાટેલી અને હાથપગ પછાડે તે એવું જ લગભગ ૨।। વર્ષ સુધી ચાલ્યું અને આખરે મરણ પણ પામી.

[૩]

દીકરીના સસરાએ બહારગામથી વેવાઇ ઉપર લખેલો પત્ર, જે જોવા માટે દીકરીના પિતાએ મોકલી આપ્યો છે તે નીચે આપ્યો છે. —તંત્રી

△

તા. ૨૬-૬-'૪૫

સદા૦ રા. પા. ......

...... થી લી. ...... —ના રામરામ.

વિ. તમારો તા. ૨૪-૬-'૪૫નો પત્ર માળ્યો. અને આજે ચિ. ...... (જમાઈ) પણ અત્રે આવ્યા તેમણે રૂબરૂ જોયેલી હકીકત કહી ત્યારે જાણ્યું કે આ વાત છે. વાત જાણી ઘણીજ ફીકર થઇ કે આ શું દરદ એકાએક થયું કાનનું તે સમજી શકાતું નથી. ફકત .... (દિયેર) એ કાનમાંથી પત્થરની ટુકડીઓ નીકળી છે એટલું લખેલું અને જણાવેલું કે .... તેડવા આવેલું જેથી ગયાં છે. તુરતજ તમારો પત્ર આવ્યો. મને લાગ્યું કે એવું શું કારણ છે કે એકાએક રૂબરૂ બોલાવે છે પણ પછી જણાયું કે ચિ. ....ની તબિયત બગડી છે. દરદ બહુ છે. આજે ખબર મળી છે કે ઠીક છે. તો પ્રભુની મહેરબાનીથી જરૂર સારૂં થઈ જશે. જરૂર નાનપણમાં કે પછી મોટી ઉમ્મરમાં રમતાં છોકરાંએ કાંકરી રેતી કાનમાં જરૂર નાંખેલી પણ તેની ખબર નહિ પડી હોય પણ જ્યારે મેલ ઉપર ફરી તે મોટી થઇ જ્યારે ફુલી આવી ત્યારે એકાએક હવા ન જાઇ, શકવાથી દરદ ઉપડેલું એમ હું તો માનું છું. બીજી કોઇ શંકાને ન સમજવી. કારણ કે જે વાતને આપણે જાણી કે સમજી પણ ન શકીએ તેના ઉપર ખોટાં અનુમાન નજ થઈ શકે. તેને આશ્વાસન આપવું અને સમજાવવું કે કાનમાંથી બધીજ કાંકરી હવે નીકળી ગઈ છે. અંદર કંઇ નથી તો ખ્યાલ નીકળી

જશે. વાત જાણી મને ઘણીજ નવાઇ લાગી કે કાનમાં આટલી કાંકરીઓ ક્યાંથી ગઈ હશે? સહેજમાંથી કેટલું થાય છે તે વાતનો પૂરો હમેશાં ખ્યાલ રાખવાનો હોય છે. પ્રભુ જલદી આરામ કરશે. ઓજ.

[ ૪ ]

ગયે અંકે છપાયેલ 'બ્હેનોની અવદશા' એ પત્ર વાંચી સાવકી માના દુઃખે દુઃખી થયેલી બે બહેનોએ પત્ર લખ્યો છે. એ લખવા પાછળની એમની વૃત્તિ છે કે પોતાનાં માબાપની આંખ ઉઘડે, અને એમનું દુઃખ દૂર થાય. **—તંત્રી**

Δ

ભાઇશ્રી પેટલીકર,

તમે ઘણી બ્હેનોનું દુઃખ નિવારણ કરવા બનતું કર્યું છે તો આ એમના જ જેવી બ્હેનનું કરશો એવી આશા રાખું છું. તમારા માસિકમાં 'બ્હેનોની અવદશા' વાંચીને મને પણ થયું કે હું પણ લખું. તમે બ્હેનોના વિધવા લગ્ન વગેરે બાબતમાં ઘણું લખ્યું છે, તો બ્હેનોની સાવકી માં પર લખવા વિનંતિ કરું છું.

એક સાવકી મા છોકરાંને કેટલું દુઃખ આપે છે તેનો ખ્યાલ તમને ભાગ્યે જ હશે, પણ આ કાગળ વાંચીને તમને આવશે. અમે બે સગી બ્હેનો છીએ ને ૭ ભાઇબ્હેન અમને સાવકી માનાં છે. અમને એકેય (સાવકાં) ભાઇબ્હેન નહતાં ત્યારે સાવકી મા અમારા પર હેત રાખતી પણ જ્યારે એ થયાં ત્યારે હવે એ હેત જતું રહ્યું. પણ અમે હેતનાં કંઇ ભૂખ્યાં નથી. અમને તો અમારા પર સારો વર્તાવ રાખે એવું જોઇએ છીએ. અમારી મા અમને બહુ દુઃખ આપે છે, ખાસ કરીને જ્યારે મારા બાપુ બહારગામ જાય છે ત્યારે. અમે અમારા બાપુને કહીએ તો અમને બધું આપે પણ ત્યારે મા અમારા પર ચિટાઇ જાય છે ને એવું એવું બોલે છે કે અમને ખાવાનું પણ ન ભાવે. અમને ઘણી વખત થાય છે કે અમે ઘર છોડીને ચાલ્યાં જઇએ. પણ એમ થાય છે કે આપણું ને આપણા માબાપનું નામ કેવું બગડે? એટલા માટે અમે જતા નથી. પણ જો અમારાથી સહન નહિ થાય તે દિવસે અમે જતા રહેવાના. માટે તમને હું વિનંતિ કરું છું કે તમે તમારા માસિકમાં આ બાબત પર કંઈ લખજો જેથી અમારા માબાપની આંખ ઉઘડે ને અમારું કામ પતે. અને હું આશા રાખું છું કે તમે આવતા માસિકમાં જરૂરથી લખશો.

લિ. દુઃખી બ્હેનો.

# દંપતિનું દર્પણ

જહૉન એલીસ

આપણો સમાજ પુખ્ત ઉમરે અને સ્વપસંદગીથી લગ્ન કરવા તરફ વળતો જાય છે. કેળવણી પણ વધે છે. એટલે એવા લગ્નજીવનમાં પણ સ્ત્રીપુરુષને દુઃખી થવાનાં કયાં કારણો છે, પતિપત્ની સામસામી કયા ગુણની આશા રાખે છે વગેરે વિગત, એક અમેરિકન ડૉક્ટરે મત લેઈને પૃથક્કરણ કર્યું છે તે અહીં જાહેર કરવામાં આવી છે. આ લેખ વાંચી પરણેલાં પોતાના ગુણદોષનું પૃથક્કરણ કરી અનિષ્ટનું નિવારણ કરે તે માટે આરસી તરીકે આ લેખ અહીં મૂક્યો છે.



ચાર વર્ષ ઉપરનો પ્રસંગ છે. અમેરિકન માનસશાસ્ત્રી પ્રો. ઇ. જી. રોસ એની વેઇટીંગ રૂમમાં દાખલ થવા જતો હતો ત્યાં અંદર વાતો કરતી સ્ત્રીના શબ્દો એને કાને પડયા. બે જુવાન અને સુંદર સ્ત્રીઓ અંદર અંદર પતિ તરફની મુશ્કેલીઓની વાત કરતી હતી. છેવટ એક સ્ત્રીએ પોતાના મનનો ઉભરો કાઢતાં કહ્યું: 'જો સ્ત્રીને ફરીથી લગ્નની પસંદગી કરવા દેવામાં આવે તો દસ પરણેલી સ્ત્રીઓમાંથી ભાગ્યે એક સ્ત્રી ફરીથી એનો એ પતિ પસંદ કરે!'

આ પ્રસંગમાંથી ડૉ. રોસને પરણિત જીવનમાં સ્ત્રી સુખી છે કે દુઃખી તેની શોધ કરીને પૃથક્કરણ કરવાનો વિચાર સૂઝયો. અને તે માટે એણે પ્રશ્ન તૈયાર કર્યો: 'નવેસરથી પસંદગી કરવાની હોય તો તમે તમારા પતિને ફરીથી પરણો?'

અને અખતરા તરીકે ૪૦૦ ફોર્મ લેઇને એક ટુકડી આ પ્રશ્નનો જવાબ લેવા વિદાય કરી. ફોર્મમાં જવાબ આપનારનું નામ લખવાનું હતું, તેમજ આ હકીકત ખાનગી રહેશે એવી વાત સ્પષ્ટ કરવામાં આવી ન હતી એટલે પરિણામ નવાઇ પમાડે તેવું આવ્યું. લગભગ દરેક સ્ત્રીએ એકજ જવાબ આપ્યો—પોતે રાજીખુશીથી પરણી છે અને ફરી પસંદગી કરવાની હોય તો એજ પતિને પરણે! ફક્ત ૭ જણે જ ના પાડી હતી અને ચાર જણે તટસ્થ રીતે 'શી ખબર?' એવો જવાબ આપ્યો હતો.

બીજી વખત એજ પ્રશ્ન લેઇને, એજ ૪૦૦ સ્ત્રીઓને પૂછવામાં આવ્યું. આ વખતના ફોર્મમાં જવાબ આપનારનું નામ લખવાનું હતું નહિ, તેમજ

આ હકીકત ખાનગી રહેશે એમ ખાત્રી આપી હતી અને પરિણામે ૭૯ જણે ચોખ્ખી રીતે ના કહી હતી.

ડૉ. રોસે જાતે દરેક ઉમરની અને જુદી જુદી આવકની અમેરિકન સ્ત્રીઓને એ સવાલ પૂછ્યો હતો. આ જ પ્રશ્ન, દાકતરી ધંધો કરતા ડૉકટરોએ અને માનસશાસ્ત્રીઓએ બ્રિટન, કેનેડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ અને યુરોપના બીજા અગિયાર દેશોમાં પૂછ્યો હતો.'

અને ગયે (ફેબ્રુઆરી) મહિને, ડૉ. રોસે ચાર ચાર વર્ષની મહેનત અને પ્રયોગ પછી જે જુબાનીઓ પડી હતી તેનું પૃથક્કરણ કર્યું. પાંચ પત્નીઓમાંથી ત્રણે પોતાના પતિને ફરીથી પરણવાની ખુશી બતાવી હતી.

કુલ ૩૦૧૦૮ સ્ત્રીઓને પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો. ૧૭૮૧૧ સ્ત્રીઓએ જવાબ આપ્યો હતો કે, 'મને ખાત્રી છે કે હું મારા પતિને ફરી ચોક્કસ પરણું. ૪૯૧૯ એ જવાબ આપ્યો કે, 'લગભગ હું ફરીથી એ જ પતિને પરણું, પરંતુ એ અંગે હું ખાત્રીપૂર્વક ન કહી શકું. ૪૮૦૨ એ કહ્યું, 'જો મારે ફરીથી પસંદગી કરવાની હોય તો એ પતિને ન પરણું.' બાકીની ૨૫૭૬ સ્ત્રીઓએ હા કે ના ન કહેતાં જવાબ આપ્યો, 'હાલ હું કશું કહી ન શકું!'

ડૉ. રોસે પ્રથમ આ જુબાનીઓને દેશવાર જુદી તારવી કાઢી હતી. તે પછી ઉમરવાર, આવકવાર, એમ જુદા જુદા ગ્રુપ પ્રમાણે સારી એવી તારવણી કરી જોઈ. અને એ પૃથક્કરણના પરિણામે જે અનુભવ થયો તે જણાવતાં એ કહે છે—

'હું નવાઈ પામ્યો કે દેશવાર જુદી તારવણી કરતાં જવાબોમાં ઝાઝો ફેર પડેલો માલમ પડ્યો નથી. અને એ પણ જણાયું કે જે દેશમાં છૂટાછેડા મેળવવાના કાયદા વધુ છૂટછાટવાળા છે ત્યાં દુઃખી લગ્નજીવનનું પ્રમાણ ઓછું છે.'

દુઃખી લગ્નજીવનમાં પૈસો મુખ્ય ભાગ ભજવે છે? આ ઉત્તરમાં ડૉ. રોસ કહે છે કે, 'મેં ધાર્યું હતું એટલો પૈસો ભાગ ભજવતો નથી. જે પત્નીઓએ ના કહ્યું છે તે સ્ત્રીઓ દરેક ક્ષેત્રની છે. તેઓ પૈસાદાર પણ છે અને ગરીબ પણ છે, જુવાન અને વૃદ્ધ પણ છે; શહેરની, કસ્બાની અને સર્વ ભાગની છે. હા, સરેરાશ આવક કરતાં જેમની ઓછી આવક છે તે વર્ગમાંથી સહેજ વધારે પ્રમાણ ના કહેનારનું છે ખરું. તેમ છતાં આ વર્ગોમાંથી પણ હા કહેનાર કરતાં ના કહેનારની સંખ્યા ઓછી છે. સો કરતાં વધુ સ્ત્રીઓએ લખ્યું છે કે, હું ખુશીથી એ જ પતિને ફરી પરણું જો કેવળ એ ઘર પૂરું પાડે તો.'

ઉમરને પણ આ પ્રશ્ન સાથે સંબંધ નથી. ૨૪ વર્ષની સ્ત્રીઓએ જે

પ્રમાણમાં હા અને ના કહ્યું તેજ પ્રમાણમાં એમની ૨૦ વર્ષની બહેનોએ પણ જવાબ આપ્યો હતો.

હા, ઉચ્ચ શિક્ષણ પામેલી સ્ત્રીઓના *વર્ગમાંથી ના પાડનારની સંખ્યા* વિશેષ હતી. એટલે દેખીતી રીતે ડીપ્લોમા એ સુખી લગ્નજીવનની ગેરંટી નથી.

લગ્નજીવનની પસંદગીમાં બાળકો જે ભાગ ભજવે છે તે ગણતરીમાં લેવા જેવો છે. મા થયેલી પત્ની એજ પતિને પસંદગી આપવા જે પ્રમાણમાં તૈયાર થઈ છે, તેટલી બાળક વિનાની પત્ની નથી થઈ.

શું વધુ બાળકોવાળી મા એક બાળક કરતાં વિશેષ સુખી જણાઈ છે! ના, એવું કંઈ નથી. બંને પક્ષેથી હા–નાનો સરખો જવાબ મળ્યો છે.

જે સ્ત્રીઓએ એજ પતિને ફરી પરણવાની પસંદગી બતાવી છે તે દરેક સ્ત્રીએ લગભગ પોતાના ચાલુ પરણિત જીવનને 'સુખી' 'ઘણું સુખી' એમ સરખો જવાબ આપ્યો છે. અને તે એમ પણ માને છે કે આ એક જ પુરુષ એવો છે કે જેની સાથે પોતાનો વિકાસ શક્ય છે. એટલે એ વર્ગને સુખી લગ્નજીવનના વર્ગમાં મૂકવામાં આવે તે સત્યની નજીક ગણાય.

આમ જે સુખીના વર્ગમાં આવે છે તેનું પૃથકરણ કરવામાં આવે તો નીચે પ્રમાણે તારણ નીકળે છે—જે સ્ત્રીઓ અતિ વહેલી (૨૨ મા વર્ષમાં પ્રવેશ કરતા પહેલાં) પરણી નથી અને જે પોતાના ભાવિ પતિને પરણતા પહેલાં ઓછામાં ઓછા એક વરસથી ઓળખતી હતી, તે સુખી જણાય છે.

જે જોડાં લગ્ન પહેલાં આનંદી અને આશાભર્યા હોય છે, પણ જે અતિ વાસનાસુખની કલ્પનાભર્યાં નથી હોતાં એમને લગ્નજીવનમાં સુખી થવાની સૌથી વિશેષ તક હોય છે.

અંતે એનો સાર કાઢતાં ડૉ. રોસ કહે છે—લગ્ન પહેલાં જેટલી વધારે અપેક્ષાઓ સામા પક્ષ તરફથી રાખી હોય છે તેટલો નિરાશ થવાનો વધુ ભય લગ્ન પછી આવે છે.

ઘણી સ્ત્રીઓએ જવાબ સાથે વ્યક્તિગત સૂચના પણ કરી છે. લગભગ દરેક ના પાડનાર સ્ત્રીએ તેનું કારણ પણ જણાવ્યું છે. અને પતિ તરફના અસંતોષના જે ખરાબમાં ખરાબ દોષ જણાવ્યા છે તેને ક્રમ પ્રમાણે ગોઠવવામાં આવે તો ક્રમ આવે છે— સ્વાર્થીપણું, વિચારશૂન્યતા, દોષ શોધવાની વૃત્તિ, નખરાંબાજી, હલકટવૃત્તિ કદર કરવાનો અભાવ, બેહદ શરાબખોરી અને ઉડાઉપણું. ચારસો સ્ત્રીઓએ પતિ વિરુદ્ધ એ ફરિયાદ કરી છે કે, તે પોતાની સાથે પૂરતી વાત કરતો નથી.

ડૉ. રોસે અને તેના મદદનીશોએ હવે એજ જાતનો પ્રશ્ન પુરુષોને પૂછવાનો શરૂ કર્યો છે. અને અત્યાર સુધી ૧૨૦૦૦ પુરુષો તરફથી જે ઉત્તરો મળ્યા છે તે જોતાં પુરાવો પડે છે કે લગ્નજીવનમાં સ્ત્રીને પતિ તરફથી જે અસંતોષ છે, તે કરતાં પુરુષને પત્ની તરફથી ઓછો અસંતોષ છે.

નીચેની ટકાવારી જોતાં એનો ખ્યાલ આવશે. પ્રશ્ન—તમે એના એજ પતિ કે પત્નીને ફરીથી પરણો?

| | સ્ત્રી | પુરુષ |
|---|---|---|
| ચોક્કસ 'હા' કહેનાર | ૫૯% | ૬૩% |
| લગભગ 'હા' ,, | ૧૬% | ૨૦% |
| 'ના' ,, | ૧૬% | ૧૩% |
| હા કે ના ન કહી શકનાર | ૯% | ૪% |

ત્રણ સ્ત્રીઓમાંથી એક સ્ત્રીએ સરેરાશે એવું કબૂલ કર્યું છે કે, પોતે લગ્ન પહેલાં સુખની જે આશા રાખી હતી તેના કરતાં એ ઓછી સુખી છે; જ્યારે પુરુષોએ સરેરાશ સાતમાં એક જણે એવું કબૂલ્યું છે. આ ઉપરથી ડૉ. રોસ પ્રશ્ન કરે છે કે, એવા અનુમાન ઉપર ન આવી શકાય કે પુરુષ કરતાં સ્ત્રી લગ્ન પાસેથી વધુ અપેક્ષા રાખે છે?

આ તારવણીથી એ પણ માલમ પડે છે કે, જે પુરુષે ૩૦ વર્ષની ઉંમર પછી લગ્ન કર્યું છે તે લગ્નજીવનમાં વધુ સુખી છે. મુખ્યત્વે જે પુરુષો તરફથી ના જવાબ મળ્યો છે તેઓ ૨૪ વર્ષની ઉંમર પહેલાં પરણેલા માલમ પડ્યા છે.

પુરુષો પત્નીના કયા ગુણોની કદર કરતા હોય છે? આ તારવણી ઉપરથી એવું દેખાયું છે કે જે સ્ત્રીમાં કુદરતી પ્રસન્નતા, સ્નેહભાવ, મીઠાશ, સાથી બનવાની આવડત હોય છે તે ઉત્તમ સૌંદર્ય અને ઉત્તમ ગૃહિણીને પણ જીતી જાય છે.

પતિની દૃષ્ટિએ પત્નીમાં જણાયેલા દોષ અનુક્રમ આ છે:– કર્કશાપણું, ઉડાઉપણું, ઘર ચલાવવાની અણઆવડત: ઘણા પતિઓએ પત્ની વિરુદ્ધ એનો અદેખાપણાની પણ ફરિયાદ કરી છે. જ્યારે પત્નીઓએ જવલ્લે, પતિ સામે એ ફરિયાદ કરી છે. આ તારણ જે પ્રશ્નો ઉપરથી કાઢ્યું છે તે જવાબો સ્ત્રી-પુરુષોએ સાચા આપ્યા હશે? કંઇ છુપાવ્યું નહિ હોય? ડૉ. રોસ અને તેમના મદદનીશો માને છે કે તે સાચા છે. કારણ કે દરેકને ખાત્રી આપવામાં આવી હતી કે આ વ્યક્તિગત જવાબોને ખાનગી રાખવામાં આવશે. અને જવાબ આપનાર પાસેથી નામ તેમજ શિરનામું માગવામાં આવ્યું ન હતું. છતાં અમુક દાખલામાં મરજિયાત નામ આપ્યાં હતાં. અને અસલ ફોર્મ આ પૃથક્કરણ કર્યા પછી નાશ કરવામાં આવ્યાં છે.

'સન્ડે ન્યૂઝ'

# ગરવો ગિરનાર

ઈશ્વર પેટલીકર

આણંદ, તા. ૫–૪–'૪૯

પ્રિય નાની બહેન,

હું તો બહુ લોભિયણ લાગે છે. 'ઉપરકોટ'નો પત્ર વાંચી તેં 'ગિરનાર'ના પ્રવાસ માટે લખ્યું હતું. મેં માન્યું કે તું એ મારી ઇચ્છા ઉપર છોડીશ. પરંતુ તું ઉઘરાણી કરવામાં પઠાણ જેવી છે. તો આજે એ લહેણું તારું ચૂકવી દઉં છું.

પર્વત તાપ ન થાય તે પહેલાં વહેલી સવારે ચડવાનો હોય છે તેનો તને પણ અનુભવ છે. પરંતુ અમે સાવ એથી ઊલટું કર્યું. બરાબર બપોરના બાર વાગે (તા. ૧૮–૧–'૪૯) અમે ચડવાનો વખત માથે લીધો.

પ્રવાસ શરૂ કરું તે પહેલાં અમારી ટોળીનું ઓળખાણ આપી દઉં. કટાક્ષના ટુચકા લખનાર શ્રી મૂળરાજ અંજારીઆનું નામ તેં સાંભળ્યું હશે. શ્રી પી. કે. શાહ જુવાન પત્રકાર છે. પહેલાં 'રેખા–ગતિ'માં હતા, હાલ 'પ્રભાત'માં છે. ચિત્રોનો તો તને ઘણો શોખ છે એટલે શ્રી છગનલાલ જાદવનું નામ તારાથી અજાણ્યું નહિ હોય. શ્રી જગન મહેતા જાણીતા ફોટોગ્રાફર છે. શ્રી રમણ શાહ મુંબઇની સેન્ટ ઝેવિયર કોલેજમાં ફેલો છે. શ્રી જશવંત જાડેજા જૂનાગઢની કોલેજમાં ફેલો છે. અને સાતમો તારો 'આઇ-હું. એ શું છે એ એના કરતાં તું વિશેષ જાણે છે!

ગિરનાર દરવાજે ઓળંગી આગળ વધીએ છીએ એટલે એક ઓરડી આવે છે. બહાર લખેલું છે કે અશોકનો શિલાલેખ. અશોકના શિલાલેખની હકીકત ઇતિહાસમાં ભણ્યો હતો. અને તે સાથે મારા અંતરમાં આજ સુધી કલ્પના બંધાઇ હતી કે એક લાંબો પથ્થર, પથ્થરપાટીના જેવો હોતો હશે અને તેના ઉપર લખેલું હશે. પરંતુ પગથિયાં ચડીને અમે ઓરડીની અંદર ગયા ને મારી વર્ષોની કલ્પના તૂટી ગઈ. કોઈ પથ્થરને ઘડીને શિલાલેખ બનાવ્યો ન હતો, પરંતુ કુદરતી પથ્થરો જે ગિરનારના ત્યાં ખડકાયા હતા, તેમાંના એક ઉપર અક્ષરો કોતર્યા હતા. એ પથ્થરનો આકાર, કાચબો અંગ સંકોડીને બેઠો હોય તેવો હતો. અને એ કાચબો કદમાં હાથી જેવડો પાછો હતો!

ગિરિ તળેટી ને કુંડ દામોદર ત્યાં મહેતાજી નહાવા જાય, નરસૈયા સાથે એ કુંડ જોડાયેલો એટલે એનાં દર્શન માટે ઉત્સુકતા પણ હતી. પરંતુ એમાં

ગંદું પાણી જોયું ત્યારે દીકા દેન અને પહોચી-જાત્રા એમ દૂરથી નમસ્કાર કરીને અમે તળેટી ભણી હંકાર્યું.

તળેટી આગળ હોટલ છે, ધર્મશાળા છે. અમે સીધા ઉપર ધસ્યા જતા હતા, ત્યાં હોટલવાળો પરોણાંનો ઢગલો લઈને બેઠો હતો. તેણે કહ્યું એકેક પરોણો લેતા જાવ.

અમને થયું, આ પરોણાની શી જરૂર છે? એણે ખુલાસો કરતાં કહ્યું, હાથમાં ટેકા તરીકે ઉપયોગમાં આવશે. બે આના કિંમત છે. વળતાં જો પાછો આપશો તો એક આનો પાછો આપીશું. અમારામાંથી કોઈ બોલ્યું, આ તો લીલસ્ટીક છે, પરોણો નથી. અમે એકેક પરોણો હાથમાં લઈને પગથિયાં ચડ્યા. મોખરે વજન કરવાની કંપાણ લટકાવેલી છે. જે લોકો જાતે ચડી શકતા નથી તે ડોળીથી ચડે છે ત્રણ મણ સુધીનું વજન હોય તો ચૌદ રૂપિયા અને ઉપરના વજનના એકવીસ રૂપિયા, એમ ડોળીનો ભાવ છે.

વાવને કે સરોવરને પથ્થરનાં પગથિયાં હોય છે તેવાં મઝાનાં ગિરનાર ચડવા માટે પગથિયાં છે. આબુનો વૈભવ અને પાવાગઢની ગરીબાઈને લક્ષમાં લઈએ તો ગિરનાર એ રીતે મધ્યમવર્ગમાં આવે. અને મધ્યમવર્ગ આ લડાઈમાં વધુ પીસાઈ ગયો છે તેવો અનુભવ આ ઋતુમાં ગિરનાર ચડતાં અમને એનો પણ થયો. આ સાલ વરસાદ જોઈએ તેટલો ન હતો, અને દુકાળનું વરસ છે એટલે ગિરનારની વનરાજી પૂરબહારમાં ન હતી. કેસૂડાના ઝાડનાં પાન ચારણી જેવાં થઈને ખરી પડ્યાં હતાં, એટલે મધ્યાનના તાપમાં એ વૃક્ષો અમને છાંયો આપી આવકાર આપવાને બદલે એની કંગાલિયતનું પ્રદર્શન કરાવી રહ્યાં હતાં.

ગિરનારની ગુફાઓ જાણીતી છે. થોડું ચડતાં જ એક ગુફા પ્રત્યક્ષ થઈ. એક સાધુબાવા ધૂણી ધીકાવીને નાના ઓટલા ઉપર બેઠા હતા. અને બાજુમાં ગુફા હતી તેનું નામ ભર્તૃહરિની ગુફા. ગુફાની અંદર અમે ગયા. પથ્થરમાં કોચેલી એ ગુફા, આજે રેલ્વે પથ્થરો તોડીને માઈલો સુધી ગુફામાં ચાલી જતી જોઈ છે ત્યાં આપણને આકર્ષક ન લાગે. છતાં આપણા લોહીમાં, ઋષિમુનિઓ, આશ્રમજીવન, અને સમાધિ માટેની ગુફાઓના સંસ્કાર પડેલા છે એટલે એ નાની ગુફા જોઈને પ કંઈક પામ્યાનો આનંદ થાય છે.

એ ગુફા જોઈને અમે આગળ ચડવા લાગ્યા, ત્યારે અમારામાં ચર્ચા શરૂ થઈ. ભર્તૃહરિની ગુફા એટલે શું અહીં ભર્તૃહરિ આવીને રહ્યો હશે? ચર્ચા અહીં લંબાવતો નથી. આજે શહેરમાં દુકાનો અને રસ્તાનાં નામ રખાય છે તેમાં પણ શું છે! જવાહર સ્ટોર્સ, ગાંધી રોડ, સરદાર પુલ, એનો અર્થ

એવો તો નહિ કે તે વ્યક્તિની માલિકી છે અગર તેમને એ સાથે કંઈ સંબંધ છે. આ દલીલસરણીથી અમે નિર્ણય ઉપર આવ્યા કે, આપણે જેમ આપણા પિતૃઓનાં અને નેતાઓનાં નામ આપીએ છીએ, તેમ સાધુઓ ભર્તૃહરિ જેવા સંતોનાં નામ આપતા હશે. એ રીતે ભર્તૃહરિની ગુફા સાથે ભર્તૃહરિને કંઈ લેવાદેવા હોય તેમ માની લેવું ન જોઈએ.

પછી રસ્તો એવો આવે છે કે આપણે સાવ નીચે હોઈએ, અને માથા ઉપર ગિરનારનાં બે-ત્રણ શિખર ઝઝૂમી રહ્યાં હોય, અને હમણાં એ પથ્થરો આપણા ઉપર તૂટી પડશે. સાચેજ જો એ સામે આપણે એકીટસે તાકી રહીએ તો બીક પણ લાગે. એ સ્થળેથી શ્રી જગન મહેતાએ બે ફોટાઓ લીધા. એક મારો પોઝ. હું પર્વત ચઢું છું તેવો પીઠ ભણીનો અને બીજો એક આવો નીચે ઉતરનો હતો તેનો. શ્રી છગનલાલ જાદવ પણ તેમનાં રંગ અને પીંછી લેઈને ચડતા હતા, પરંતુ હજુ સુધી એ ઝાલ્યા રહ્યા હતા.

અમે સવારે ગિરનારની મુખ્ય વસ્તીવાળા નેમીનાથની ટૂંકના સ્થળે આવી પહોંચ્યા. ગિરનાર ચડતાં વચ્ચે આ મોટું આરામસ્થળ છે. જૈનોનાં દેરાં મુખ્યત્વે અહીં છે. જૈનની મોટી ધર્મશાળા પણ છે. બજાર પણ છે. ચા, દૂધ, દોરી, રસોઈ તથા મીઠાઈ સર્વ અહીં મળે છે. જૂનાગઢના પ્રમાણમાં મોંઘું કહેવાય, પરંતુ આણંદના પ્રમાણમાં એ બિલકુલ મોંઘું નથી.

ટૂંક એટલે અહીં દેરાં સમજવાં. નેમીનાથની ટૂંકમાં આપણે પ્રવેશીએ એટલે આગળ નીચે ઉતરીને બીજી ટૂંકો આવે છે — કુમારપાળની ટૂંક, સધરામ સોનીની ટૂંક. આ બધાં જૈન દેરાંનો જીર્ણોદ્ધાર કરાવેલો હોઈ પુરાતન સ્થાપત્યની દૃષ્ટિએ જોનારને નિરાશ થવાનું રહે. હાલ પણ એમાં જીર્ણોદ્ધારનું કામ ચાલુ છે. જો તું હાજર હોત તો મને લાગે છે કે સ્થાપત્ય કે શિલ્પની કલામાં ન પડતાં, સંતાકુકડી રમવા મંડી જાત. વળી આદેશ્વર દાદાની પલાંઠી વાળીને બેઠેલ દસ ફૂટ ઉપરની મૂર્તિને કપાળે તિલક કરવા પગથિયાં ચડીને ઉપર જવું પડે છે તે દૃશ્ય જોતાં તને ગુલીવર ટ્રાવેલની વાર્તા યાદ આવત. ઉપરાંત વસ્તુપાલતેજપાલની ટૂંક, સંપ્રતી રાજાની ટૂંક, ગુમાસ્તાની ટૂંક વગેરે ટૂંકો આ સ્થળે છે.

અમારી મંડળી ચાપાણી અને નાસ્તો કરીને આગળ ચાલતી થઈ. પર્વતનો સાચો અનુભવ અમને હવે થવાનો હતો. થોડે ઊંચે ચડ્યા અને પગથિયાંનો કૃત્રિમ રસ્તો મૂકી કેડીનો કુદરતી રસ્તો સાતપુડા તરફ જવાનો આવ્યો. અમે એ તરફ વળ્યા. થોડે દૂર ગયા અને રસ્તો બંધ થઈ ગયો.

બે પથ્થરની વચ્ચે એક માણસ પરાણે જઈ શકે તેવું બાકોરું હતું. શ્રી રમણ શાહે અંદર પેસીને પેલી બાજુ રસ્તો છે કે નહિ તે જોયું. પણ રસ્તો ન હતો. શું કરવું? 'લખાણું એ વંચાણું' એવા શહેરના બોર્ડ પ્રમાણે ચાલવા ટેવાઈ ગયેલા સૌ ખિજાઈ ગયા. બબડયા—આવા અજાણ્યા સ્થળે બોર્ડ મૂકવું જોઈએ. શી ખબર પડે અહીં હવે? સાંજ ઉતરતી હતી. જો ભૂલા પડી જઈએ તો રાત વખતે મુશ્કેલીમાં મૂકાઈ જઈએ. પરંતુ ચોમેર ફરીને શ્રી જાડેજાએ બૂમ પાડી કે મારા તરફ આવો, અહીં કેડી છે.

સાચવીને પગ મૂકવાના હતા. રસ્તો તળેટીમાં જતો હોય તેમ સાવ નીચે જતો હતો. જો પગ ચૂકાય તો ગબડી પડતાં વાર ન લાગે. છતાં પર્વત ચડયાની ખુમારી હૈયામાં હતી, મુશ્કેલીનો આનંદ હતો, સાંજનું ખુશનુમા વાતાવરણ હતું, અને કેડીની બંને બાજુ જેમ આગળ વધતા હતા તેમ ડોલરનાં ખીલેલાં ફૂલ વધુ ને વધુ અમારો ભાવભીનો સત્કાર કરતાં હતાં.

વચ્ચે રાજુલની ગુફા આવી. શ્રી રમણ શાહ અમારામાં એકજ જૈન હતો. એણે નેમીનાથ અને રાજુલની કથા કહી. નેમીનાથનો વિવાહ રાજુલ સાથે થયેલો. લગ્નને દિવસે મોટો વરઘોડો નીકળ્યો. જમણવાર ધામધૂમથી ઉજવવાનો હતો. તે માટે અસંખ્ય ઘેટાંબકરાં લાવવામાં આવ્યાં હતાં. એ બધાંની પોતાના લગ્નનિમિત્તે હિંસા થશે એ પ્રત્યક્ષ થતાં નેમીનાથને વૈરાગ્ય આવ્યો. એણે પરણવાનો ઇન્કાર કર્યો. બિચારી રાજુલનાં સ્વપ્નાં ધૂળધાણી થયાં. રાજુલ પણ સાધ્વી થઈ.

પણ મને જે નવાઈ લાગી તે એ કે, નેમીનાથના વખતમાં જે ઘેટાં-બકરાંની હિંસા થતી હતી, તેના કરતાં આ અર્વાચીન વખતમાં જમણવાર થવાથી જે કાળા બજાર દ્વારા ગરીબોની હિંસા થઈ રહી છે તે પ્રત્યક્ષ જોવા છતાં આજ સુધી કોઈ યુવકને નેમીનાથ જેવો વૈરાગ તો શું, પણ સાદાઈથી લગ્ન કરવા જેટલી ભાવના પણ જાગી નથી! અને કોઈ રાજુલ સાધ્વી થઈ નથી!

રાત્રે જટાશંકરની ધર્મશાળાએ મુકામ નાખ્યો. શ્રી છગનલાલ જાદવે ૨૦ મિનિટના ઝાંખા અજવાળામાં ઉતરતી સંધ્યાને ગિરનાર ઉપરથી એમની પીંછીમાં ઝડપી લીધી. મને તે ક્ષણે લેખક તરીકે ચિત્રકારની અદેખાઈ આવી. પેન પકડીને આંગળાં દુઃખી જાય, રહી જાય ત્યાં સુધી લેખક તરીકે લખ્યા જ કરવું પડે તેના કરતાં ચિત્રકારની પીંછી સારી, ન કાંઈ દુઃખે અને શબ્દ કરતાં રંગથી થોડા વખતમાં ઝાઝું કહી દેવાય. પણ અદેખાઈ કરવાથી ઓછી એ વસ્તુ મળી જાય છે? હું જાદવ હોત તો તને

સરસ ચિત્ર મોકલી આપત. એથી તારી આંખને ગિરનાર જોયાનો કંઈક સંતોષ થાત, અને મારું આ લૂખું વર્ણન વાંચવું ન પડત.

ધર્મશાળામાં ઉતરવામાં સગવડ તો હતી. પરંતુ ખાવાની ચીજો નીચે નેમીનાથ ટૂંકમાં હતી. હૉટલવાળા પાસે પૂરી બનાવરાવી અને બટાકાનું રસાદાર શાક શ્રી. મહેતા જાતે બનાવવા લાગ્યા. ઠંડીનો ચમકારો હતો. અંધારામાં પગથિયાં ઉતરવાનાં હતાં. થાક લાગ્યો હતો, અને એવી જ પેટમાં ભૂખ લાગી હતી! ઉતાવળા ઉતાવળા નીચે જમવા આવ્યા ત્યારે શ્રી મહેતા શાક હલાવતા હતા. સગડીમાંથી તડતડિયા ઊડતા હતા. ઠંડી એવી હતી કે સગડી પ્રાણ પ્યારી લાગતી હતી, અને સામેથી વઢકણી સ્ત્રીની જેમ સગડી તડતડિયા રૂપી થૂંક ઉડાડી નજીક ઢૂંકવા દેતી ન હતી. પવનથી બચવા અમે બાજુના દેરામાં પેઠા અને ગરમાગરમ શાક, પૂરી ખાધાં અને ઉપર દૂધ પીધું. અનાજની મુશ્કેલી અને જીવનધોરણની હાડમારી ન હોત તો અમે એ મહેતાને સૌ છોકરાંના બાપ થજો એવી આશાષ આપી હોત!

બીજે દિવસે અમારા મંડળના બે ગાઢ જુદા પડતા હતા. શ્રી જાદવને ચિત્ર દોરવાં હતાં, શ્રી મહેતાને ફોટાઓ લેવા હતા એટલે એ ધીમેથી આગળ વધવા માગતા હતા. શ્રી પી. કે અમદાવાદથી એમની મંડળીમાં હતા એટલે એ પણ સાથે રહે એ સહજ હતું. જ્યારે અમારે બપોર સુધીમાં નીચે ઉતરી જવું હતું. કારણ કે બીજે દિવસે જૂનાગઢ છોડવું હતું, અને તે પૂર્વેલાં દૂરથી જોયેલ ઉપરકોટના કાંગરા ચડવા હતા. એટલે સવારમાં ઊઠીને અમે ચારે એ ત્રણથી જુદા પડ્યા અને ચાપાણીની પંચાતમાં પડ્યા વગર જય ગિરનાર કરીને આગળ ચડવા લાગ્યા. પ્રથમ સાચા કાકાની જગા આવી. બાંધણી નવી લાગી. ત્યાં મહાકાળીનું મંદિર છે. એ સ્થળ નવું બંધાયું છે. એટલે શંકા જન્મી કે એ સાચા કાકા હશે કે જૂઠા કાકા?

પણ એ સાચજૂઠમાં પડ્યા વગર, ઝડપથી અંબાજીના મંદિર પહોંચી ગયા. એનો જીર્ણોદ્ધાર થયો ન હતો એટલે એના દેદાર કહી આપતા હતા કે આ સ્થળ જૂનું છે. પરંતુ જૈનોનાં દેરાં કરતાં જૂનું નહિ હોય. કદાચ જૈનોએ દેરાં બાંધ્યાં, 'તેના જવાબમાં,' અમે પણ જઈએ તેમ નથી કહીને, એથી ઊંચે અંબાજી, ગોરખનાથ અને દત્તાત્રેયની ટૂંક બંધાઈ હશે એમ મારું વાર્તાકલ્પી અંતર તરંગે ચઢે છે. વાર્તાકારો સાચજૂઠની ક્યાં ચિંતા કરે છે? સવારના પોણા આઠ થયા હતા, પૂર્વમાં સૂર્ય ઊગી તેનો રોડ જૂનાગઢ ઉપર પાથરી રહ્યો હતો. ઊંચી જગાએથી અમે જૂનાગઢ નીરખી રહ્યા હતા. સામે ટેકરે મીરાં દાતારનું સ્થળ દેખાતું હતું. એક બાજુ વંથલી ગામ જણાતું હતું.

હવે આગળ જવાનો રસ્તો, સાવ ઊભાં પગથિયાંનો આવતો હતો. હાથમાંનો પરોણો ગઈ કાલે ઉપયોગમાં તો આવ્યો હતો, પરંતુ આજે તેની ખરી ઉપયોગિતા સમજાઈ. સીધા ચઢાણમાં એ સહાયક મિત્ર થઈ પડયો. પણ એ ચઢાણ પૂરું કર્યું અને ગોરખનાથની ઊંચી ટૂંક આવી. અને અમારી ધીરજનો અંત આવ્યો. એ ટૂંકની સામી બાજુએ જઇને જોયું તો અમે ઊભા હતા, તેવુંજ બીજું પર્વતનું ઊંચું શિખર સામે ઊભું હતું. તે ટૂંક દત્તાત્રેયની હતી. ગિરનાર પૂરો ચડયો કહેવડાવવો હોય તો અમારે ત્યાં સુધી જવું જોઈએ. પરંતુ અહીંથી પગથિયાં સાવ નીચે જતાં હતાં, અને એમ તળેટી ઉતરીને બીજે ડુંગરે ચડવાનું હોય તેમ સામી દત્તાત્રેયની ટૂંક હતી. અમે કોઇ ભાવિક ભક્તો ન હતા. જાત્રાનું પુણ્ય રળવું ન હતું. અને બપોર સુધીમાં જૂનાગઢ પહોંચી જવું હતું એટલે સર્વાનુમતે ઠરાવ પસાર કર્યો કે, ગુરુ દત્તાત્રેયને દૂરથી નમસ્કાર કરીને પાછા વળી જવું.

પાછા વળતાં સામે ટાઇમ્સ પત્રનો ફોટોગ્રાફર, જે ગોરો હતો, તે શ્રી એફ. ઇ. પાલમેર મળ્યો. એણે વળી ખુરસીની ડોળી બનાવી હતી, અને પગ લટકતા ન રહે તે માટે પગ મૂકવા એક પાટિયું નીચે બાંધ્યું હતું. અમને એ મળ્યો ત્યારે સાથેના ભોમિયાને ડોળીમાં બેસાડી એ એનો ફોટોગ્રાફ લેતો હતો હતો. જે ફોટાઓ તા. ૧૦ એપ્રિલના 'ઇલસ્ટ્રેટેડ વીકલી'ના અંકમાં છપાયા છે.

વળી ચાર રૂષ્ટપુષ્ટ મારવાડી સ્ત્રીઓ હાંફતી અને થાક ખાતી રસ્તામાં બેઠેલી સામે મળી. બે પુરુષો પણ હતા. અમને નવાઇ લાગી કે આ લોકો હાંફે છે ત્યારે એમણે પરોણા હાથમાં શું કામ ન લીધા? મનનો એ સવાલ અમે પૂછયો પણ ખરો. એક બાઇએ કહ્યું, પરોણો લેઇને ચડીએ તો ઘોડે ચડીને જાત્રા કરી કહેવાય. અને જાત્રાનું પુણ્ય ન મળે!

પત્ર ધાર્યા કરતાં લાંબો ઘણો થઇ ગયો. બરાબર ચોત્રીસ કલાક અમે ગિરનાર ઉપરથી પાછા આવ્યા. જ્યારે અંબાજીથી પાછો વળીને ડોળી ઉપર ૭ કલાકમાંજ ટાઇમ્સનો ફોટોગ્રાફર અમારી સાથેજ પાછો નીચે ઉતરી આવ્યો. જ્યારે એની સાથેનો દેશી ભોમિયો ખાંડ ખાતો હતો કે હું એકલો હોઉં તો ત્રણ કલાકમાં અંબાજીથી પાછો આવી જાઉં! તું એક કલાકમાં પાછા આવવાની ખાંડ ખાય કે કેમ એ લખજે. બેગીને લેઇને ગિરનાર ચડવાની તને પ્રેરણા થાય તો મારો આ પત્ર લખ્યો સાર્થક માનીશ. એજ.

મોટાભાઈના શુભાશિષ

# પોતપોતાની દુનિયા

અરવિંદ પટેલ

[ ૧ ]

આ ઉનાળો તો શરૂ થયો ત્યારથી આકળવિકળ કરી નાખે છે. આખો દિવસ ગરમીથી ત્રાસી જવાય છે. પરંતુ એથી એક લાભ પણ મોટો થયો છે. શહેરી ધમાલિયા જિંદગીમાં પાડોશી સાથે પણ નિરાંતે બેસી ગપ્પાં મારવાનો મોકો મળતો નથી, તે ઉનાળામાં સારો મળે છે.

અમારા માળામાં પંદર કુટુંબો રહે છે. તેમાંથી દસ જેટલાં નવ વાગતા સુધીમાં અગાસી ઉપર સૂવા આવી જાય છે. રૂમમાં એટલી ગરમી થાય છે કે કામ મૂકીને પણ ખુલ્લી હવામાં બેસવાનું મન થાય જ. પરિણામે ખુલ્લી ઠંડી હવા સાથે ઠંડા પહોરનાં ગપ્પાં ભળે છે, બાળકો દોડાદોડ કરી કિલકારીઓ કરે છે એટલે દિવસની ગરમીના દુઃખનો બેવડો બદલો મળી રહે છે. આખા વરસમાં પાડોશીઓ સાથે બેસવાઊઠવાનો આ જ મોટો વખત છે અને એ રીતે ઉનાળો એ અમારે માટે ગરમી સાથે ઠંડાં ગપ્પાંનો ગાળો છે.

આજે કપિલભાઈએ દિવસના વર્તમાનપત્રના સમાચાર ઉપરથી વાત શરૂ કરતાં કહ્યું: 'સુમનભાઈ! આજે 'ગુજરાત સમાચાર' વાંચ્યું ને?'

સુમનભાઈને બદલે હું બોલી ઊઠ્યો: 'કેમ કંઈ ખાસ છે?'

કપિલભાઈ: 'આપણા લોક કેટલા પછાત છે તેનો કરૂણ કિસ્સો છે. ગામમાં બે હરિજનો હોટલમાં ચા પીવા ગયેલા. એક કાકરડાને ખબર પડી કે એ લોકો હરિજન છે એટલે ક્રોધે ભરાઈને એણે બેઉ જણનાં ખૂન કર્યાં!'

સરસ્વતીબહેન કંપી ઊઠતાં બોલ્યાં: 'શું કહો છો! આપણા લોક આટલા જંગલી છે પછી સ્વરાજ્યને માટે શી રીતે લાયક ગણાય?'

કપિલભાઈ: 'આવા કેસમાં હું તો માનું છું કે એને ફાંસીની સજા કરવી જોઈએ. સરકારનો કાયદો છે એટલે મંદિર, કૂવો કે હોટલમાં પ્રવેશતાં હરિજનને કોઈ રોકી શકે નહિ.'

મેં 'હરિજન બંધુ'માં આવેલા શ્રી. પરીક્ષિતલાલ મજમુદારનો 'ગામડાના હરિજનોનો પ્રશ્ન' લેખનો ઉલ્લેખ કરતાં કહ્યું: 'આ પ્રશ્ન સરકારના કાયદા સાથે પ્રજાની કેળવણી આવશે ત્યારે પૂરો ઉકલશે. ઉત્તર ગુજરાતના ગામડા

ગામમાં હરિજનોનો સામુદાયિક બહિષ્કાર કરવામાં આવ્યો છે. હરિજનો મોટરમાં સવર્ણ સાથે બેસે તે ગામલોકોને પસંદ નથી અને તેથી એ ગામે બહિષ્કાર કરીને છાશ, મજૂરી, મીઠુંમરચું અને વસ્તુઓ આપવાનું હરિજનોને બંધ કર્યું છે. આ અંગે હરિજન કાર્યકર્તા શ્રી. પરીક્ષિતલાલ એ ગામમાં ગયા તો તેમને કોઇ મુખીનું ઘર ન બતાવે!......'

વચ્ચે મશ્રિબા બોલી ઊઠયાં : 'ગામડાના લોક જડ હોય છે તે અમસ્તા નહિ. મોટરમાં એ બેસે તેમાં કંઇ કોઇનાથી રોકાતું હશે? દવાખાનામાં એ લોકોજ બધું કામ કરે છે ત્યાં કેમ વાંકા રહીને બધા ચલાવી લે છે!'

કુમુદબહેન : 'શહેરમાં લોકો હરિજનો સાથે જમવા સુધીની તૈયારી બતાવે છે ત્યારે ગામડામાં હજુ લોકો એની એ જૂની વાત પકડી રાખવા માગે તે કેમ ચાલે? જમાનો તો એમણે ઓળખવો જોઇએ! કૂવામાંના દેડકાની જેમ પોતાની દુનિયાજ ગામડાના લોક સાચી માનીને વર્તે છે. પણ જગત કેટલી ઝડપે બદલાય છે તે એમણે જોવું જોઇએ ને?'

[ ૨ ]

રાત્રે મોડેથી સૂઇ ગયા બાદ મને આ પ્રશ્ન ઉપર વિચાર આવ્યો. હરિજન પ્રશ્ન ઉપરના ડૉ. આંબેડકરના વિચારો યાદ આવ્યા. એ કહે છે કે હરિજનોને મંદિરપ્રવેશનો હક મળે કે સહભોજન ઊંચ વર્ણના લોક તેમની સાથે કરે તેથી મને સંતોષ નથી. જો સાચેજ ઊંચ વર્ણના લોક અસ્પૃશ્યતા ટાળવા માગતા હોય તો એમણે હરિજનોને નોકર તરીકે રાખવા જોઇએ. એ સાથેજ મેં વિચાર કર્યો કે ઘરકામ માટે હું નોકર શોધું છું તો મારે હરિજનને કેમ ન રાખવો?

અને બીજે અઠવાડિયે મેં તે વિચાર અમલમાં પણ મૂકયો. એક ભંગી છોકરાને ઘરકામ માટે રાખ્યો. મેં આશા રાખી હતી કે એને બીજા એકબે જાગનું કામ અપાવીને હું વધુ મદદ પણ કરીશ. પરંતુ પરિણામ એથી સાવ ઊલટું આવ્યું!

કપિલભાઈ મને ઠપકો આપતાં કહેવા લાગ્યા : 'અરવિંદભાઇ, અસ્પૃશ્યતામાં આપણે ન માનીએ તે જુદી વાત છે અને નોકર તરીકે રાખીએ તે જુદી વાત છે. અસ્પૃશ્યતામાં આપણે નથી માનતા પણ સ્વચ્છતામાં તો માનીએ છીએ ને!'

મેં : 'પણ આ છોકરો અસ્વચ્છ ક્યાં છે?'

મેં કટાણું કરીને કપિલભાઇ બોલ્યા : 'એ તો અસ્વચ્છજ કહેવાય.'

હું એમની સૂગ પામી ગયો હતો એટલે મેં નાહક દલીલ ન કરી.

મણિબાએ તો મારો બહિષ્કારજ પોકાર્યો. ઘરમાં વાત કરતાં એમણે દીકરીને કહ્યું : 'એ કુમુદ, અરવિંદભાઇને ઘેરથી આપણે હવે કોઇ ચીજ વસ્તુ લાવવી નહિ. ભંગી સાથે મોટર-ગાડીમાં બેસીએ એ તો ઠીક પણ આમ નોકર તે રખાતો હશે?'

સરસ્વતી અને કુમુદ અંદર અંદર વાત કરતાં હતાં.

સરસ્વતીબહેન : 'હું તો મોટા મોટા આગેવાનોને ત્યાં ફરી છું, પણ કોઇને ઘેર ભંગી નોકર મેં જોયો નથી. અડવા ન અડવામાં હું નથી માનતી, પણ આમ ઘરમાં તો શી રીતે રખાય?'

કુમુદબહેન : 'જોવા જઇએ તો એમાં કશું ખોટું નથી, પણ કોઇ જે કામ ન કરતું હોય તેની પહેલ આપણે ન કરવી જોઇએ.'

સરસ્વતીબહેન : 'મારુંય એજ કહેવું છે ને? બધા લોક એમ કરતા થશે ત્યારે આપણે કંઈ ઓછાં પછાત છીએ કે તે દિવસે આવી સૂગ રાખીશું?'

મને સહકાર આપવામાં સુમનભાઈ અને એમનાં પત્ની શારદાબહેન ખરાં. એ એની પાસે કામ કરાવવા પણ તૈયાર હતાં. પરંતુ એમનાં બા વતનથી આવવાનાં હતાં અને તે જૂના જમાનાનાં એટલે અહીં ઊભાં પણ ન રહે માની એ આવી ગયા પછી પોતે કામ કરાવશે તેમ એમણે મને કહ્યું હતું.

પરંતુ એમનાં બા આવ્યાં ત્યારે એમની સ્થિતિ તો વિચિત્ર થઇ પડી. એ તો એવાં રૂઢિચુસ્ત કે પાડોશમાં મારે ઘેર હરિજન કામ કરે તે પણ એમનાથી ન સહેવાય. કારણ કે અમે બધાં ભેગાં હરીએફરીએ અને બાળકો ભેગાં રમે. વસ્તુની આપ લે થાય. એમના સનાતની સ્વભાવને તો એ વેઠ્યું ન ગયું. તેમાં મણિબાએ ઉમેરી આપ્યું કે તમારો દીકરો અને દીકરાની વહુ પણ ઓછાં નથી. આખા માળામાં એજ એમની સાથે મેળ રાખે છે. બાકી બીજાંએ તો વસ્તુ લેવા-આપવી બંધ કરી દીધી છે. જોકે વાસ્તવમાં મણિબા વગર બીજાં બબડીને રહ્યાં હતાં એટલું જ; કોઇએ એવું ઉગ્ર પગલું ભર્યું ન હતું.

સુમનભાઇને તો પછી બા સાથે ખુલ્લેખુલ્લું યુદ્ધ થયું. બા રિસાઇને વતન પાછાં ચાલ્યાં ગયાં. અને મોત આવે તો પણ આવા બોળાવાડામાં પોતે પગ નહિ મૂકે તેવું વચન આપતાં ગયાં!

આટલેથી જ આ પત્યું હોત તો તો ઠીક પણ અમારે ઘેરે ય આવનાર સ્વજનો સુમનભાઈની બાની જેમ ઓછાં આ વસ્તુ સહી લે? પંદરમ દિવસે મથુરકાકા આવ્યા તેમણે મારી ગેરહાજરીમાં કાન્તાને ફોડી. પટલાઈ પેચ કરતાં એને કહ્યું : 'મારું એક વેણ રાખો તો એક વાત કરું.'

વડીલનું માન જાળવીને કાન્તાએ કહ્યું : 'કહો.'

મથુરકાકાએ કહ્યું કે, બીજું બધું તો ઠીક પણ ભંગીને નોકર તરીકે ન રાખશો. એમ હોય તો બીજો નોકર રાખવાનો ખર્ચ હું આપીશ. પણ આ કામ ન કરશો.

અને મારી વાત ન સ્વીકારવાની સમજૂતી આપતાં કહ્યું કે, એ તો ગમે તેમ કરે, પણ તમારે સમજવું જોઈએ. સારુંખોટું તો ઠીક પણ લોકનિંદાનું કામ ન કરવું જોઈએ. અને એથી ફાયદો પણ શો છે?

કાન્તાએ મને મથુરકાકાની વાત શબ્દસહ કહેતાં કહ્યું: 'જવા દોને ત્યારે, બધા લોક નિંદે છે ત્યારે આપણે આગળ પડીને શું કામ છે?'

હું વિચારી રહ્યો: 'શું જગત છે? દરેક પોતપોતાની દુનિયામાં વસે છે!'

## આરોગ્યની ચાવી

જે માણસ પોતાનું આરોગ્ય બરાબર સાચવવા માગતો હોય, તેણે સ્વાદને કાબૂમાં રાખવા, ચિંતાને દેશવટો દેવો, કામનાઓને અંકુશમાં રાખવી, લાગણીઓ ઉપર લગામ રાખવી, વીર્યનું જતન કરવું, મિતભાષી થવું, જય પરાજયને ઝાઝું મહત્ત્વ ન આપવું, દુઃખો અને નિંદાની ઉપેક્ષા કરવી, મૂર્ખાઈભરી મહત્ત્વાકાંક્ષાઓને દૂર કરવી, તીવ્ર ગમાઅણગમાનો ત્યાગ કરવો, દૃષ્ટિ અને શ્રવણને શાંત રાખવાં, તથા પોતાના આંતરિક પથ્યાપથ્યને વળગી રહેવું. માણસ પોતાના મનને થકવી ન નાખે અને જીવને ચિંતાગ્રસ્ત ન થવા દે તો તે માંદો શી રીતે પડે? એટલે જે માણસ પોતાની પ્રકૃતિને પોષવા માગતો હોય તેણે ભૂખ લાગે ત્યારે જ ખાવું, પણ અતિશય ખાવું નહિ; તરસ લાગે ત્યારે પીવું, પણ અતિશય પીવું નહિ. તેણે થોડું ખાવું અને તે પણ વચમાં લાંબો ગાળો રાખીને, વધારે પડતું અને વારે વારે ન ખાવું, તેણે ભૂખ રાખીને ખાવું અને ભૂખ ઝાઝી વેઠવી નહિ.

[બુદ્ધિ પ્રકાશ] ચીની પાકશાસ્ત્ર

# પરમાર્થી સ્વાર્થ

## મહેન્દ્ર મેઘાણી

સ્વ. ઝવેરચંદ મેઘાણીના પુત્ર શ્રી મહેન્દ્ર મેઘાણી અભ્યાસ અર્થે હાલ અમેરિકા છે. ગુજરાતીની આંખે અમેરિકન પ્રજા જોવાનું એમના 'નૂતન ગુજરાત' દૈનિકમાંના લેખો દ્વારા આપણને મળે છે. અમેરિકન પ્રજાએ યુરોપના બીજા દેશોને સંકટ સમયે કેવી મદદ કરી—કરે છે તે એમના નીચેના લેખમાંથી જાણવા મળે છે. આજે આપણે આપણા ભાઇઓ દુકાળમાં સપડાયા હોવા છતાં જમણવારો કરી મિષ્ટાન્ન કેમ જમીએ છીએ તેનો પણ જવાબ મળી રહે છે. લાંબા લેખનો સાર અહીં 'જ્યોતિર્ધર'માંથી ઉતાર્યો છે.



પોતપોતાને ઘરઆંગણે ભાવતાં ભોજનથી પેટ ભરી શકતાં હોવા છતાં અમેરિકાનાં કેટલાંક નરનારીઓને તૃપ્તિ મળતી નહોતી. કારણ કે યુરોપમાં લડાઇને પરિણામે વિરાટ અન્નસંકટનાં પૂર ફરી વળ્યાં હતા, અને યુરોપના લોકો આ નરનારીઓને મન પોતાના કુટુંબીજન સમાન હતા.

આ માણસો પ્રથમ તો ખાંડ, માખણ, લોટ, ચોખા, ઈંડાં અને માંસની જાતજાતની બનાવટો બજારમાંથી ખરીદી પોસ્ટ ઑફિસે જઇ યુરોપ પાર્સલ મોકલવા માંડ્યાં; ધીમે ધીમે આને માટે એક મંડળી—કંપની—કરવાની જાહેર ખબર છાપાંમાં પ્રગટ થઇ. લોકો પોતે જે ચીજો મોકલવા માગતા હોય તેની યાદી આ કંપનીને આપી પૈસા ચુકવી દે અને તે મુજબ પાર્સલો કરી આ કંપની યુરોપ રવાના કરે. આમાં કેટલીક ગરબડ થવા લાગી, યુરોપમાં પોસ્ટ ખાતામાં અવ્યવસ્થા થયેલી હોવાથી પાર્સલો ચારચાર અને છછ મહિને મળે એવી સ્થિતિ થઇ ગઇ.

આખરે ૧૯૪૫ના નવેમ્બરની ૨૭મી તારીખે કેટલીક ધાર્મિક અને રાહતની સંસ્થાઓએ મળીને એક વિશાળ સહકારી મંડળીની સ્થાપના કરી. એનું નામ યુરોપ માટે અમેરિકાની મદદની સહકારી મંડળી રાખવામાં આવ્યું. ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, પોલાંડ, ગ્રીસ, ચેકોસ્લોવેકિયા, નોર્વે, બેલ્જિયમ, બ્રિટન, ઇટલી વગેરે અનેક પ્રદેશોમાં આ મંડળી મારફત રાહત પહોંચાડવામાં આવે છે. છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન આ સંસ્થા મારફત દુનિયાના ૧૪ જુદા જુદા દેશમાં ૨૩ કરોડ રૂપીઆની કિંમતનાં ૭૦ લાખ જેટલાં પાર્સલો મોકલવામાં આવ્યાં છે. આ પાર્સલોમાંના ૯૦ ટકા જેટલાં પાર્સલોમાં ખોરાક હતો અને બાકીનામાં ગરમ ધાબળીઓ, સાબુ, સુતરાઉ કાપડ, વગેરે ઘરવપરાશની ચીજો હતી.

યુરોપના જે જે દેશોમાં આ પાર્સલો મોકલવામાં આવતાં હતાં ત્યાંની સરકાર સાથે ચાર પ્રકારના કરાર કરવામાં આવતા હતા. (૧) મંડળી મારફત મોકલાતાં પાર્સલ ઉપર જકાત ન લેવી. (૨) પાર્સલ જે વ્યક્તિને મળે તેના રેશનમાં કોઇ જાતનો કાપ ન મૂકવો. (૩) એની વહેંચણીમાં કોઈ પણ પ્રકારની દખલ વગર જેને એ પાર્સલ મોકલવામાં આવ્યું હોય તેને પહોંચાડવું. (૪) એ પાર્સલો પહોંચે ત્યાં સુધી તેના રક્ષણનો પોલીસ બંદોબસ્ત કરવો. યુરોપના લગભગ બધા દેશો સાથે ફ્રેંચ અને બ્રિટિશ તાબાના જર્મન પ્રદેશ માટે પણ–આ કરારો થયા હતા, હંગરીમાં પણ અગાઉ આ કરાર થયા હતા, પણ ત્યાં નવું તંત્ર થયા પછી ફરી કરાર ન કરવાને કારણે ત્યાં પાર્સલો મોકલવાનું કામ બંધ કરવું પડયું. રશિયામાં તેમજ રશિયા તાબેના જર્મન પ્રદેશમાં આ મંડળીને પ્રવેશ મળી શકયો નથી. પરંતુ આ મંડળી રાજકારણથી તદ્દન અલિપ્ત, કેવળ માનવસેવાની ભાવનાથી, પોતાનું કાર્ય કરે છે એટલે બીજા સામ્યવાદી દેશોએ તેને માટે પોતાના દેશનાં દ્વાર ખુલ્લાં રાખ્યાં છે. યુરોપ ઉપરાંત એશિયાનાં યુદ્ધપીડિત રાષ્ટ્રોની મદદે પણ હવે મંડળ કાર્ય કરી રહ્યું છે. જાપાન, દક્ષિણ કોરીઆ, અને ફિલિપાઇન્સમાં પાર્સલો મોકલાય છે.

ત્રણ વર્ષ ઉપર ૬ ૬૫,૦૦૦ ડોલરથી મંડળના કાર્યની શરૂઆત થઇ. યુરોપની જુદી જુદી ભાષાઓમાં અમેરિકામાં પ્રગટ થતાં વર્તમાનપત્રોમાં એ બાબતની જાહેર ખબર પ્રગટ થઇ અને અમેરિકાની સંખ્યાબંધ સ્રીસંસ્થાઓ, વેપારીઓનાં તથા મજૂરોનાં મંડળો પાસેથી મંડળે મદદની માગણી કરી. શરૂઆતમાં રોજનાં ૭સો પાર્સલોનો ઓર્ડર મળવા લાગ્યો. પછી ઑસ્ટ્રિયા સાથે કરાર થયા પછી ૧૦૦૦નો ઓર્ડર મળવા લાગ્યો. પાર્સલની કિંમત ૧૫થી ૧૦ ડોલરની કરવામાં આવી, ત્યારે ૫૦૦૦ સુધી ઓર્ડર આવવા માંડયા. પરંતુ હજી વ્યવસ્થા પ્રમાણમાં શિથિલ હતી. પાર્સલો યુરોપ મોકલવામાં ઘણી ઢીલ થતી, ત્યાં વહેંચવામાં પણ બહુ વખત જતો. વ્યવસ્થા-ખર્ચ પાંચ ડોલર જેટલો આવતો. જાહેર ખબરોમાં જ એક લાખ ડોલર જેટલો ખર્ચ થઇ જતો. આ અસંતોષકારક સ્થિતિ સુધારવાનું કામ મિસ્ટર પોલ ફ્રેન્ચ નામના શાંતિવાદી સદ્‌ગૃહસ્થને સોંપવામાં આવ્યું. એમણે જે ભલામણો કરી તે અમલમાં મૂકવાનું કામ એમને જ સોંપવામાં આવ્યું. એમણે વહીવટીતંત્રના ખર્ચમાં, જાહેર ખબરને બદલે માહિતીખાતું ખોલીને અધિકારીઓના પગારમાં અને લશ્કરનાં વીસ લાખ પડીકાં ખલાસ થયા પછી મંડળ પોતે અનાજ વગેરેની સામગ્રી ખરીદી કરી લે એવો બંદોબસ્ત કરીને પાર્સલના ખર્ચમાં પુષ્કળ ઘટાડો કર્યો.

આ પાર્સલોમાં જુદા જુદા દેશને અનુકૂળ અને રુચતો ખોરાક તથા બાળકો માટે ખાસ ખોરાક મોકલવામાં આવે છે. દરેક પાર્સલમાં ૨૨½ રતલ ખોરાક હોય છે. તેમાં કુલ ૪૨.૬૫૦ કેલરીઝ શક્તિ હોય છે. ગરમ કાપડ, સુતરાઉ કાપડ અને કોલસાનાં પાર્સલો પણ બનાવ્યાં છે. કોઈ પણ પાર્સલ કોઈ પણ દેશમાં મોકલવાના ખર્ચ સાથે દશ ડૉલર જેટલું ખર્ચ આવે છે. સર સ્ટ્રેફર્ડ ક્રેપ્સ તરફથી મંડળને એવી સૂચના કરવામાં આવી કે બ્રિટનમાં નવાં જન્મેલાં બાળકો માટે અમુક સંખ્યામાં પાર્સલ તૈયાર કરી મોકલવાં. તરત જ "ઘોડિયા પાર્સલ" નામનું દશ ડૉલરનું પાર્સલ તૈયાર કરવામાં આવ્યું. એ પાર્સલમાં ૧ ડઝન ગોદડીઓ, ૧ ગાદલી, ૨ દૂધ પીવાની શીશીઓ, ૧ પીન-પેંડીકું, બોરીક એસિડની શીશી, માથાના તેલની શીશી, પાઉડરની ડબ્બી, નહાવાના સાબુ વગેરે ચીજોનો સમાવેશ કરવામાં આવ્યો. પાર્સલોમાં શાકભાજીનાં બીના પાર્સલનો ઉમેરો કરવામાં આવ્યો છે તેમાં ગાજર, કાકડી, કુંભળી, વટાણા, મરચાં, ટામેટાં, કોબી, ફ્લાવર વગેરે ૨૮ જાતનાં શાકભાજી મળીને ચાર ડૉલરનું એક પાર્સલ થાય છે. આ બીથી ૧૫૦'x૫૦' જેટલી જમીનમાં વાવેતર થઈ શકે છે. આ પાર્સલોથી સ્વાવલંબનનો પાઠ આપી શકાય છે. વ્યવસ્થિત રીતે અને કરકસરથી મંડળનો વહીવટ ચાલતો હોવાથી દરેક પાર્સલ દીઠ ૧૫ થી ૨૦ સેન્ટની બચત રહે છે! તે એકંદરે એટલી બધી થાય છે કે તેમાંથી ૧૯૪૮ની સાલની આખર સુધીમાં સોળ લાખ ડૉલરનાં પાર્સલો ગરીબોને મફત આપવામાં આવેલાં.

દર માસે મંડળ ૭ લાખ પાર્સલો પરદેશ મોકલે છે. યુરોપના જુદા જુદા દેશોમાં મંડળનાં ૬૦૦ ગોડાઉનો છે, જે માણસને પાર્સલ અમુક વ્યક્તિને મોકલવાનું હોય તેનું નામ અને સરનામું મંડળની ઑફિસમાં આપવાનું અને દસ ડૉલર આપવાના. મંડળ તરફથી ત્રણ જાતની પહોંચો તૈયાર કરવામાં આવે છે. કાળી પહોંચ મોકલનારને આપવામાં આવે છે. લીલી પાવતી મંડળની લંડનની ઑફિસમાં રાખવામાં આવે છે અને લાલ જે વ્યક્તિને પાર્સલ પહોંચાડવાનું હોય તેને ટપાલમાં મોકલવામાં આવે છે. તે દેશની મંડળની ઑફિસમાં જઈ એ માણસે પાવતી બતાવી પાર્સલ લેવાનું હોય છે, અને લાલ પાવતી ઉપર પોતાની સહી કરી આપવાની હોય છે. એ લાલ પાવતી પાછી સહી થઈને મોકલનારને પહોંચાડવામાં આવે છે.

કેટલું જંગી આ કામ ચાલે છે તેનો ખ્યાલ નીચેના આંકડાથી આવશે. એક ઉનાળામાં મંડળ તરફથી ૧૨ લાખ રતલ લોટ, ૨૪ લાખ રતલ

માંસ, ૧૨ લાખ રતલ સૂકો મેવો, ૧૨ લાખ રતલ ચોકલેટ, ૧ાા લાખ વાર ઉનનું કાપડ, લાખોની સંખ્યામાં સીવવાની સોય, લાખો વોટરપ્રુફ ખોખાં ખરીદીને ફીલાડેલફિયાના બંદરની ગંજાવર વખારોમાં ભરી રાખવામાં આવ્યાં હતાં. ૪૦૦ માણસો આ ચીજોનાં પાર્સલો બનાવવામાં ત્યાં રોકવામાં આવ્યાં હતાં. પાર્સલો બનાવીને તે બધાં ગોદી ઉપર પહોંચાડવામાં આવ્યાં હતાં. આ આખા વ્યવસ્થાતંત્ર ઉપર દર મહિને સરેરાશ ત્રણ લાખ ડોલર ખરચવામાં આવે છે.

દેશની જનતાનો આ પરોપકારી કામમાં કેટલો સહકાર છે તે એટલા ઉપરથી જણાશે કે વેપારીઓ જે માલ પૂરો પાડે છે તેમાં ભાવમાં ખાસ ઘટાડો કરે છે, કોઈ વેપારીઓ નફો જતો કરે છે અને સૂકા મેવાના એક વેપારીએ તો બિસ્કિટના દસ લાખ ડબ્બા બાળકો માટે પોતાના તરફથી ભેટ આપ્યા. માલની ખરીદી મોટે ભાગે સહકારી મંડળીઓ મારફત કરવામાં આવે છે. જીવનની જરૂરીઆતોની ચીજો મોકલવાનું જ ધ્યેય મુખ્યત્વે આમાં રાખવામાં આવ્યું છે, તેમ છતાં સ્વાદ, રંગની સુન્દરતા, કલામય ગોઠવણીનું ધ્યાન રાખવામાં આવે છે, અને કાંસકી, નાના અરીસા, મીઠાઇ, બૂટની જોડી, ચોકલેટ, સાબુ વગેરે ચીજો પણ પાર્સલોમાં મૂકવામાં આવે છે. કાપડના વિવિધ રંગો પસંદ કરવામાં આવે છે જેથી પહેરનારને ગણવેશ જેવું ન લાગે.

જે જર્મની સાથે અમેરિકા ભયંકર યુદ્ધમાં ઉતર્યું હતું. જે જર્મની ફરી પચીસત્રીસ વર્ષ સુધી ઊંચું ન આવી શકે એવા તેના હાલહવાલ કરી નાંખવામાં આવ્યા છે, તે દેશનાં ભૂખે અને ટાઢે મરતાં સ્ત્રીપુરુષો તથા બાળકોને પણ મંડળ તરફથી મદદનાં પાર્સલો મોકલવામાં આવે છે. કારમા સંકટમાં સપડાયેલાં એ દેશનાં લાખો માણસો પ્રત્યે અનુકંપા અને સહાનુભૂતિ દર્શાવનારાં લાખો માણસો દુશ્મન ગણાતા દેશમાં પણ છે. વસ્તુતઃ દુશ્મનાવટ તો રાજદ્વારી નેતાઓ, મોટા વેપારીઓ અને પ્રપંચી ખટપટી ધનિકોને હોય છે — પ્રજાનો સામાન્ય વર્ગ તો સમાન ભાવની દષ્ટિ સાચવી શકે છે.

પાર્સલ મોકલનારાના હૃદયમાં પણ કેવો ભાવ ઉત્પન્ન થાય છે તે એક અમેરિકન બાઇએ લખેલા પત્રમાંથી જણાય છે. "સાચી વાત એ છે કે પાર્સલ મોકલવામાં મારો જ સ્વાર્થ સમાયેલો છે. તમે માનશો? પાર્સલ પછી જ મને અહીંના મારા ભોજનમાં સ્વાદ આવે છે."

# સમસ્ત પાટીદાર સમાજ—૬

૧

સમસ્ત પાટીદાર સમાજની કાર્યવાહક સમિતિએ બહેનો માટેના પ્રતિજ્ઞાપત્રમાં રાખવાની પ્રતિજ્ઞાઓનો મુસદ્દો ઘડવા માટે એક પેટાસમિત નીમી હતી. એ પેટાસમિતિએ એ પ્રતિજ્ઞાઓનો મુસદ્દો તૈયાર કરી સુધારાવધારા સૂચવવા માટે 'પાટીદાર'ના ગયા ફાગણના અંકમાં પ્રસિદ્ધ કર્યો હતો. એ મુસદ્દા ઉપર કોઇના તરફથી સુધારાવધારા સૂચવાયા નહિ હોવાથી સમાજની કાર્યવાહક સમિતિની તા. ૫–૪–'૪૯ની સભામાં તે મંજૂરી માટે રજૂ કરાયો હતો. કાર્યવાહક સભામાં તે સંબંધી કેટલુંક વિવેચન થઇ તે મુસદ્દો 'પાટીદાર'ના ફાગણના અંકમાં 'સમસ્ત પાટીદાર સમાજ–૫' એ લેખમાં છપાયા પ્રમાણે મંજૂર થયો હતો. આ મંજૂર થયેલી પ્રતિજ્ઞાઓવાળા બહેનો માટેનાં પ્રવેશપત્રો છપાવવાનું પણ એ સભામાં નક્કી થયું છે. આથી પાટીદાર બહેનોએ આ સમાજમાં જોડાવા માટે એ પ્રવેશપત્રો મગાવવા માટે નીચેને સરનામે લખવું:—

**શ્રી. ચિમનભાઈ મૂ. અમીન**, મંત્રી, સમસ્ત પાટીદાર સમાજ,
સેકવા શેરી, અમદાવાદી પોળ, **વડોદરા.**

પ્રવેશપત્રો છપાયે માગણી પ્રમાણે તે વેળાસર મોકલી આપવામાં આવશે.

સમાજની કાર્યવાહક સમિતિની તા. ૫–૪–'૪૯ની સભામાં આ કામ ઉપરાંત સમાજના સભ્યો વધે તે માટે પ્રચાર કરવા જનારને સમાજ તરફથી રેલવેભાડું તથા બીજું આવશ્યક ખર્ચ આપવાનું પણ ઠરાવ્યું હતું. આ પાછળ થતું ખર્ચ મેળવવા માટે પ્રવાસ કરવાનું પણ આ સભામાં વિચારાયું હતું. સમાજની પ્રવૃત્તિ તરફ સદ્ભાવ રાખનાર વ્યક્તિઓ તરફથી યથાશક્તિ મદદ સમાજના મંત્રીને મોકલી આપવામાં આવશે, એવી અમારી અભિલાષા છે. વળી જે વ્યક્તિઓ સમાજના સભ્યો નોંધવા માટે પ્રવાસ કરવા ઇચ્છતી હોય અને તેમને ખર્ચને અંગે સમાજની મદદની જરૂર હોય તેવી વ્યક્તિઓ સમાજના મંત્રીને મળીને કે પત્રવ્યવહાર કરીને આ બાબત નક્કી કરી લેશે એવી અમે આશા રાખીએ છીએ.

કાર્યવાહક સમિતિની ઉપર જણાવેલી સભામાં સમાજના એક સભ્ય નારસદના શ્રી. સુમનભાઇ ભાઇલાલભાઇ અમીનનું લગ્ન કરમસદ થયું. તે તેમણે સાદાઈથી કરવા માટે અભિનંદન આપવાનો ઠરાવ થયો હતો.

૨

આપણા દેશમાં સૌને પ્રગતિની સરખી તક મળે તે હેતુથી જાતો તથા નાતોની સંકુચિત ભાવના દૂર થવાની જરૂર છે. સમસ્ત પાટીદાર સમાજ આ ઉચ્ચ ભાવનાનો વિરોધી નથી, બલ્કે પોષક છે. પાટીદારોમાં લેઉવા, કડવા, આંજણા, મતિયા, ઉદા એવા ભેદો છે, સ્થળ પ્રમાણે પણ ચરોતર, વાકળ, કાનમ, દસેક્રોશી, ચોગશી એવા ઘણા ભેદો છે. એક જ સ્થળ વિસ્તારમાં અને એક જ પેટાજ્ઞાતિમાં પણ બાવીસ, સત્તાવીસ, પાંચ, ૭, એવા ગામના જૂથના (ગોળના) ભેદો છે. વળી એક જ ગામમાં કુટુંબોના ચડતાઉતરતાપણાના પરંપરાગત ભેદ પણ મનાય છે. આ બધા ભેદો ઓછા થઈ તે અદૃશ્ય થાય એવી દૃષ્ટિ સમસ્ત પાટીદાર સમાજ પાછળ રહેલી છે. વળી પાટીદારો બીજી નાતો તથા જાતો સાથે સારો વર્તાવ કરતા થાય, તેમના સાથેનો સંબંધ વધારે: આવી દૃષ્ટિ પણ આ સમાજની પાછળ રહેલી છે. આ સમાજ પાટીદારોમાં મિથ્યાભિમાન જગવવા કે પોષવા માટે ઊભો કરેલો નથી. રાજકારણમાં બીજી નાતો કે જાતોને હડસેલી મૂકી પાટીદારોનું વર્ચસ્વ સ્થાપવા પણ આ સમાજ સ્થપાયો નથી. આ સમાજનો હેતુ ઉપર જણાવ્યા ઉપરાંત મુખ્યત્વે પાટીદારોમાં સામાજિક કુરૂઢિઓ છે તે દૂર કરવાનો છે. સમાજનું બંધારણ તથા સમાજનું અત્યાર સુધીનું કામકાજ અને લેખન જોવાથી ઉપર પ્રમાણે ખાતરી હરકોઈને થઈ શકશે. આથી, કેટલાક ભાઈઓ આ સમાજમાં જોડાવાથી પોતે દેશહિતની વિરુદ્ધની પ્રવૃત્તિમાં તો જોડાતા નથી એવો જે અંદેશો રાખે છે તે બરાબર નથી, એમ સમજી શકાશે. પાટીદાર સમાજના કાર્યવાહકો તથા સભ્યો સામાન્ય દેશહિતની બાબતમાં પાછળ નહિ પડતાં સૌની સાથે અને બને તો આગળ પણ રહેવા ઇચ્છે છે. અમે આશા રાખીએ છીએ, કે પાટીદાર ભાઈબહેનો સમસ્ત પાટીદાર સમાજનું દૃષ્ટિબિંદુ સમજી સમાજના કાર્યમાં ઉત્સાહભેર સાથ આપશે.

વડોદરા, શંકરભાઈ સો. પટેલ
તા. ૯–૪–'૪૯ પ્રમુખ

## વીંછી કરડે ત્યારે

જીરાને અધકચરું વાટી નાખો, પછી એક કાગળમાં અથવા બીડી બને છે તે પાનમાં તેની બીડી બનાવો ને વીંછી કરડ્યો હોય તેને એ બીડી પીવડાવો. તેનો ધુમાડો બેત્રણ વાર શ્વાસમાં લેતાંની સાથે જ વીંછીનું ઝેર ઉતરવા માંડશે. ને બે મિનિટ પછી બધું ઝેર ઊતરી જાય છે. : જશભાઈ જ. પટેલ

# દરબાર સાહેબના દીકરાનું લગ્ન—૩

દરબાર સાહેબના પુત્ર શ્રી. સુપેન્દ્રભાઇના લગ્ન અંગે આ માસિકમાં જે અગાઉ ચર્ચા આવી ગઇ છે તેના જવાબ રૂપે નીચેના બે પત્રો એમના પુત્રો શ્રી. મહેન્દ્રભાઇ અને શ્રી. યોગેન્દ્રભાઇએ લખ્યા છે, જે ગયા અંકમાં છેલ્લી ઘડીએ મળવાથી લેઇ શકાયા ન હતા તે આ અંકે લીધા છે. તંત્રી

[ ૧ ]

કલકત્તા, તા. ૧૬–૩–૪૯

શ્રીમાન્ તંત્રીશ્રી, 'પાટીદાર'

આપના ફાગણના અંકમાં 'દરબારશ્રીના પુત્રનું લગ્ન' શિર્ષકનો લેખ (બીજો હપ્તો) વાંચવામાં આવ્યો. પહેલો હપ્તો શું હતો તે જાણવા મળેલ નથી. પણ શ્રી. ચીમનભાઈ મૂ. અમીનના લેખના છેલ્લા ફકરામાં 'દરબાર સાહેબને હલકા પાડવાના હેતુથી લખાયેલ નથી' એ મતલબની ચોખવટ જોઇ લાગે છે કે એવા પ્રકારનું કાંઇક લખાયેલ હશે.

કેટલીક ચોખવટ કરી લઉં:— દરબાર સાહેબ એક એવા પિતા છે કે જેની જોડ આપણા સમાજમાં મળવી મુશ્કેલ છે. તેમના પુત્રોને પોતાને લગતા બધા પ્રશ્નો અંગે પોતાને યોગ્ય લાગે તેમ વર્તવાની છૂટ છે. તેમના મોટા બે પુત્રોનાં લગ્ન પણ તેઓની સંમતિથી જ અને તેમાં બીજા પુત્રનું (મારૂં) લગ્ન તો મારી પસંદગીથીજ થયેલ, તેમની કાંઇક અનિચ્છા છતાં. સિદ્ધાંતને વાંધો ન આવતો હોય તો ફક્ત આદર્શ બેસાડવા ખાતરજ વિરોધ કરી પુત્રોનાં દિલ દુખવવા જેટલા વેદિયા તેઓ નથી.

સુપેન્દ્રના લગ્નમાં એ એક મહેમાન જેવાજ હતા. અને અમારા આગ્રહને વશ થઇનેજ ઘણી અણગમતી બાબતો એમને ચલાવી લેવી પડેલી. ટીકાઓ થશે એ એમના ધ્યાનમાં હતું જ અને અમને કહેલું પણ ખરૂં. પણ એકવાર મુંબાઇ આવી ગયા બાદ સિદ્ધાંતને બાધ ન'તો આવતો પણ આદર્શ રજુ થઇ શકતો ન'તો એ જ ખાતર ભાગ ન લેવો કે ચાલ્યા જવા જેટલી હદે જઇ અમારાં મન દુભાવવાનું અને આનંદને બદલે ગમગીની ફેલાવવાનું એમને યોગ્ય ન'તું લાગ્યું. (યોગ્ય હતું પણ નહિં.)

એમના સિદ્ધાંતને બાધ ન આવે એટલી મર્યાદામાં રહીને ગૃહજીવનના દરેક સભ્યને વર્તવાની અને એમાં દરબાર સાહેબને ભાગ લેવા આગ્રહ કરવાની છૂટ છે. હોવી પણ જોઇએ.

સાંભળ્યા પ્રમાણે કેટલીક કહેવાર થયેલ એવી ટીકા પણ થઈ છે. જેમાં

કાંઇક ગેરસમજ ને કેટલોક દૃષ્ટિભેદ હોવા સંભવ છે, કાંઇક અંશે અસત્ય પણ. આવે પ્રસંગે, ખાસ કરીને જાહેરજીવનના આગેવાનો અંગે થતી ટીકાઓ છાપતાં પહેલાં તેઓને જ એ અંગે ખૂલાસો કરવાની તક આપવી જોઇએ. જેથી તેઓને અન્યાય ન થાય. અને આક્ષેપો તથા બચાવોની પરંપરા ન ચાલે. જાહેરમાં ગંદકી ન ફેલાય.

આશા છે આ પત્રને યોગ્ય રીતે સમજશો તથા દરબાર સાહેબને અન્યાય ન થાય એ ખાતર આ પત્ર કે એનો યોગ્ય સાર–ભાવાર્થ છાપશો.

લી. સ્નેહાધીન, મહેન્દ્રના જયહિંદ

[ ૨ ]

તંત્રીશ્રી, 'પાટીદાર'

અમારા કુટુંબમાં ઉજવાઇ ગયેલા લગ્ન–પ્રસંગ અંગે 'પાટીદાર' માં આવતા ચર્ચાપત્રો પ્રત્યે સ્વાભાવિક રીતે જ ધ્યાન ખેંચાયું છે.

મોટા માણસના અઘટિત કાર્ય માટે ટીકા થાય તેમાં અયોગ્ય કશું નથી પરંતુ સૌથી પ્રથમ તો એ નક્કી કરવાની જરૂર હતી કે જે વસ્તુ માટે દરબાર સાહેબને ટીકાપાત્ર ગણવામાં આવ્યા છે તે માટે તેઓ ખરેખર જવાબદાર છે કે કેમ ? કારણ કે આખીય ચર્ચા આ જ પ્રશ્ન પર અવલંબે છે. ટીકાકારોએ કોઇ પણ જાતની ચર્ચામાં ઉતર્યા પહેલા ખરી વસ્તુસ્થિતિ જાણવાની જો કાળજી લીધી હોત તો આ ચર્ચાનો નિકાલ આપોઆપ જ આવી ગયો હોત. કદાચ તે ઉદ્ભવી જ ન હોત. પરંતુ દરબાર સાહેબના હિતચિંતકો તેમના હિતની શોધમાં આ વસ્તુ શોધવાનું ભૂલી ગયા લાગે છે.

અન્ય રીતે પણ આ ચર્ચામાં જોઇતા ,ઊંડાણનો અભાવ જણાય છે. આપણા જૂનવાણી સમાજમાં લગ્ન પ્રસંગના કર્તા હર્તા તથા તેના સર્વાધિકારી પરણનાર વ્યક્તિ નહીં પણ તેના માબાપ હોય છે. આથી તે અંગેની સર્વ જવાબદારી પણ તેમની જ ગણાય તે બરાબર છે. પણ આ ન્યાય બધી જ જગ્યાએ–તેવું ન હોય ત્યાં પણ–એક સરખી રીતે લાગુ પાડી શકાય કે કેમ તેનો વિચાર ટીકાકારની વિવેચક બુદ્ધિએ કરી લેવો જોઇતો હતો. આ સિવાય આ પ્રશ્નને બીજી રીતે વિચારવાની પણ જરૂર રહે છે. સ્વતંત્રતાનો આદર્શ આજે રાજકીય ક્ષેત્ર પુરતો જ સીમાબદ્ધ રહ્યો નથી પરંતુ તે જીવનના દરેક દરેક અંગ સુધી પહોંચી ગયો છે. વ્યક્તિસ્વાતંત્ર્ય તે તેનું છેલ્લું સ્વરૂપ છે. આધુનિક વિચારસરણી અનુસાર કોઇ પણ વ્યક્તિનું વાણી, વિચાર તથા વર્તનનું સ્વાતંત્ર્ય સ્વીકારાયું છે. આ મુજબ ઉચ્ચ કુટુંબોમાં પુખ્ત ઉમરના પુત્રને પણ પિતા તરફથી આ હક્કનો અધિકાર રહે છે. અને

લગ્ન વિગેરેને તેના અંગત પ્રશ્નો ગણીને તેને લગતી સર્વ બાબતોનો કુલ મુખત્યાર તેનેજ ગણવામાં આવે છે. માતાપિતા વડીલ તરીકે તેને સલાહ સૂચના આપી શકે ખરા પણ પોતાના આદર્શો તેની પર લાદી શકે નહીં. આ પ્રસંગમાં એવું નં'તું બન્યું એમ માનવાને ટીકાકારો પાસે શું કારણ હતું?

દરબાર સાહેબના કુટુંબમાં જે જાતનું વ્યક્તિસ્વાતંત્ર્ય ભોગવાતું આવ્યું છે તેનો વિચાર કરવામાં આવ્યો હોત તો પણ પ્રશ્ન સરળ રીતે સમજી શકાયો હોત અને ચર્ચાપત્રો લખવાની જરૂર ન રહી હોત

એક બીજી વસ્તુ પણ વિચારવાની રહે છે. જાહેર પુરુષોના જીવનમાં હમેશા તેમના આદર્શો તથા કુટુંબ પ્રત્યેની ફરજ વચ્ચે સંઘર્ષ જોવામાં આવે છે. કારણ કે જાહેર પુરુષ થવાથી કુટુંબ પ્રત્યેની તેમની લાગણીઓ કે ફરજો મટી જતી નથી. આથી આવા પ્રસંગોએ તેઓની સ્થિતિ ત્રિશંકુ જેવી--બેમાંથી કોઈ તરફ ન જઇ શકે તેવી—થતી હોય છે. તેઓ કોને છોડે? પોતાના આદર્શોને કે કુટુંબીઓને? આવે સમયે તેઓ ગેરસમજ પણ સારી રીતે થતા હોય છે કારણ કે સામાન્ય સમુદાયનું માનસ ટીકાખોર તથા ઉપલકીયું હોય છે. તેઓ વસ્તુને તેના ખરા સ્વરૂપમાં ભાગ્યેજ સમજી શકતા હોય છે. પરંતુ સારાસાર સમજનાર વિવેચક વર્ગે પ્રશ્નની ઉપલક સપાટી પરથી ઊંડે જઈ તેને યોગ્ય રીતે સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ તેને બદલે તેઓ પણ અધકચરું વાટવા માંડે તો લોકોનું તો કહેવાપણું જ શું રહે?

કેટલીક એવી હકીકતો પણ લખાઇ છે કે જે અધુરી તપાસની જ જાહેરાત કરે છે. ગામગપાટા તો એથી ય બીજુ ઘણું કહી જાય છે. કેટલીક હકીકતો તો તેઓ જ વધુ જાણતા હોય એમ જણાય છે. કારણ કે તેની ખબર તો તેમની પાસેથી જ પડે છે.

આ પ્રશ્નને વધુ વિશાળ રીતે સમજવાનો પ્રયત્ન કરીએ તો દરબાર સાહેબના કુટુંબીઓને જ હાથે દરબાર સાહેબના આદર્શોનું ઉલ્લંઘન થયું તેમાં જ તેમનો—દરબાર સાહેબનો—અને તેમના સ્વતંત્રતાના આદર્શોનો વિજય જણાશે. કારણ કે અન્યની સ્વતંત્રતા ખાતર પોતાના આદર્શોનું ઉલ્લંઘન સહી લેવામાં આદર્શોના પરિપાલન કરતા પણ વધુ ક્ષમતા અને ધૈર્ય જોઇએ છે. આ પ્રસંગથી તો તેઓ સૌનો સમભાવ માંગી લે છે કામ નહીં. કારણ કે તેઓ લગ્નમાં પરણનાર વ્યક્તિના બાપ તરીકે હાજર રહ્યા હતા યોજક તરીકે નહીં. પણ તેમને જાગ્રત રાખવાની ચિંતામાંથી આપણે મુક્ત થઇએ ત્યારે જ આ વસ્તુસ્થિતિ તરફ આપણું ધ્યાન જાયને?

યોગેન્દ્ર પ્રિયદર્શી

# ગ્રંથસ્વીકાર

**(૧) જીવતા તહેવારો:** લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, રૂ. ૨.

પુસ્તકની આ ચોથી આવૃત્તિ છે અને આ અગાઉ એનું મહત્ત્વ પ્રજાએ સ્વીકારી લીધેલું છે. તહેવારો પાછળની ભાવના કાકાસાહેબની વિચારક દૃષ્ટિથી જોવાનો લહાવો ન લીધો હોય તે આ નવી આવૃત્તિથી લેવાનું ન ચૂકે.

**(૨) ચિત્રાંગદા અને વિદાય–અભિશાપ:** અનુવાદકો–મહાદેવ દેસાઇ, નરહરિ પરીખ, પ્રકાશક ઉપર પ્રમાણે, દસ આના.

રવિબાબુની ચિત્રાંગદા અને કચદેવયાની નાટિકાઓનો અહીં અનુવાદ કરીને મૂકાયો છે. આ પણ ત્રીજી આવૃત્તિ છે એટલે પ્રજા આગળ નવીન નથી. કાકાસાહેબનો ઉપોદ્‌ઘાત પણ એક સ્વતંત્ર ભાગ જેવો છે.

**(૩) વનછાંયા:** લેખક–ધૂમકેતુ, પ્રાપ્તિસ્થાન–ભારતી સાહિત્ય સંઘ, લિ., અમદાવાદ–મુંબઈ, રૂ. ૩.

શ્રી ધૂમકેતુ ગુજરાતી સાહિત્યમાં નવલિકાકાર તરીકે પ્રથમ સ્થાન ધરાવે છે. એમના જેટલી નવલિકાઓ બીજાએ લખી પણ નહિ હોય. 'વનછાયા' એ નવલિકાઓનો એમનો અગિયારમો સંગ્રહ છે. કુલ ૨૨ વાર્તાઓ આમાં છે. વિષયનું વૈવિધ્ય પણ છે, વાચનનો રસ પણ છે.

**(૪) વડને છાંયડે:** લેખક, પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે, રૂ. ૧.

શ્રી ધૂમકેતુએ નવલિકા–નવલકથા ઉપરાંત હાસ્ય, ચિંતન ઉપર કલમ અજમાવી છે તેમ પ્રૌઢો માટે, લોકસંસ્કાર માટે પણ નાના નાના પ્રસંગો લખ્યા છે. 'વડને છાંયડે' એ લોકસંસ્કાર માટે બોધપ્રધાન લખાયેલા રસિક પ્રસંગો છે.

**(૫) પ્યારા બાપૂ:** સંપાદક–નવીન ગાંધી, સ્થળ–૪૫, નેહરુ રોડ, વિલેપારલે, મુંબઈ–૨૪, વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૭, વિદેશમાં બાર શિલિંગ.

'પ્યારા બાપૂ' એ માસિક છે. માર્ચનો અમને મળેલ અંક બીજા વર્ષનો ત્રીજો અંક છે. સંપાદક મહાત્માજીના ભત્રિજા હોઇ બાપુ અંગે પ્રજાને અપ્રાપ્ય વસ્તુ આ માસિક દ્વારા આપવાની ઊંચી ભાવના સેવે છે. દર અંકે બાપુનો આર્ટ પેપર ઉપર એક ફોટો અપાય છે. વિષય પણ સ્ત્રી, બાળકો, વિચારકો એમ દરેકને લક્ષમાં રાખી યોજાય છે. આ પ્રવૃત્તિ સાચે જ બધાને પસંદ પડે એવી છે.

# ઇનામી નિબંધનું પરિણામ

ઈશ્વર પેટલીકર

ફાગણના અંકમાં બહેનો માટે ઈનામી નિબંધની જાહેરાત કરવામાં આવી હતી. માન્યું હતું કે ઈનામની રકમ મોટી ગણવાથી વધુ નિબંધો મળી રહેશે પરંતુ એ ગણતરી ખોટી પડી છે. ફક્ત ચાર નિબંધો નીચેની બહેનો તરફથી મળ્યા છે!

(૧) શ્રી શાન્તાબહેન મોતીભાઈ પટેલ, અભ્યાસ મેટ્રિક પાસ થઈ ફર્સ્ટનો ચાલુ, ઉંમર ૧૯ વર્ષ, વતન ઉત્તરસંડા. વિષય—વિધવાવિવાહ કરવામાં બહેનોને પડતી મુશ્કેલીઓ નિવારવાના ઉપાય.

(૨) શ્રી ચંપાબહેન મણિભાઈ પટેલ, અભ્યાસ જુનિયર બી. એ. સુધી, ઉંમર ૨૫ વર્ષ, વતન નાર (હાલ વડોદરા). વિષય—હિંદુ સ્ત્રી માટે કેવા પ્રકારના કાયદાનું રક્ષણ હોવું જોઈએ અને શાથી?

(૩) શ્રી લીલાબહેન પુરુષોત્તમદાસ પટેલ, અભ્યાસ ઇન્ટર સુધી, ઉંમર ૨૦ વર્ષ, વતન નાર (હાલ ઈન્દોર). વિષય—વિધવાવિવાહ ......

(૪) શ્રી કમળાબહેન ચુનીભાઈ પટેલ, અભ્યાસ મેટ્રિક પાસ. ઉંમર ૨૨ વર્ષ, વતન ઉત્તરસંડા, વિષય—હિંદુ સ્ત્રી માટે .....

આ ચાર નિબંધો ચરોતર એજ્યુકેશન સોસાયટીની હાઈસ્કૂલના હેડ માસ્તર શ્રી ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલ અને હું, બંને જણ તપાસી ગયા હતા. જણાવેલા ઈનામને લાયક એકેય નિબંધ અભ્યાસયુક્ત લાગ્યો ન હતો એટલે ઇનામની રકમમાં યોગ્ય ફેરફાર કરવાના હક પ્રમાણે એ નિબંધોને ક્રમ પ્રમાણે રૂ. ૨૦, રૂ. ૧૦, રૂ. ૫, અને રૂ. ૫ એમ ઇનામ આપવાનું નક્કી કર્યું છે.

ચાર નિબંધોમાં શ્રી શાન્તાબહેનનો નિબંધ પ્રથમ આવે છે. ફૂલ્સકેપ અર્ધા ચાર પાનમાં એ નિબંધ લખાયેલો છે એ રીતે બીજા અને ત્રીજા નિબંધ કરતાં લખાણ અર્ધું અને તેથી પણ ઓછું છે, છતાં વિષયને મુદ્દાસર, વ્યવસ્થિત અને વિચારપૂર્વક રજૂ કર્યો હોઈ તે પ્રથમ ઇનામને લાયક ગણાયો છે. શ્રી ચંપાબહેનનો બીજો નિબંધ નવ પાનનો છે. વિષયની ચર્ચા સારી છે પણ મૌલિક નથી. મોટો ભાગ નવા હિંદુ કોડ બીલની પાર્લામેન્ટમાં જે ચર્ચા ચાલે છે તેનો પડઘો છે. ત્રીજો નિબંધ શ્રી લીલાબહેનનો છે જે ચારમાં સૌથી લાંબો ૧૫ પાનનો છે. લખાણમાં જોસ છે પણ મોટે ભાગે વિષયના મુદ્દાને ચર્ચવાને બદલે વિષયાંતર વધારે કરેલું છે. શ્રી કમળાબહેનનો ચોથો નિબંધ પહેલાની જેમ ચાર પાનનો છે. ભાષાની ઝમક એટલી બધી છે કે જો એટલા પ્રમાણમાં વસ્તુ હોત તો પ્રથમ નિબંધ આવત. પરંતુ વસ્તુ વગરની આવી ભાષા પાણી વગરના કૂવા જેવી નિરર્થક છે.

# પ્ર*સં*ગ*ક*થા

## પરમાર્થી સ્વાર્થ

આ અંકમાં 'પરમાર્થી સ્વાર્થ' એ લેખ છપાયેલો છે. અમેરિકાની પ્રજાએ યુદ્ધ સમયે યુરોપની પ્રજાને સંકટગ્રસ્ત સમજી વગર માગ્યે કેવી રીતે મદદ મોકલી છે, તે અંગે કેવી સુંદર વ્યવસ્થા હતી, વગરે વિગતો જાણીને આપણને એ પ્રજા ઉપર માન ઉપજે છે. પૂર્વની પ્રજાનું સ્વર્ગ – આદર્શ – આજ સુધી ઇંગ્લેન્ડ હતું, પરંતુ હવે નવી દુનિયાનું ધ્યાન અમેરિકા ઉપર ગયું છે. આપણા વિદ્યાર્થીઓનો પ્રવાહ પણ ઇંગ્લેન્ડ કરતાં અમેરિકા તરફ વધુ વહેતો થયો છે. એમ દુનિયાનું ધ્યાન ખેંચી રહેલી અમેરિકન પ્રજાની મદદ કરવાની ભાવના એ લેખમાં જોવા મળે છે. અને આ ભાવના પાછળ મદદ કરવાની વૃત્તિ નથી પણ પોતાનો સ્વાર્થ છે એમ પ્રજા માને છે! એક અમેરિકન બ્હેન લખે છે કે મદદ (પાર્સલ) મોકલવામાં મારો જ સ્વાર્થ સમાયેલો છે. પાર્સલ મોકલ્યા પછી જ મને અહીંના મારા ભોજનમાં સ્વાદ આવે છે!

## ગુજરાતમાં દુકાળ છે ત્યારે

આ લેખ વાંચ્યા પછી મને થયું કે ગુજરાતમાં હાલ દુકાળ છે ત્યારે એને મદદ કરવાને બદલે આપણે ત્યાં છૂટથી, કાયદાનો ભંગ કરી જમણવારો ચાલે છે! એનું કારણ અમેરિકન બહેનના ઉત્તરમાં છે. આપણા ભાઇઓ દુકાળમાં ભૂખે મરે છે છતાં આપણા ભોજનમાંથી સ્વાદ ઊડી ગયો નથી. જો ઊડી ગયો હોત તો મદદ કર્યા વગર આપણને ચેન ન પડત. પરંતુ એ પછી પાંચમે દિવસે જ મને આફ્રિકાથી એક રજી. કવર મળ્યું.. અંદર રૂા. ૬૬૬–૧૦–૮ (શિલિંગ ૧૦૦૦)ની હુંડી હતી. અને લખ્યું હતું કે, ઉપરની રકમ ગુજરાત દુષ્કાળ રાહત ફાળામાં યોગ્ય જગ્યાએ મોકલી દેશો, એજ જયહિન્દ! આ વાંચીને માર હર્ષનો પાર ન રહ્યો. થયું કે અમેરિકન પ્રજાનું જ નહિ, પણ હિંદી પ્રજાનું, પાટીદાર પ્રજાનું, દૂર પરદેશમાં વસ્યા છતાં દેશબાંધવો દુકાળમાં સપડાયા છે એટલે ભોજન બેસ્વાદુ બની ગયું છે. અમેરિકન પ્રજા વધુ સમૃદ્ધ છે, વધુ માહિતીપૂર્ણ અને કેળવાયેલી છે, એટલે એણે મોટા પ્રમાણમાં મદદ કરી છે જ્યારે આપણી પ્રજાએ ઝોળી લઇને સેવકો પહોંચી ગયા છે ત્યાં નાની પણ મદદ કરી છે. અને આ હુંડી આવી તેમ વગર માગ્યે, રકમો એ ફાળામાં આવી હશે. અને તે ત્યારે જ આવે

કે પોતાને મદદ કર્યા વગર ચેન ન પડે. એટલે શું અમેરિકામાં, શું હિન્દુસ્તાનમાં કે શું આફ્રિકામાં, જગતના જુદા જુદા દેશોમાં આવી માનવતા ઓછેવત્તે અંશે સચવાયેલી છે. દેશનો જય વાંચ્છતા હિંદીઓમાં એ માનવતા જેટલા પ્રમાણમાં વિકસતી જશે એટલા પ્રમાણમાં હિંદનો જય છે. એ માનવતાને જગાડવી એ સરકારનું, પ્રજાના સેવકોનું, કેળવણીકારોનું અને હરકોઇ અદનામાં અદની વ્યક્તિનું કર્તવ્ય છે. એ રૂ. ૧૦૦૦ ની હૂંડી મોકલનાર છે બે ભાઇઓ. કેરિયોમાં રહેતા (ભાંધણીના) શ્રી સોમાભાઇ વલ્લભભાઇ પટેલ અને (ચાંગાના) શ્રી ડાહ્યાભાઇ પુનમભાઇ પટેલ. એમણે પરમાર્થી સ્વાર્થ બતાવ્યો હોઇ આપણા અભિનંદનના પાત્ર છે. તે હૂંડી પૂજ્ય રવિશંકર મહારાજ ઉપર મોકલી આપી છે.

## દુ:ખી દીકરીઓ

આ અંકમાં કાર્યાલયની ટપાલમાં આવેલ પત્રો, 'દુ:ખી દીકરીઓ' એ નામે છાપ્યા છે. એક દીકરીના પિતાએ સાસરીમાં દીકરીને કેવું દુ:ખ હતું અને દીકરીને સુખી કરવા પોતે કેટલો ખર્ચ કર્યો તે વિગત છે. આ કાગળ લખવા પાછળ દીકરીના પિતાની ઇચ્છા એ છે કે સમાજને આ હકીકત ઉપયોગી થાય અને દીકરીઓ ત્રાસથી બચે. સાચે જ, દીકરીઓનાં દુ:ખ જોઇ હરકોઇને દુ:ખ થાય એ સ્વાભાવિક છે. પરંતુ એનો ઉપાય શો? એ પત્ર લખનાર પિતાએ કુળવાનશાહીના મોહમાં અંધ બની શોકય ઉપર દીકરી આપી અને છેવટ એ અને દીકરી દુ:ખી થયાં. એ ભાઇએ દીકરી પરણાવતા પહેલાં કેમ વિચાર ન કર્યો કે જે લોકો સાથે દીકરી આપવાલેવાનો સંબંધ નથી તેવા ૭ ગામના લોકોને કન્યા આપવા જવાનું શું કારણ! અને પ્રથમ પત્ની જે ૭ ગામના એમના ગોળની છે છતાં એને તેડતા નથી ત્યારે આપણે શું કામ પતંગિયું દીવામાં ઝંપલાવે તેમ પડવું જોઇએ? પરંતુ હાથમાં દીવા લેઇને કન્યાપિતા કૂવામાં પડયા તેમાં દીકરીને સુખી કરવાની ભાવના કરતાં વિશેષ પોતાનું અભિમાન પોષવાની વૃત્તિ કહેવાય. અને લગ્ન પછી દીકરી દુ:ખી થવા લાગી એટલે એનો સંસાર બગડે નહિ એ આશાએ પિતાએ જમાઇને વેપાર માટે અને ઘરખર્ચ માટે રૂપિયા આપવા માંડયા. આવું ઘણા કન્યાપિતા કરતા જોવામાં આવે છે. અને મોટા ભાગના દાખલામાં દીકરીઓ સુખી થવાને બદલે દુ:ખી થતી જોવામાં આવે છે. કારણ કે, એથી સાસરિયાંની, જમાઇની લેવાખાવાની વૃત્તિ, અગ્નિમાં ઘી હોમાય તેમ પ્રદિપ્ત થાય છે અને વધુ ને વધુ માગણીઓ આવતી જાય છે!

### આ ત્રાસમાંથી છૂટવાનો ઉપાય શો?

આ પત્ર લખનાર દીકરીના પિતાને, આપણામાં કહેવત છે એમ ગંડયા પછી ડહાપણ આવ્યું છે. છતાં એ ડહાપણ સ્મશાનવૈરાગ જેવું ન હોય તો ઉપયોગી છે. કારણ કે એમને બીજી દીકરીઓ હશે તો એ ડહાપણ કામમાં આવશે ભાઈ કે દીકરાને દીકરીઓ હશે તે વખતે કામમાં આવશે. અને એવા પ્રસંગે જો કોઈ દીવો લેઈને કૂવામાં પડવા જતું હોય, અને રોકયું ન રોકાતું હોય તો, એવા લગ્નમાં ભાગ ન લેવાનો આ અનુભવ પામનારનો ધર્મ છે. પરંતુ પુરુષો લગ્ને લગ્ને કુંવારા લાલ અને છે તેમ કન્યાપિતાઓ આવા જાતઅનુભવ એક દીકરીમાં થયા છતાં બીજી વખતે એના એ કૂવામાં પડવા તૈયાર થાય છે. અને જ્યાં સુધી આપણે આ મનોદશામાંથી ન છૂટીએ ત્યાં સુધી આ ત્રાસનો ઉપાય શો? દીકરીઓ પોતે માબાપના અભિમાનને તાબે ન થાય અને સ્વતંત્ર રસ્તો લે. એ બીજો ઉપાય છે. બાકી આપણી જાતે, કોશિટાના કીડાની માફક જાતે બંધનોથી બંધાઇએ અને ત્રાસથી ગૂંગળાઈએ એ દુઃખ બીજો શી રીતે દૂર કરી શકે? માણસે જાતે ઊભું કરેલું દુઃખ, માણસ જાતેજ નિવારી શકે. આ સાદી હકીકત ગળે ઉતારી આવા દુઃખમાંથી છૂટવા માટે ખોટું અભિમાન છોડી કન્યાપિતાઓ દીકરીઓ પરણાવતા થાય એજ રસ્તો છે.

### ઓરમાન માનું દુઃખ

એ કાર્યાલયની ટપાલમાં છેલ્લો પત્ર છે, ઓરમાન માના ત્રાસથી ત્રાસેલી બે દુઃખી બહેનોનો. એ બહેનો લખે છે, કે સાવકી મા છોકરાંને કેટલું દુઃખ આપે છે તેનો ખ્યાલ તમને ભાગ્યેજ હશે, આ દુઃખનો અનુભવ ભલે આવી થોડી બહેનો કે ભાઇઓને હોય, પરંતુ એ દુઃખને સમાજ સારી રીતે જાણે છે. કહેવત પણ છે– ઓરમાયાં અને ઓરગાણાં (હરિજન) સરખાં. કોઈ કોઇ વિધુર ભાઇઓ પોતાનાં બાળકો દુઃખી ન થાય એ કારણે ફરીથી પરણવાનું પણ માંડી વાળે છે. પરંતુ એવા દાખલા થોડા બનવાના. મોટા ભાગના પુરુષો ફરી પરણવાના. અને એમ પરણે તેમાં એ ખોટું કરે છે એમ પણ માનવાનું કોઈ કારણ નથી. પરંતુ એ સંજોગોમાં એમણે બાળકો તરફ વધુ ધ્યાન આપવાની જરૂર છે. ઓરમાન માને મન, શોકયનાં બાળકો એ પોતાનાં બાળકોનાં હરીફ હોય તેવી કુદરતી ઈર્ષાવૃત્તિ હોવાનો સંભવ વિશેષ છે. સમજુ સ્ત્રીનો ધર્મ ઓરમાન બાળકો ઉપર પ્રેમ કરવાનો છે. પરંતુ જો સ્ત્રી એવો પ્રેમ ન કરી શકે તેણે એવાં

બાળકોને અન્યાય ન કરવો જોઇએ, ત્રાસ તો નજ આપવો જોઇએ. પરંતુ એવી પત્ની નથી એમ જ્યારે પોતાને લાગે ત્યારે પુરુષના પિતા તરીકે ધર્મ થઇ પડે છે કે પોતાના એવાં નમાયાં બાળકોની સેવા મા પણ થવું. એમનાં સુખદુઃખમાં આશ્વાસન આપવું. ઓરમાન માએ કરેલા ઘાને સ્નેહથી ધોઇ નાખવા. અને આ બહેનોની માફક જો બાળકો મૂકાયાં હોય તેમણે મોટા થતા માનો સ્વભાવ ઓળખી લઇને એને રુચે તેમ વર્તવું. જો એનાં બાળકો હોય તો એને પ્રેમથી રમાડવાં. પિતા આગળ માની ફરિયાદ બનતાં લગી ન કરવી અને કરવી પડે ત્યારે બળતામાં ઘી ન હોમાય તેમ ખાનગી કરવી. વળી પિતા એ દુઃખ ન ટાળી શકે તેથી એના ઉપર પણ દુઃખ ન લગાડવું. કારણ કે, બાળકોએ સમજવું જોઇએ કે, પિતા પણ સુખી નથી. બાળકો આગળ એ મનની વાત ન કરી શકે એટલે એ મનમાં બળીને રહે છે. બાકી પિતાને પોતાના બાળકો દુઃખી થાય તેથી દુઃખ થયા વગર ન રહે. પરંતુ એને માથે ઘરની મોટી જવાબદારી છે. કમાવાની રાહત ન હોય તો એ બિચારો આખો દિવસ નોકરી કે ધંધામાં બળી રહ્યો હોય છે. એ સંજોગોમાં ઘેર આવી એ પત્ની સાથે કંકાસ કરવાનો કાયર હોય છે. એટલે મનનું દુઃખ મનમાંજ દાબી રાખી બળતો હોય છે. બાળકોએ આવા પિતાની દયા ખાવી જોઇએ. પિતા કંકાસથી ડરતો હોય તો એણે કંકાસ ન થાય એ રીતે બાળકોને આશ્વાસન આપવું, એમના મનનું સમાધાન કરવું અને ધીરજ ધરવાની કેળવણી આપવી. આવું ન કરનાર પિતા સાચેજ પોતાની ફરજ ચૂકે છે.

### નાસી જવાનો રસ્તો ન લેવાય

એ બહેનોએ લખ્યું છે કે અમારાથી આ ત્રાસ નહિ સહન થાય તો નાસી જવાનાં. દુઃખમાં આવો વિચાર બાળકોને આવે છે એવું નહિ, પણ મોટા માણસોને પણ આવે છે. પરંતુ એમ વિચાર કરવો સાચો નથી. નાસી જવાથી એક દુઃખ મટીને બીજું શરૂ થાય છે. અને તે પહેલા કરતાં વધુ ભયંકર પણ નીવડે. બહેનોને પૂછું—નાસીને તમે ક્યાં જાઓ! તમે હજુ દુનિયા જોઇ નથી. ઓરમાન મા કરતાં પારકી દુનિયા સારી હોવાનું કાંઇ કારણ નથી. ઊલટ, ઊલમાંથી ચૂલમાં પડવા જેવું થાય. તમારી એવી સ્થિતિ જાણીને ધુતારા લોક તમને ઊલટ ફસાવે અને દુઃખી દુઃખી થઇ જાઓ. માટે એ વિચાર મનમાંથી કાઢી નાખજો. અને ભવિષ્યમાં આ દુઃખમાંથી મુક્ત થઇ સ્વતંત્ર થાઓ ત્યારે જગત ઉપર પ્રેમ કરવાનો ધર્મ સમજી

આચરણ કરજો. જો આ દહાડા ભૂલી જઇ, વહુ સાસુ બનતાં વહુના દહાડા ભૂલી જઇ સાસુપણું દાખવે છે તેમ હરકોઈ દુઃખીને મદદ કરવાની, પ્રેમ કરવાની ફરજ ભૂલી જશો તો દુઃખની ઘટમાળ કદી અટકશે નહિ.

## વ્યક્તિસ્વાતંત્ર્ય અને દરબાર સાહેબ

આ અંકમાં દરબાર સાહેબના બે પુત્રો, શ્રી મહેન્દ્રભાઈ અને શ્રી યોગેન્દ્રભાઇએ એમના ભાઈ શ્રી ભુપેન્દ્રભાઇના લગ્ન અંગે જે ચર્ચા માસિકમાં થઈ તે અંગે પોતાના વિચારો જણાવ્યા છે. તેમાંથી એક મુદ્દો સ્પષ્ટ કરવાનો બને પત્રોનો આશય છે. જે રીતે આ લગ્નસમારંભ ઉજવાયો તે રીત દરબાર સાહેબને પોતાને પસંદ હતી એમ માનવાનું કારણ નથી. લગ્ન શ્રી ભુપેન્દ્રભાઇનું હતું. પિતા તરીકે એ લગ્ન દરબાર સાહેબે યોજ્યું ન હતું, પરંતુ એ પોતે બીજાઓની જેમ એ લગ્નમાં હાજર રહ્યા હતા એટલું જ. વ્યક્તિસ્વાતંત્ર્યની રીતે પોતાનું લગ્ન કેમ ઉજવવું તેનો નિર્ણય કરવાનો અધિકાર શ્રી ભુપેન્દ્રભાઇને હતો અને વ્યક્તિસ્વાતંત્ર્યના હિમાયતી તરીકે દરબાર સાહેબ તેનો વિરોધ ન કરી શકે. એ લગ્ન અંગે થયેલી ટીકા જેમણે ધ્યાન દેઇને વાંચી હશે તેમને ખબર હશે કે શ્રી ભુપેન્દ્રભાઈ ઉપર કોઇએ ટીકા કરી નથી. એમના વ્યક્તિ-સ્વાતંત્ર્ય ઉપર કોઇએ તરાપ મારી નથી. અને એ રીતે દરબાર સાહેબ, પુત્રના એ હકને છીનવી લે તેમ પણ કોઈએ કહ્યું નથી. પરંતુ મુદ્દો એ ઊભો થાય છે કે જે જાતનો સમારંભ ઉજવાયો એ દરબાર સાહેબને અણગમતો હતો તો એજ વ્યક્તિસ્વાતંત્ર્યના હકને આધારે એ લગ્નમાં ગેરહાજર રહેવાનો એમને હક ખરો કે નહિ? વ્યક્તિસ્વાતંત્ર્યનો એવો અર્થ તો ન કરી શકાય કે સામાના સ્વાતંત્ર્યનો સ્વીકાર કરતાં પોતાનું સ્વાતંત્ર્ય જતું કરવું. વળી એમ કહેવાયું છે કે સિદ્ધાંતને વાંધો ન આવતો હોય તો ફક્ત આદર્શ બેસાડવા ખાતરજ વિરોધ કરી પુત્રોનાં દિલ દુખવવા જેટલા વેદિયા તેઓ નથી. એટલે એથી એ મુદ્દો ઊભો થાય છે કે દરબાર સાહેબે જે સિદ્ધાંત માન્યો છે તેનો આમાં ભંગ થતો ન હતો એટલે એ હાજર રહ્યા. આદર્શ નહોતો સચવાયો તેમ તો એ પત્રોમાં જણાવાયું છે. પરંતુ આદર્શના આચરણને વેદિયાપણું કહેવું તે સાથે અમે સંમત થતા નથી. વળી જે પુત્રો, દરબાર સાહેબ એક એવા પિતા છે કે જેની જોડ આપણા સમાજમાં મળવી મુશ્કેલ છે, એમ ગૌરવ લેવા જેટલા જાગ્રત છે, તેઓ પિતા આદર્શનું પાલન કરે તેમાં દિલ શું કામ દુખવે? વીર

ક્ષત્રિયાણી પતિને જેમ સહર્ષ લડાઈમાં જતાં વધાવી લેતી હતી તેમ પુત્રોએ ભલે આદર્શનું પાલન ન કરવું હોય તો પણ એમણે પિતાને તો કહેવું જોઈએ કે, આપ તો પ્રજાના માનીતા, પૂજ્ય નેતા છો, આદર્શનો ભંગ કરી નિર્બળ ન બનશો, એથી અમને દુઃખ પણ લાગવાનું નથી. એટલે જો દરબાર સાહેબને, જે રીતે સમારંભ ઉજવાયો તે રીત પસંદ ન હતી તો વ્યક્તિસ્વાતંત્ર્યના હક પ્રમાણે ગેરહાજર રહેવાનો સંપૂર્ણ હક હતો અને વ્યક્તિસ્વાતંત્ર્યમાં માનનાર પુત્રોને તેથી દુઃખ લગાડવાનું કોઈ કારણ ન હતું.

## આદર્શ અને કુટુંબ પ્રત્યેની ફરજ

બીજા પત્રમાં કહેવાયું છે કે, 'એક બીજી વસ્તુ પણ વિચારવાની રહે છે. જાહેર પુરુષોના જીવનમાં હંમેશાં તેમના આદર્શો તથા કુટુંબ પ્રત્યેની ફરજ વચ્ચે સંઘર્ષ જોવામાં આવે છે. કારણ કે જાહેર પુરુષ થવાથી કુટુંબ પ્રત્યેની તેમની લાગણીઓ કે ફરજો મટી જતી નથી. આથી આવા પ્રસંગોએ તેઓની સ્થિતિ ત્રિશંકુ જેવી – બેમાંથી કોઈ તરફ ન જઈ શકે તેવી – થતી હોય છે. તેઓ કોને છોડે? પોતાના આદર્શોને કે કુટુંબીઓને?' આ પ્રશ્ન નવો નથી. આદર્શ આચરનાર આગળ આ અગાઉ તે આવી ગયેલો છે. દરબાર સાહેબના જીવનમાંથી ઘણા પ્રસંગો મળી રહે તેવા છે કે આદર્શ ખાતર એમણે કુટુંબીઓની લાગણીનો વિચાર નથી કર્યો. અને જો એમ કર્યું હોત તો આજે દરબાર સાહેબ છે તે ન થઈ શક્યા હોત. એટલે બે વિરોધી વૃત્તિઓના પ્રશ્ન આગળ આદર્શ ન છોડાય એ હકીકત છે. વળી આમાં કુટુંબીઓને છોડવાનો સવાલ પણ ક્યાં છે! જે પુત્રોને પિતા માટે આટલું માન છે તે આ લગ્નમાં પિતા હાજર ન રહ્યા હોત તો એમને છોડી દેત એમ કલ્પના પણ આવતી નથી. વળી એથી દરબાર સાહેબ પિતા તરીકેની કોઈ ફરજ ચૂકત એમ માનવાનું કારણ પણ નથી. વળી આશ્ચર્ય એ વાક્ય ઉપજાવે છે કે, 'આ પ્રશ્નને વધુ વિશાળ રીતે સમજવાનો પ્રયત્ન કરીએ તો દરબાર સાહેબનાં કુટુંબીઓને જ હાથે દરબાર સાહેબના આદર્શોનું ઉલ્લંઘન થયું તેમાં જ તેમનો – દરબાર સાહેબનો – અને તેમના સ્વતંત્રતાના આદર્શોનો વિજય જણાશે. કારણ કે અન્યની સ્વતંત્રતા ખાતર પોતાના આદર્શોનું ઉલ્લંઘન સહી લેવામાં આદર્શોના પરિપાલન કરતાં પણ વધુ ક્ષમતા અને ધૈર્ય જોઈએ છે.' પોતાના આદર્શોનું ઉલ્લંઘન કુટુંબીઓ કરે તે સહી લેવામાં ક્ષમતા અને ધૈર્ય રહેલાં છે. પરંતુ એવા કાર્યમાં જાતે ઇચ્છા



# બાલવિનોદનાં પ્રકાશનો

## બાલસાહિત્ય, કિશોરસાહિત્ય
## કુ મા ર સા હિ ત્ય
## ને પ્રૌ ઢ સા હિ ત્ય

માં સર્વોત્તમ છે

## બાલવિનોદનો બાબાસૅટ

બે થી પાચ રંગમા છાપેલી અઢીસો મનોહર ચિત્રોવાળી ત્રણ ચોપડીઓ, અમરમાળા, શબ્દમાળા અને અંકલેખન, બાળકોને રમત વાતમા કક્કો, બારાખડી, આંક ને વાચન શીખવે છે બાહોશમા બાહોશ શિક્ષક જે ન કરી શકે તે આ સૅટ કરી બતાવે છે સૅટનો સવા રૂપિયો ☆ વી પી ખર્ચ છ આના

## બાલવિનોદ ગ્રંથાવલિ

બે રંગમા પાને પાને સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલા છ થી સાત વર્ષનાં બાળકો માટે તૈયાર કરેલાં દસ મનોહર પુસ્તકો ત્રણસો ચિત્રો સાથેનુ ત્રણસો પાનનુ રસિક વાચન ☆ સૅટના ચાર રૂપિયા ☆ વી પી ખર્ચ બાર આના

## બા લ વિ નો દ મા ળા

બારેબાર ચિત્રોવાળા, રમ ગમે ને કટકા પડે એવા મન્મ, સાત થી દસ વર્ષના બાળકો માટેના એકએકથી ચઢિયાતા તેત્રીસ પુસ્તકો એક હજાર ચિત્રો સાથે સવા બે હજાર પાનનુ સુંદર વાચન, ત્રણ મનોહર સૅટમા દરેક સૅટના રૂા ૫–૧૨ ત્રણ સૅટના રૂા ૧૭–૪ ☆ વી પી ખર્ચ બે રૂપિયા

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલા, સુંદર ચિત્રોવાળા, વિવિધ પ્રકારના દસ થી પંદર વર્ષના બાળકો માટેના અત્યંત રસિક પુસ્તકો અગિયારસો ચિત્રો સાથે સાડાચાર હજાર પાનનુ રસિક વાચન એકંદર દસ સૅટમા દરેક સૅટના રૂા ૩–૮ ☆ દસ સૅટના રૂા ૩૫–૦ ☆ વી પી ખર્ચ ત્રણ રૂપિયા

## ર મૂ જ મા ળા

બાળકો હોંસેહોંસે વાંચે એવી હાસ્યરસની છોળો ઊડાડતી રસિક વાર્તાઓના પાચ પુસ્તકો સવાસો ચિત્રો સાથે ચારસો પાનનુ સુંદર વાચન દરેક પુસ્તકના બાર આના પાચ પુસ્તકોના રૂા ૩–૧૨ ☆ વી પી ખર્ચ આઠ આના

## મઝેદાર કહાણીમાળા

પુષ્કળ ચિત્રો સાથે કિશોરજગતના અવનવા પરાક્રમો રજૂ કરતી અજોડ ગ્રંથાવલિ. પાકી બાઈન્ડીંગના સોહામણા જૅકેટવાળા છ પુસ્તકો. એકંદર હજાર પાનનુ વાચન દરેકના અઢી રૂપિયા ☆ છ પુસ્તકોના રૂા. ૧૫–૦ ☆ વી. પી ખર્ચ દોઢ રૂપિયો

## સા હ સ ક થા વ લિ

સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનના અવનવા પરાક્રમોને લગતુ પ્રેરણાદાયી વાચન આપતી અભિનવ ગ્રંથાવલિ પાકી બાઈન્ડીંગનાં સોહામણા જૅકેટવાળા સોળ પુસ્તકો. એકંદર સોળસો પાનનુ વાચન. ચાર સૅટમા સૅટના રૂા ૫–૦ ☆ ચાર સૅટના રૂા ૨૦–૦ ☆ વી. પી ખર્ચ બે રૂપિયા

બાલવિનોદ કાર્યાલય * ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ * મુંબઇ ૨

## 'પાટીદાર'ના વાચકો જરૂર વાંચે

માસિકના તંત્રી ઈશ્વર પેટલીકરના પુસ્તકો સર્વ બુકસેલરો પાસેથી મળે છે. અત્યાર સુધી 'પાટીદાર' કાર્યાલય એ પુસ્તકો રાખતું નહિ. છતાં આફ્રિકાના ગ્રાહકોમાંથી અને દેશમાંથી પણ મંગાવનાર એ પુસ્તકો માટે 'પાટીદાર' કાર્યાલયને લખવામાં આવતું. એટલે અત્યાર સુધી તેની વ્યવસ્થા કાર્યાલય અન્ય બુકસેલર પાસે કરાવી લેતું.

પરંતુ આપને જણાવતા આનંદ થાય છે કે સન ૧૯૪૯ના નવા વરસથી એ પુસ્તકો વેંચવાનું કાર્યાલયે નક્કી કર્યું છે. એટલે તે મંગાવવા માટે 'પાટીદાર'ના ગ્રાહકોને વિશેષ અનુકૂળતા થઈ પડશે. આફ્રિકાના ભાઈઓ 'પાટીદાર' માસિકના લવાજમ સાથે જે પુસ્તકો જોઈતા હોય તેટલી રકમના પોસ્ટલ ઑર્ડર સાથે મોકલી શકશે. તેમજ દેશના ભાઈઓ પણ મંગાવી શકશે. દેશમાં જે સ્થળો રેલ્વે ઉપર હશે તેને રેલ્વે પારસલથી તે મંગાવવામાં આવશે તો પોસ્ટેજનું ખર્ચ ભોગવવું નહિ પડે. પરંતુ તે સગવડ બધા સેટ મંગાવનારને અનુકૂળ પડશે.

### પુસ્તકોની યાદી

**નવલકથાઓ**

| | |
|---|---|
| (૧) જનમટીપ | રૂ. ૩ |
| (૨) લખ્યા લેખ | રૂ. ૩।। |
| (૩) ધરતીનો અવતાર | રૂ. ૨।। |
| (૪) પંખીનો મેળો | રૂ. ૨।। |
| (૫) પાતાળ કૂવા | રૂ. ૩ |
| (૬) કળિયુગ ભાગ ૧ | રૂ. ૩ |
| (૭) કળિયુગ ભાગ ૨ | રૂ. ૩ |

**નવલિકાઓ**

| | |
|---|---|
| (૮) તાણાવાણા | રૂ. ૩ |
| (૯) માનતા | રૂ. ૨।। |

**ગ્રામ સાહિત્ય**

| | |
|---|---|
| (૧૦-૧૧) પટલાઈના પેચ ભા. ૧-૨ | રૂ. ૧। |
| (૧૨) કંકુ ને કન્યા | રૂ. ૧। |

**રેખાચિત્ર**

| | |
|---|---|
| (૧૩) ગ્રામચિત્રો | રૂ. ૨।। |

**આફ્રિકા માટે આખા સેટનું ૨૭. પોસ્ટેજ રૂ. ૨-૧૨-૦**
**દેશ માટે રૂ. ૨-૨-૦. એક પુસ્તકનું પોસ્ટેજ રૂ. ૦-૬-૦**

લખો

**'પાટીદાર' કાર્યાલય, આણંદ.**

મુદ્રક : આશાભાઈ ગોરધનભાઈ પટેલ, ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ
પ્રકાશક : ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ, પાટીદાર કાર્યાલય, આણંદ